

રશિયાનાં કેટલાંક સપૂતો એવાં છે જેમને સામાન્ય જનતાની સ્મરણ શક્તિએ અમરત્વ પ્રદાન કર્યું છે. લેખક ઈવાન તુર્ગેનેવ (૧૮૧૮-૧૮૮૩) પોતાના પછી આવનારી પેઢીઓનાં પ્રેમ અને સન્માનના એવા જ ચૂંટેલા પાત્ર બની ગયા.

વિશ્વ સાહિત્યની પેલી અમર કૃતિઓ જેની સામે દેશ અને કાળ પણ નિસહાય થઈ જાય છે, પેલી કૃતિઓ જે બધાં જ અંતરોને, રાજ્યોની સીમાઓને, રાષ્ટ્રીય ભેદોને અને ભાષાની દીવાલોને પાર કરી જાય છે તે અમર કૃતિઓ બની જાય છે. તુર્ગેનેવનાં પુસ્તકો આ જ શ્રેણીમાં આવે છે. તેમાં ઉલ્લેખનીય છે: 'શિકારીનાં રેખાચિત્રો,' તેમની નવલકથાઓ 'રુદિન', 'કુલીન ઘરાનું', 'પૂર્વવેળા', 'પિતાઓ અને સંતાનો', તેમના અનેક નાટકો, લઘુનવલકથાઓ, ભાષણો અને નિબંધો, 'ગદ્ય-કાવ્ય'. આ કૃતિઓને વિશ્વવ્યાપી ખ્યાતિ એટલા માટે મળી કે તેમણે કરોડો વાચકોનાં હૃદયમાં જોવામાં આવતી ચિંતાઓને પ્રતિધ્વનિત કરી, પછી તેઓ ભલેને દુનિયાનાં કોઈપણ ખૂણામાં રહેતા હોય કે પછી તે કૃતિઓ ભલેને જે કોઈ પણ ભાષામાં પ્રકાશિત કરવામાં આવી હોય.

ઈવાન તુર્ગેનેવ • કુલીન ઘરાનું



ઈવાન તુર્ગેનેવ

# કુલીન ઘરાનું

અનુવાદ — શ્રુતિ મહેતા
સજાવટ — નદેજ્દા કીલોવા

И. С. ТУРГЕНЕВ
**Дворянское гнездо**
Роман
*на языке гуджарати*

IVAN TURGENEV
**A Nest of the Gentry**
*in Gujarati*



ISBN 5-05-002926-0

સોવિયેત સંઘમાં મુદ્રિત

# પ્રસ્તાવના

ઈવાન સેર્ગેયેવિચ તુર્ગેનેવ (૧૮૧૮-૧૮૮૩)ના સર્જનાત્મક કાર્યને રૂસી સાહિત્યનું એક શિખર માનવામાં આવે છે. આ મહાન સાહિત્યકારના ગદ્યની પોતાની આગવી વિશિષ્ટતા છે આશ્ચર્યજનક સંગીતમયતા અને ઊંડી સર્વભેદી કાવ્યાત્મકતા. તે એક એવાં લેખક માનવપ્રેમી હતા જેઓ ખૂબ ઊંડાણપૂર્વક અને તીવ્રતાપૂર્વક જીવનમાં, જન-સાધારણમાં અને ઐતિહાસિક પ્રગતિમાં વિશ્વાસ રાખતા હતા. તુર્ગેનેવનો જીવનકાળ રૂસી અને વિશ્વ ઈતિહાસનો એક અત્યંત તનાવભર્યો કાળ હતો અને તે કેટલાંય દશકો સુધી પોતાના યુગનાં સાર્વજનિક અને સાહિત્યિક આંદોલનોની વચ્ચે રહ્યા. પોતાની રચનાઓના રૂપમાં તેમણે રૂસી જીવનની સૌથી મહત્ત્વની અને મૂળભૂત સમસ્યાઓ તરફ પોતાની પ્રતિક્રિયા વ્યક્ત કરી, સાર્વજનિક સંઘર્ષમાં ભાગ લીધો અને આ પ્રમાણે સ્વતંત્રતા અને પ્રગતિને માટે સમગ્ર રાષ્ટ્રીય ચળવળ તેમનામાં સાકાર થઈ ગઈ. તેમણે પોતાના જીવનકાળમાં જ વિશ્વવ્યાપી ખ્યાતિ પ્રાપ્ત કરી લીધી હતી. ઘણાં દેશોમાં તેમની રચનાઓ વાંચવામાં અને વખાણવામાં આવતી હતી અને લોકો તેમને ચાહતા હતા. લોકો કહેતાં હતાં કે તુર્ગેનેવ જ હતાં જેમણે રૂસી સાહિત્યને આખી દુનિયાનાં વાચકોમાં લોકપ્રિય બનાવ્યું હતું. તેમણે રૂસી અને વિશ્વ સાહિત્યના વિકાસ પર બહુ મોટો પ્રભાવ પાડયો.

તુર્ગેનેવે છ નવલકથા, કેટલીય લઘુ નવલકથાઓ, ઘણી વાર્તાઓ અને કવિતાઓ લખ્યાં.

'કુલીન ઘરાનું' તેમની બીજી નવલકથા છે. આ નવલકથા ૧૮૫૮માં માત્ર છ મહિના દરમિયાન લખવામાં આવી હતી. આ રચનાનો મુખ્યા આધાર છે લીઝા કાલીતિના અને ફ્યોદોર લાવ્રેત્સ્કીની દુઃખદ પ્રેમકથા. લાવ્રેત્સ્કી એક પરણેલો માણસ છે અને જોકે તેની પત્ની તેના માટે એક અપરિચિતા છે તથા વાસ્તવમાં તેઓ એક

બીજાંથી છૂટાં પડી ગયાં છે તેમ છતાં પણ તેઓ ઔપચારિક બંધનોમાં હજી સુધી બંધાયેલાં છે તે લીઝા અને લાવ્રેત્સ્કીની ઊંડી ભાવનાઓ પર પોતાની કાળી છાયા પાડી રહ્યાં છે. તેઓ બંને એકબીજાનાં પ્રેમમાં તો પડી ગયાં છે પણ તેઓ એ વાતને પોતાની જાતે સ્વીકાર કરવાથી બીએ છે. લાવ્રેત્સ્કીની પત્નીનાં મૃત્યુના સમાચાર આવે છે અને પ્રેમીઓને સુખદ આશા બંધાય છે કે તેમનું ભાગ્ય કદાચ ચમકી ઊઠે. પણ આ ખબર ખોટી નીકળે છે. આશાની જગ્યા નિરાશા લઈ લે છે. અત્યંત ધર્મનિષ્ઠ હોવાને કારણે લીઝા આ આઘાતની વ્યાખ્યા દંડનાં રૂપમાં કરે છે અને સંન્યાસ લઈ લે છે. લાવ્રેત્સ્કીનું જીવન પણ છિન્નભિન્ન થઈ જાય છે. આ જ નવલકથાનો વિષયવસ્તુ છે—મુખ્યત્વે રીતે આ પવિત્ર ઘનિષ્ઠ પ્રેમની વાર્તા છે પણ તુર્ગેનેવ જેવા મહાન લેખક નવલકથા લખતી વખતે પોતાની જાતને અહીં સુધી જ મર્યાદિત રાખી શકતા નહોતા. વાસ્તવમાં 'કુલીન ઘરાનું' તે સમયનાં જીવન સાથે ઘનિષ્ઠ રીતે સંકળાયેલું છે. આ નવલકથામાં તુર્ગેનેવે પોતાનાં યુગની સૌથી મૂળભૂત પાયાની સમસ્યાઓનો ઉકેલ શોધવાનો પ્રયત્ન કર્યો છે. અને એ સમય, જેમાંથી રૂસને પસાર થવું પડયું, તે કોઈ નજીવો કાળ નહોતો. દેશ તે જ સમયે ત્રીસ વર્ષનાં સાર્વજનિક ગતિરોધથી મુક્ત થયો હતો જેનો તે નિરંકુશ સમ્રાટ નિકોલાઈ પહેલાના શાસન કાળમાં શિકાર રહ્યો હતો, જેને જનતાએ "દંડાવાળા"નું નામ આપ્યું હતું. દરેકે દરેક વ્યક્તિ સુધારાઓની, અને સૌથી પહેલાં અને સૌથી તીવ્રતાપૂર્વક ભૂ-દાસત્વનાં ઉન્મૂલનની આશા લગાવીને બેઠી હતી—રશિયાનાં કરોડો ખેડૂતોનાં દાસત્વનાં ઉન્મૂલનની. તુર્ગેનેવ રશિયાની એક સૌથી ધનવાન જમીનદાર મહિલાના પુત્ર હતા અને નાનપણમાં તેમને અનાયાસ જ માલિકોનાં નિરંકુશપણાનાં ક્રુરતાભર્યાં દૃશ્યો જોવાં પડયાં હતાં, જેના કારણે તેઓ પોતાનાં આખા જીવનભર ભૂ-દાસત્વપ્રથા પ્રત્યે તિરસ્કાર કરતાં રહ્યાં. જન-જીવનનાં પિતૃસત્તાત્મક સિદ્ધાંતોને આદર્શ ન માનતાં તેઓ જનતા સાથેનાં સામીપ્યને, તેની આવશ્યકતાઓનું ધ્યાન રાખવાને દરેક વ્યક્તિની નૈતિકતાની કસોટી માનતા હતા. તેઓ પોતાનાં બધાં જ પાત્રોને આ જ દૃષ્ટિકોણથી પરખતાં હતાં. તે સમયના રશિયાનાં સૌથી શ્રેષ્ઠ લોકોની સાથે સાથે



તુર્ગેનેવ પણ બે મુખ્ય સમકાલીન પ્રશ્નોનાં જવાબ શોધી રહ્યા હતા: "શું કરવું?" અને "કોણ કરશે?" તુર્ગેનેવ માટે વિશેષ મહત્ત્વનો હતો બીજો પ્રશ્ન. લેખક એ લોકોની શોધમાં જેઓ સમાજની સક્રિય શક્તિ બની શકતાં હતાં. રશિયન જીવનને ખૂબ ધ્યાનપૂર્વક જોતાં રહ્યાં.

લીઝા કાલીતિનાનું પાત્ર આ નવલકથાનું મુખ્ય પાત્ર બની ગયું. આ એક સામૂહિક ચિત્ર છે જેમાં ઘણી રશિયન સ્ત્રીઓ અને છોકરીઓની વિશેષતાઓ સાકાર થઈ ગઈ છે જેમનાથી લેખક પરિચિત હતા. લીઝાના ચિત્રણના આધારના રૂપમાં ઘણાં લોકોનાં નામ લેવામાં આવ્યાં છે. જેમાં હતી તુર્ગેનેવની એક સગી યેલિઝાવેતા શાખોવા, જે એક પ્રતિભાસંપન્ન કવિયત્રી હતી, જેમણે દુર્ભાગ્યપૂર્ણ પ્રેમને કારણે સંન્યાસ લઈ લીધો હતો; યેલિઝાવેતા લેમ્બર્ટ નામની એક કાઉંટેસ, જે લેખકની પરિચિત હતી; અને મહાન રશિયન ક્રાંતિકારી લેખક અલેક્સાંદર ગેર્ત્સેનની પહેલી પત્ની નતાલિયા ગેર્ત્સેન.

લીઝા લેખકનું સૌથી માનીતું પાત્ર છે. તે રશિયન રાષ્ટ્રીય ચારિત્ર્યનાં શ્રેષ્ઠ ગુણોનું સાકાર રૂપ છે. તેનામાં અસાધારણ નૈતિક બળ તથા પવિત્રતા, સચ્ચાઈ અને શુદ્ધ નારીત્વનું આકર્ષણ જોઈ શકાય છે. તેનામાં ભરપૂર શાલીનતા, કોમળતા, વિનમ્રતા અને ઈમાનદારી છે. લોકો પ્રત્યે ભલાઈ અને દયાના ભાવ, જનતા તથા દેશ પ્રત્યેના પ્રેમમાં તેનું આકર્ષણ છુપાયેલું છે. તેનામાં આત્મિક બળ છે અને પાસે કર્તવ્યનો ઉચ્ચ આદર્શ છે, જે કઠોરતા અને આત્મત્યાગની સીમાઓને સ્પર્શી લે છે. તેના માટે કોઈ બીજાંને દુ:ખ પહોંચાડવા કરતાં પોતે જાતે પોતાના સુખને ઠુકરાવી દેવું વધારે સહેલું છે. પણ તુર્ગેનેવે તેની માત્ર પ્રશંસા જ નથી કરી. તેમણે તેને દોષ પણ આપ્યો છે. લીઝાને વિનમ્રતા, બધાંને ક્ષમા કરી દેવાના અને ભાગ્યની સામે આત્મસમર્પણ કરી દેવાનાં જેવાં ગુણ તેનાં ધર્મનિષ્ઠ લાલન પાલનથી મળ્યાં હતાં. વાસ્તવમાં લીઝાએ માત્ર ઘોર નિરાશાથી બેચેન થઈને સંન્યાસ નહોતો લીધો; પણ તે દુનિયાની બુરાઈઓને સુધારવાના ઉદ્દેશ્યથી પોતાના માટે મનને શુદ્ધ કરવા અને આત્મત્યાગના માધ્યમથી પ્રાયશ્ચિત કરવા માટે તરસતી હતી. પણ એમ કરીને તે કોઈને સુખ પહોંચાડી શકતી નહોતી.

લીઝાના આ ચિત્રણનો ક્રમ ભિન્ન રૂપે તુર્ગેનેવનાં એક બીજા પાત્ર, તેમની બીજી નવલકથા 'પૂર્વવેળા'ની યેલેના સ્તાખોવામાં જોવા મળે છે. આ પાત્રમાં પ્રેમની ભાવના અને નાગરિક કર્તવ્યનું સામંજસ્યપૂર્ણ સંયોજન મળે છે.

પ્રગતિશીલ રશિયન આલોચકોએ લીઝાના ચારિત્ર્યની ઉચ્ચ સ્તરની નૈતિક દૃઢતાને ખૂબ જ વખાણી છે. ઉદાહરણ માટે લેખક અને ક્રાંતિકારી સેર્ગેઈ સ્તેપન્યાક-ક્રાવચિંસ્કીએ 'કુલીન ઘરાનું'નાં અંગ્રેજી અનુવાદની પોતાની ભૂમિકામાં લીઝા વિષે લખ્યું છે કે "આ ગંભીર, અછૂતી આત્મામાં ભવિષ્યનાં મહાન ગુણ છુપાયેલાં છે" અને એ કે "જે દેશમાં પુરુષોને આવી સ્ત્રીઓના ટેકાનું આશ્વાસન હોય, તેમને વધારે સારા ભવિષ્ય પર વિશ્વાસ રાખવાનો પૂરેપૂરો અધિકાર છે."

'કુલીન ઘરાનું'નું એક બીજું મુખ્ય પાત્ર છે ફ્યોદોર લાવ્રેત્સ્કી, જે પ્રાચીન રશિયાના એક ઉમરાવ કુળનું સંતાન હોવાની સાથે સાથે જ એક સાદી સીધી ખેડૂત સ્ત્રીનો પણ દીકરો છે. તે હોંશિયાર અને ભલો માણસ છે, જે અનુભવી પણ શકે છે, અને વિચારી પણ શકે છે. તેણે બહુ સારું શિક્ષણ પ્રાપ્ત કર્યું છે. તેનામાં ઘણો બધો અંશ તુર્ગેનેવનાં પોતાનાં વ્યક્તિત્વનો, લેખકની ભાવનાઓ તથા વિચારોનો છે. આ પાત્રના રૂપમાં લેખકે રશિયાનાં ઉચ્ચ વર્ગના સૌથી શ્રેષ્ઠ પ્રતિનિધિનું ચિત્રણ કરવાનો પ્રયત્ન કર્યો છે. વાસ્તવમાં આ એક એવી વ્યક્તિ છે જેના માટે વૈયક્તિક તથા સાર્વજનિક કર્તવ્યની સમસ્યા તેના જીવનની મુખ્ય સમસ્યા છે અને આસ્થાની ભાવના—સત્ય પ્રતિ, કે કોઈ ઉચ્ચ આદર્શ પ્રતિ આસ્થા—તેની મુખ્ય આવશ્યકતા છે. તે નિરંતર પોતાની આગવી રીતની ગતિશીલતાને શોધતો રહ્યો. તે તેને પોતાનાં ખેડૂતોનાં જીવનને વ્યવસ્થિત કરવામાં મળી. લીઝાની વિપરીત, લાવ્રેત્સ્કી સુખ અને કર્તવ્યને કલ્પનાઓને એકબીજાની વિરોધી નહોતો માનતો. માત્ર પ્રતિકુળ પરિસ્થિતિઓનાં હસ્તક્ષેપ અને સાથે સાથે લીઝાનાં ધાર્મિક વિશ્વાસોની જડતાથી વિવશ થઈને તેણે પોતાના વૈયક્તિક સુખની હાનિને સ્વીકાર કરી લીધી. તુર્ગેનેવને તેનાથી સહાનુભૂતિ છે પણ નિષ્પક્ષ ભાવે આ પાત્રનું વિશ્લેષણ કરતાં લેખક એ નિષ્કર્ષ પર પહોંચે છે કે એક નવા ઐતિહાસિક યુગનાં વ્યક્તિના રૂપમાં લાવ્રેત્સ્કી સર્વથા નિષ્ફળ રહેશે: તેનામાં ઈચ્છાશક્તિ, આત્મ



બલિદાનની ભાવના અને દૃઢતાનો અભાવ છે; તે મહદ્ અંશ સુધી નિષ્ક્રિય છે. તુર્ગેનેવની આ નવલકથામાં સમાજની સક્રિય શક્તિઓનાં અનિવાર્ય લોકતંત્રીકરણનો વિચાર સ્પષ્ટ રૂપે અભિવ્યક્ત થયેલો છે. ત્રણ જ વર્ષ પછી તુર્ગેનેવે પોતાની નવલકથા 'પિતાઓ અને સંતાનો'માં એક નવા ઐતિહાસિક પાત્રનું ચિત્રણ કર્યું—કુલીન ઘરાનાથી બહારનાં બુદ્ધિજીવી બઝારોવનું.

'કુલીન ઘરાનું'ની કાવ્યાત્મકતાની વિશિષ્ટતાનો પણ ઉલ્લેખ કરવો જોઈએ: આખી નવલકથામાં સંગીત પ્રવાહમાન છે; તુર્ગેનેવની કોઈ બીજી કૃતિ આટલી સંગીતમય નથી. આમાં સંગીતના વિષે ઘણું બધું કહેવામાં આવ્યું છે, ઘણાં બધાં પાત્રોની લાક્ષણિક વિશેષતા સંગીત પ્રત્યેના તેમના વલણથી પરિલક્ષિત થાય છે. નવલકથાની ભાષા પણ સંગીતમય છે. એ ઉપરાંત પ્રાકૃતિક સૌંદર્યનાં ગીતાત્મક વર્ણનનું મુખ્ય તત્ત્વ છે "ધ્વનિમૂલક લેખન." અને આ નવલકથાનું સંગીતાત્મક તત્ત્વનું ચરમ બિંદુ છે વૃદ્ધ સંગીતજ્ઞ લેમ્મનું ગીતાત્મક સ્વરમાધુર્ય, જે સુખના વિષયનું પ્રતીક છે જે—સૌથી મહત્ત્વપૂર્ણ વિષય છે અને જે નવલકથાનાં બધાં વિચારોને સૂત્રબદ્ધ કરે છે. સંગીત તુર્ગેનેવને માટે કલાનું સૌથી પ્રિય રૂપ હતું અને 'કુલીન ઘરાના'માં લેખકે સાહિત્યિક માધ્યમ દ્વારા રંગીતનાં ભાવાત્મક પ્રભાવને પ્રદર્શિત કરવાનો પ્રયાસ કર્યો. લેમ્મનું ચરિત્ર ચિત્રણ અત્યંત મર્મસ્પર્શી તથા આકર્ષક છે. તે તદ્દન શુદ્ધ આત્મા ધરાવનાર વ્યક્તિ છે. મહાન સંગીતકાર છે પણ દુર્ભાગ્ય પણ તેને કદી સફળતા ન મળી. નવલકથાનાં પાત્રોનાં નૈતિક સારતત્ત્વને ઉદ્ઘાટિત કરવાનાં, તેમને અંતઃકરણની કસોટી પર પારખવાનો અધિકાર લેખકે તેને જ આપ્યો.

'કુલીન ઘરાનું'ના પ્રકાશન પર વાચક અને આલોચકો એ ઉત્સાહભેર તેનું સ્વાગત કર્યું. આ નવલકથા વિષેનાં અનેક લેખો અને આલોચનાઓમાં તેના મુખ્ય સાહિત્યિક અને સામાજિક મહત્ત્વની સાક્ષી આપવામાં આવી. આ નવલકથાથી તુર્ગેનેવને ખૂબ ખ્યાતિ મળી. લેખકે જાતે સ્વીકાર્યું છે કે તેને સૌથી વધુ સફળતા 'કુલીન ઘરાનું'થી મળી.

'કુલીન ઘરાનું' વાંચીને લેખક મિખાઈલ સાલ્તિકોવ-શ્ચેદ્રીન પર "એ ગીતાત્મકતાનો" ઊંડો પ્રભાવ પડયો હતો "જે આ નવલકથાની દરેક ધ્વનિમાં કૂટી કૂટીને ભરાયેલી છે" "અને તુર્ગેનેવની બધી

રચનાઓ વિષે સામૂહિક રીતે શું કહી શકાય છે?" તેમણે લખ્યું: "શું એ ભાવના કે તેમને વાંચ્યા પછી આપણે વધારે સહેલાઈથી શ્વાસ લઈ શકીએ છીએ, વધારે સહેલાઈથી વિશ્વાસ કરી શકીએ છીએ અને સુખદ ઉષ્માભરી હાર્દિકતાનો અનુભવ કરી શકીએ છીએ? તમે સ્પષ્ટ રીતે એ અનુભવ કરી શકો છો કે તમારું નૈતિક સ્તર કેવી રીતે ઊંચું ઊઠી રહ્યું છે, કે તમારાં વિચારોમાં તમે લેખકને આશીર્વાદ આપો છો અને તેને ચાહો છો? પણ આ બધું કહેવું તો સામાન્યોક્તિ થશે, જોકે આ પારદર્શી જાણે વાયુનાં બનેલાં હોય તેવાં બિંબો, દરેક પંક્તિમાં સ્પંદિત પ્રેમ અને જ્યોતિની આ વસંત આ જ છાપ છોડે છે..."

તુર્ગેનેવે 'કુલીન ઘરાનું' ૧૨૦ વર્ષ પહેલાં લખ્યું હતું, પણ આ નવલકથા હજી આજ દિવસ સુધી જીવંત છે. એના પાત્રોનાં નૈતિક સૌંદર્ય, તેમની ભાવનાઓની જ્યોતિમય કાવ્યમયતા, તેમની આત્મિક ચિંતા તથા જનતાનાં ઉજ્વળ ભવિષ્યમાં ઊંડા વિશ્વાસ પર આધારિત તેમની જિજ્ઞાસાઓ નવલકથાનાં આ બધાં પક્ષો આપણને પણ એવી જ રીતે બહુ પ્રિય છે જેવી રીતે તે તુર્ગેનેવનાં સમકાલીનોને હતાં.

**અરતૂર તોલ્સત્યકોવ**

# ૧

વસંતનો એક સોહામણો દિવસ પૂરો થવામાં હતો. ઊંચે ઊંચે સ્વચ્છ આસમાનમાં નાનાં નાનાં ગુલાબી વાદળાં લટકેલાં હતાં. ધીરે ધીરે તરતાં વહેતાં આ વાદળાં જાણે આસમાની ઊંડાઈઓમાં ઘોળાઈ રહ્યાં હોય તેમ લાગતું હતું.

*** પ્રાંતના *** નગરના કેંદ્રના ઉપનગરમાં એક અતિ સુંદર ઘરની ખુલ્લી બારી સામે બે સ્ત્રીઓ બેઠી હતી; જેમાંની એક અધેડ સ્ત્રી લગભગ પચાસેક વર્ષની ઉંમરની અને બીજી વૃદ્ધ સ્ત્રી સીત્તેરેક વર્ષની હતી.

પહેલી સ્ત્રીનું નામ હતું માર્યા દ્મીત્રિયેવ્ના કાલીતિના. તેમના પતિ, જે તે પ્રાંતનાં ભૂતપૂર્વ સરકારી વકીલ હતા અને પોતાના જમાનામાં જિદ્દી અને ચીઢિયા સ્વભાવવાળા વ્યાવહારિક, સક્રિય અને સૂઝબઝવાળા માણસ તરીકે લેખાતા હતા, તેમનું દસ વર્ષ પહેલાં અવસાન થઈ ગયું હતું. તેમણે સારું શિક્ષણ પ્રાપ્ત કર્યું હતું અને યુનિવર્સિટીની પદ્‌વી પ્રપ્ત કરેલી હતી પણ નીચલા વર્ગમાં જન્મ્યા હોવાને કારણે તેમણે પોતાની જિંદગીના આરંભમાં જ દુનિયામાં પોતાને જાતે આગળ વધારવાની અને પોતાનું ખિસ્સું ગરમ રાખવાની આવશ્યકતાને સમજી લીધી હતી. માર્યા દ્મીત્રિયેવ્ના તરફથી આ પ્રેમ લગ્ન હતું કારણ કે તે દેખાવડા અને હોશિયાર માણસ હતા અને જ્યારે ઇચ્છે ત્યારે પ્રેમાળ પણ બની જતા હતા. માર્યા દ્મીત્રિયેવ્નાએ (લગ્ન પહેલાં કૌટુંબિક નામ પેસ્તોવા હતું) બાળપણમાં જ માબાપ ગુમાવ્યાં હતાં. તેમણે કેટલાક વર્ષો મોસ્કોમાં એક મહિલાઓની સંસ્થામાં ગાળ્યાં હતાં અને પાછાં ફરતાં તેઓ *** પ્રાંતથી લગભગ પચાસેક વેર્સ્તાની દૂરી પર આવેલાં પોક્રોવ્સ્કોયે ગામમાં પોતાની કૌટુંબિક ભૂસંપત્તિ પર ફઈબા અને મોટા ભાઈની સાથે રહેતાં હતાં. આ ભાઈ ટૂંક સમયમાં જ સેંટ-પીટર્સબર્ગ ચાલ્યો ગયો હતો જ્યાં

તે એક સરકારી પદ પર કામ કરતો હતો અને જ્યાં સુધી અકાળ અવસાનને કારણે પોતાની જીવન લીલા પૂરી ન થઈ ત્યાં સુધી પોતાની બહેન અને ફઈબા સાથે મનસ્વીપણે વર્તતો હતો. પોક્રોવ્સ્કોયેની મિલકત માર્યા દ્મીત્રિયેવ્નાને વારસામાં મળી પણ તે ત્યાં લાંબો વખત ન રહ્યાં: કાલીતિન સાથેના લગ્નના એક વર્ષ પછી, જેણે થોડાંક જ દિવસોમાં તેમનું દિલ જીતી લીધું હતું, પોક્રોવ્સ્કોયેનો એક વધારે ફાયદાકારક સંપત્તિ સાથે વિનિમય કરી લેવામાં આવ્યો, જે બિલકુલ અનાકર્ષક હતી અને રહેવા માટે જમીનવાડીવાળું ઘર પણ નહોતું. તે જ સમયે કાલીતિને ***નગરમાં એક ઘર લીધું અને તે અને તેમની પત્ની સ્થાયી રૂપે તેમાં રહેવા લાગ્યાં. આ ઘર એક બહુ મોટા બગીચામાં હતું જેની એક બાજુ ખુલ્લો ગ્રામીણ વિસ્તાર પડતો હતો. "તો હવે," ગ્રામીણ રમણીયતાઓનો ચાહક નહોતા તેવા કાલીતિને ફેંસલો કર્યો, "ગામમાં જવાની ઝંઝટ જ પૂરી થઈ ગઈ." ઊંડે ઊંડે દિલમાં માર્યા દ્મીત્રિયેવ્નાને અનેક વાર પોતાના સુંદર પોક્રોવ્સ્કોયે, તેનાં હસતાં રમતાં ઝરણાંઓ, તેનાં વિશાળ ગોચરો અને તેનાં લીલાંછમ ઉપવનોને ગુમાવ્યાનો પસ્તાવો થતો હતો; પણ તેમણે કદી કોઈ પણ પ્રકારે પતિનો વિરોધ નહોતો કર્યો. તેઓ પતિના દૂરંદેશીપણા અને દુનિયાની જાણકારી પ્રત્યે ઊંડા વિસ્મયથી ચકિત હતાં. ગમે તેમ પણ જ્યારે પોતાનાં દાંપત્ય જીવનનાં પંદર વર્ષ પછી એક દીકરો અને બે દીકરીઓને પાછળ છોડીને તેઓ મૃત્યુ પામ્યા ત્યારે માર્યા દ્મીત્રિયેવ્ના પોતાના ઘર અને શહેરી જીવનથી એટલાં તો ટેવાઈ ગયાં હતાં કે તેમને ***નગર છોડીને જવાની કોઈ ઇચ્છા જ નહોતી.

પોતાની જુવાનીમાં માર્યા દ્મીત્રિયેવ્ના સોનેરી વાળવાળી ગૌરવર્ણ સુંદરી હોવાની નામના પ્રપ્ત કરી ચૂક્યાં હતાં. પચાસ વર્ષની ઉંમરે પણ તેમનાં ચહેરા-મહોરાંનું બધું જ આકર્ષણ લુપ્ત નહોતું થઈ ગયું જોકે તે થોડો ભારે ભરાવદાર થઈ ગયો હતો અને તેની નમણાઈ જતી રહી હતી. તેઓ ભલાં દિલનાં હોવા કરતાં વધારે ભાવુક હતાં અને શાળાનાં દિવસોની રીતભાત પરિપક્વ ઉંમરે પણ જળવાઈ રહી હતી; તેઓ પોતાની જાતની બહુ કાળજીપૂર્વક સંભાળ લેતાં હતાં, એકદમ જલદી ચીડાઈ જતાં હતાં અને જો તેમની ટેવોમાં કોઈ



હસ્તક્ષેપ કરતું તો તેમની આંખોમાં આંસુ પણ છલકાઈ આવતાં પણ જ્યારે તેમની મરજી જાળવવામાં આવતી અને કોઈ તેમની વાતને નકારતું નહિ ત્યારે તેઓ અત્યંત માયાળુ અને ભલાં પણ બની શકતાં હતાં. તેમનું ઘર શહેરમાં મનને સૌથી વધુ પસંદ પડે એવું હતું. તેમની પાસે સારી એવી ધનસંપત્તિ હતી. જેટલી ધનસંપત્તિ તેમના પતિએ ત્રેવડથી એકઠી કરી હતી તેટલી બધી તેમને વારસામાં પણ નહોતી મળી. બન્ને દીકરીઓ તેમની સાથે રહેતી હતી અને દીકરો સંત પીટર્સબર્ગની સૌથી સારી કોલેજમાં ભણતો હતો.

બારી પાસે માર્યા દ્મીત્રિયેવ્ના સાથે બેઠેલી પેલી વૃદ્ધ સ્ત્રી તે જ ફઈબા હતાં જેમની સાથે તેમણે એક વખત પોક્રોવ્સ્કોયેના એકાંતમાં કેટલાંક વર્ષો વીતાવ્યાં હતાં. તેમનું નામ માર્ફા તિમોફેયેવ્ના પસ્તોવા હતું. તેમની ખ્યાતિ એ હતી કે તેઓ સ્વતંત્ર સ્વભાવની લહેરી વૃદ્ધ સ્ત્રી હતી, દરેકને સીધું મોંઢા પર જ સાચેસાચું કહેતી હતી અને બહુ જ ઓછી સાધન સંપત્તિનાં બળ પર પણ પોતાનાં ઠાઠમાઠનો દેખાવ જાળવી રાખવામાં સમર્થ હતી. તેમને કાલીતિન પ્રત્યે સખત અણગમો હતો અને તેમની ભત્રીજીએ તેની સાથે લગ્ન કર્યાં કે તરત જ સીધાં પોતાના નાનકડા ગામમાં પાછાં જતાં રહ્યાં, જ્યાં તેઓ પૂરાં દસ વર્ષો સુધી ખેડૂતની ખખડી ગયેલી ઝૂંપડીમાં રહ્યાં હતાં. માર્યા દ્મીત્રિયેવ્ના તેમનાથી થોડીક બીતી હતી. નાનકડાં અણીયાળાં નાકવાળી સ્ત્રી, ઘડપણમાં પણ કાળા વાળવાળી અને ભેદક આંખોવાળી માર્ફા તિમોફેયેવ્ના દૃઢ પગલે ચાલતી હતી, પોતે અકડાઈને ટટ્ટાર રહેતી હતી અને ઊંચા ગૂંજતા અવાજે ઝડપથી તથા તદ્દન સ્પષ્ટપણે બોલતી હતી. તે હંમેશાં સફેદ કિનારવાળી ટોપી અને સફેદ ડ્રેસિંગ જાકીટમાં જોવા મળતી હતી.

"શી વાત છે?" તેમણે એકાએક માર્યા દ્મીત્રિયેવ્નાને પૂછ્યું, "દીકરી, શા માટે તું નિસાસા નાખી રહી છે?"

"અરે, કંઈ નહિ," બીજીએ જવાબ આપ્યો. "કેવાં સુંદર છે વાદળાંઓ!"

"તું તેમના માટે આટલું દુ:ખ અનુભવે છે?"

માર્યા દ્મીત્રિયેવ્નાએ કોઈ જવાબ ન આપ્યો.

"મને નવાઈ લાગે છે શા માટે ગેદેઓનોવ્સ્કી નથી આવતો?"

પોતાના ગૂંથવાનાં સોયાઓને ઝડપથી ચલાવતાં માર્ફા તિમોફેયેવ્નાએ કહ્યું. (તેઓ મોટો ઊની સ્કાર્ફ ગૂંથી રહ્યાં હતાં). "તે તને નિસાસા નાંખવામાં મદદ કરશે — કે પછી થોડાં ગપ્પાં મારશે."

"તમે હંમેશાં તેની તરફ કેટલાં કઠોર રહો છો! સેર્ગેઈ પેત્રોવિચ બહુ આદરણીય વ્યક્તિ છે."

"આદરણીય!" વૃદ્ધ સ્ત્રીએ અણગમાપૂર્વક ફરીથી કહ્યું.

"અને બિચારા મારા પતિ પ્રત્યે તેઓ કેટલા ભાવિક હતા!" માર્યા દ્મીત્રિયેવ્નાએ કહ્યું. "આજ દિવસ સુધી તેમના વિષે વાત કરતાં ભાવુક થયા વિના રહી નથી શકતાં."

"હું તો માનું છું તેણે થવું જ જોઈએ! તારા પતિએ તેને ગંદી નીકમાંથી ઊંચે નહોતો ઉઠાવ્યો શું!" માર્ફા તિમોફેયેવ્ના બડબડયાં અને તેમના ગૂંથવાના સોયા વધારે ઝડપથી ચાલવા લાગ્યા.

"ધ્યાનથી સાંભળી લે, જોવામાં તે કેવો નમ્ર માણસ લાગે છે," તેમણે ફરીથી કહેવાનું શરૂ કર્યું. "અને તેના માથા પરનાં વાળ છે તો બધાં સફેદ. પણ જેવું તે પોતાનું મોં બોલે છે કે તરત જ તેમાંથી કોઈ જૂઠાણું કે પછી કોઈની બદનામી કરતી જ વાત બહાર આવે છે. તે સરકારી નોકર પણ છે, તેનો હોદ્દો કાઉન્સિલરનો છે! પણ પછી તે ગામના પાદરીનો દીકરો પણ તો છે."

"ફઈબા, દરેકે દરેકમાં કોઈક ને કોઈક દોષ તો હોય જ છે, તે તેમની નબળી બાજુ છે એ વાત સાચી. સેર્ગેઈ પેત્રોવિચ ભણેલા ગણેલા નથી. હું માનું છું — તે ફ્રેંચ નથી બોલતા પણ ભલે ને તમે ગમે તે કહો તે ગમે એવા માણસ છે."

"હા, હા કેમ નહિ, તે હંમેશાં તારા હાથ ચૂમે છે. જો તે ફ્રેંચ નથી બોલતો તો શું થયું! આમ તો જોકે હું પણ ફ્રેંચમાં ગપાટા મારવામાં હોશિયાર નથી. સૌથી સારું તો એ જ થાત કે તે કોઈ ભાષા ન બોલતા — ત્યારે ઓછામાં ઓછાં જૂઠાણાં તો ન બોલતા. પણ લો અહીં તો આ શેતાનનું નામ લેતાં જ પ્રત્યક્ષ હાજર," રસ્તા પર નજર નાખતાં માર્ફા તિમોફેયેવ્નાએ ઊમેર્યું. "આ આવે તારો મનપસંદ માણસ, છાતી કાઢીને રૂઆબભેર ચાલતો. સારસ જેવો પાતળો અને લાંબો છે તે!"



માર્યા દ્મીત્રિયેવ્નાએ પોતાની વાળની લટો વ્યવસ્થિત કરી. માર્ફા તીમોફેયેવ્નાએ તેની તરફ કટાક્ષભરી નજર નાખી.

"શું છે, દીકરી, અરે, સફેદ વાળ? પેલી તારી પાલાશકાને ધમકાવવી જોઈએ. સાચે જ કોણ જાણે ક્યાં રહે છે તેની આંખો?"

"ખરેખર, ફઈબા, તમે તો હંમેશાં..." માર્યા દ્મીત્રિયેવ્નાએ પોતાની ખુરશીનાં હાથા ઉપર આંગળીઓ વડે ટક ટક કરતાં દુઃખી સ્વરે કહ્યું.

"સેર્ગેઈ પેત્રોવિચ ગેદેઓનોવ્સ્કી," ગુલાબી ગાલવાળા એક નોકરે બારણામાંથી ડોકિયું કરીને સૂચના આપી.

## ૨

સ્વચ્છ સુઘડ ફ્રૉકકોટ, થોડુંક ટૂંકું પેન્ટ, ભૂખરા ચામડાના દસ્તાના, અને ઉપરની તરફથી કાળા અને નીચેની તરફથી સફેદ એવા બાપડા ગળપટામાં સજ્જ ઊંચો માણસ અંદર પ્રવેશ્યો. તેની દેખાવડી મુખમુદ્રા અને કપાળ પરનાં સુંદર રીતે ઓળેલાં વાળથી માંડીને સપાટ એડીવાળાં ઘૂંટણ સુધીનાં ઊંચા નરમ જૂતાં સુધીની તેની સંપૂર્ણ ઢબમાં શિષ્ટાચાર અને પ્રતિષ્ઠા ઝલકતાં હતાં. તેમણે સૌથી પહેલાં ઘરની માલિકણને નમીને અભિવાદન કર્યાં, ત્યારબાદ માર્ફા તિમોફેયેવ્નાને અને પછી તે ધીમેથી પોતાના દસ્તાના ઉતારીને માર્યા દ્મીત્રિયેવ્નાના હાથ ઉપર ઝૂક્યો. અત્યંત આદરયુક્ત ભાવે બે વાર ચૂમ્યા પછી તે કાળજીપૂર્વક આરામખુરશીમાં બેસી ગયો અને પોતાની આંગળીઓનાં ટેરવાંઓ ઘસતાં હસીને બોલ્યો:

"અને યેલીઝાવેતા મિખાઈલોવ્ના બિલકુલ સારાં છે?"

"હા," માર્યા દ્મીત્રિયેવ્નાએ જવાબ આપ્યો. "તે બગીચામાં છે."

"અને યેલેના મિખાઈલોવ્ના?"

"લેનોચ્કા પણ બગીચામાં છે. શું કંઈ નવીન સમાચાર છે?"

"મારે કહેવું જોઈએ હા, છે," ધીરે ધીરે આંખ મીંચકારતાં અને

પોતાના હોઠ ભીંચતાં મુલાકાતીએ જવાબ આપ્યો. "હં!.. ચોક્કસપણે તે કંઈક નવીન સમાચારો છે અને અત્યંત દંગ કરી દે તેવા પણ છે. લાવ્રેત્સ્કીય ફ્યોદોર ઈવાનિચ અહીં છે."

"ફેદ્યા!" માર્ફા તિમોફેયેવ્ના જોરથી બોલી પડી. "રહેવા દો, રહેવા દો, ભલા માણસ, તમે વાત બનાવી રહ્યા છો, કેમ ખરું ને?"

"શા માટે, બેશક નહિ. મેં પોતે તેમને જોયા હતા."

"તેનાથી કંઈ સાબિત નથી થતું."

"તે જોવામાં તદ્દન સારા સ્વસ્થ દેખાય છે," ગેદેઓનોવ્સ્કીએ માર્ફા તિમોફેયેવ્નાની વાત સાંભળી જ ન હોય તેવો વર્તાવ રાખી આગળ કહ્યું. "તેમનાં ખભા વધારે પહોળાં થઈ ગયાં છે અને રંગ પણ ઊઘડયો છે."

"તદ્દન સારા સ્વસ્થ દેખાય છે," માર્યા દ્મીત્રિયેવ્નાએ ધીમેથી પુનરુચ્ચારણ કર્યું. "કોઈ પણ એમ નહિ વિચારી શકે કે તેમની પાસે સારાં સ્વસ્થ દેખાવા માટે કોઈ કારણ છે."

"હા, સાચી વાત છે," ગેદેઓનોવ્સ્કીએ વાત ઉપાડી, "તેમના જેવી સ્થિતિમાંનો બીજો કોઈ માણસ સમાજમાં મોં દેખાડતાં પહેલાં બે વાર વિચાર કરતો."

"તે કેવી રીતે?" માર્ફા તિમોફેયેવ્ના વચ્ચે જ બોલી પડી. "તે તો નર્યો બકવાસ છે! માણસ ઘેર પાછો આવ્યો છે—તમે તે ક્યાં જાય તેમ ઈચ્છો છો? હવે, જો કોઈ પણ રીતે તે કોઈ દોષમાં હોત તો પણ હું સમજત!"

"જ્યારે પણ કોઈ માણસની પત્ની ખરાબ વર્તાવ કરે છે ત્યારે, માદામ, મારી વાત તમે ચોક્કસપણે માની શકો છો કે તેના માટે દોષી હંમેશાં પતિ જ હોય છે."

"એ તો તમે કહો છો ભલા સાહેબ કારણ કે તમે કદી પરણ્યા જ નથી."

ગેદેઓનોવ્સ્કીએ દબાયેલા હાસ્ય સાથે સાંભળ્યું.

"જો આપને વાંધો ન હોય તો શું હું એ જાણી શકું છું કે," તેણે થોડીવાર ચૂપ રહ્યા પછી પૂછ્યું, "આ સુંદર સ્કાર્ફ કોના માટે છે?"



માર્ફા તિમોફેયેવ્નાએ તેની તરફ એક ઝડપી નજર નાંખી.

"તે એક એવા માણસ માટે છે, જે કદી કૂથલીઓ નથી કરતો, જે કદી જૂઠું નથી બોલતો અને ઢોંગી નથી, જો આવો કોઈ માણસ દુનિયામાં છે તો. હું ફેદ્યાને સારી રીતે જાણું છું; તેની એક માત્ર ભૂલ એ છે કે તેણે પોતાની પત્નીને બહુ લાડ લડાવીને બગાડી મૂકી. તેમાં વળી તેમનાં બેશક પ્રેમલગ્ન હતાં અને આવા જાતનાં લગ્નાં કદી સફળ નથી થતાં," વૃદ્ધ સ્ત્રીએ માર્યા દ્મીત્રિયેવ્ના તરફ ત્રાંસી નજરો નાખતાં ઊભાં થતાં કહ્યું. "અને હવે મારા ભલા મહેરબાન તમે જેની પણ ચાહો તેની કૂથલી કરી શકો છો, મારી પણ કરશો તો મને પરવા નથી; હું જાઉં છું, હું તમારી વચ્ચે નહિ આવું." માર્ફા તિમોફેયેવ્ના ચાલ્યાં ગયાં.

"તેઓ હંમેશાં આમ જ કરે છે," માર્યા દ્મીત્રિયેવ્નાએ પોતાનાં ફઈબાની પાછળ નજર નાંખતાં કહ્યું. "હંમેશાં!"

"તમારાં ફઈબા હવે ઉંમરલાયક થઈ ગયાં છે. તમે એ જાણો છો... તેનો કોઈ બીજો ઉપાય નથી!" ગેદેઓનોવ્સ્કીએ કહ્યું. "તેઓ ઢોંગી હોવા વિષે કંઈક કહી રહ્યાં હતાં. પણ આજકાલ કોણ એવી વ્યક્તિ છે જે તેવી નથી? આજનું જીવન જ કંઈક એવું છે. એક મારો મિત્ર, તે બહુ લાયકાતવાળો માણસ છે અને મારે કહેવું જોઈએ કે તેનો દરજ્જો પણ કંઈ જેવો તેવો નથી તે હંમેશાં કહેતો રહેતો હતો કે આજકાલ મુરઘી પણ નખરાં કર્યા વિના એક દાણો પણ નહિ ચણે—તે હંમેશાં તેના માટે એક તરફથી નીકળીને જશે. પણ જ્યારે હું આપની તરફ જોઉં છું ત્યારે માદામ, હું તમારામાં એક દેવદૂતનો આત્મા જોઉં છું; આહ, મને તમારાં બરફ જેવાં સફેદ નાનાં નાનાં હાથને ચૂમવાની રજા આપો."

માર્યા દ્મીત્રિયેવ્નાએ ફિક્કું હસી અને બહારની તરફ નીકળી આવેલી આંગળીવાળો ખાડાવાળો હાથ સામે ધર્યો. તેમણે પોતાના હોઠ તેની ઉપર દબાવ્યા. માર્યા દ્મીત્રિયેવ્નાએ પોતાની ખુરશી તેમની વધારે નજીક ખસેડતાં થોડાંક આગળની તરફ ઝૂકીને એકદમ દબાયેલા અવાજે તેમને પૂછ્યું:

"તો તમે તેમને જોયા છે? સાચે જ તેઓ—તદ્દન—સ્વસ્થ છે—એટલે કે બિલકુલ સ્વસ્થ અને ખુશ?"



? 383

"જી હા, તદ્દન ખુશ," ગેદેઓનોવ્સ્કીએ તેવા જ ધીમા અવાજે કહ્યું.

"તેમની પત્ની ક્યાં છે તે વિષે તમે કંઈ નથી સાંભળ્યું?"

"છેલ્લે તેઓ પૅરિસમાં હતા; અત્યારે તેમનાં ઈટાલી ચાલ્યા ગયાની વાતો સંભળાય છે."

"તે સાચે જ ભયંકર છે—ફેદ્યાની હાલત; મને તો આશ્ચર્ય થાય છે કે તેઓ આ બધું સહન કેવી રીતે કેરે છે. બેશક આપત્તિ તો કોઈના પર પણ આવી શકે છે; પણ તે, એમ કહી શકાય કે તેઓ આખા યુરોપમાં ચર્ચાનો વિષય બની ગયા."

ગેદેઓનોવ્સ્કીએ નિસાસો નાખ્યો.

"જી હા, જી હા, ખરેખર સાચી વાત છે. તમે એ જાણો છો કે લોકો કહે છે કલાકારો અને પિયાનો વગાડનારાઓ સાથે તેમના સંબંધો છે.—હું માનું છું ત્યાં સુધી આ લોકોને સમાજના સિંહ કહેવામાં આવે છે—અને આ ઉપરાંત જાતભાતનાં વિચિત્ર લોકો સાથે પણ છે. તે તદ્દન નિર્લજ્જ સ્ત્રી છે."

"મને હંમેશાં ખૂબ દુઃખ રહ્યું છે," માર્યા દ્મીત્રિયેવ્નાએ કહ્યું. "ગમે તેમ હોય છેવટે તો તે અમારા જ કુટુંબમાંથી એક છે—સેર્ગેઈ પેત્રોવિચ, તમે જાણો છો તે મારા દૂરનાં સગાં છે."

"બેશક, શા માટે નહિ. તમારા કુટુંબને લગતી દરેકે દરેક વાત હું જાણું છું. મારા ખ્યાલથી હું સાચે જ જાણું છું."

"તેઓ અમને મળવા આવશે, તમે શું વિચારો છો?"

"મારી ધારણા પણ એવી જ છે; જોકે મેં સાંભળ્યું છે તેઓ પોતાના ગામવાળા મકાનમાં જવાનો ઈરાદો રાખે છે."

માર્યા દ્મીત્રિયેવ્નાએ પોતાની નજરો ઊંચી ઉઠાવી.

"ઓહ, સેર્ગેઈ પેત્રોવિચ, સેર્ગેઈ પેત્રોવિચ, જ્યારે હું તેના વિષે વિચાર કરું છું,—અમારે સ્ત્રીઓને કેટલી ચોકસાઈથી ચાલવું જોઈએ!"

"બધી જ સ્ત્રીઓ એક જેવી નથી, માર્યા દ્મીત્રિયેવ્ના. કમનસીબે એવી માત્ર થોડીક જ સ્ત્રીઓ છે જેમને ચંચળ કહી શકાય,... અને વળી ઉંમર સાથે પણ તે ઘણું કરીને જોડાયેલ છે; તેમાંય પાછી તેવી સ્ત્રીઓ બાળપણમાં યોગ્ય રીતે ઊછરેલી નથી હોતી." (સેર્ગેઈ પેત્રોવિચે પોતાના ખિસ્સામાંથી વાદળી ચોકડીવાળો હાથરૂમાલ



ખેંચી કાઢયો અને તે ખોલવાનું શરૂ કર્યું.) "આવી કેટલીક સ્ત્રીઓ છે, જી હા, આવી સ્ત્રીઓ છે. (સેર્ગેઈ પેત્રોવિચે પોતાનાં હાથરૂમાલનાં ખૂણાં વડે વારાફરતી બન્ને આંખને હળવેથી દબાવી). "પણ સામાન્ય રીતે કહેતાં, જો કોઈ એમ કહી શકે તો તે છે... શહેરમાંની આવી ધૂળ એ ગંભીર ને પ્રભાવી છે," તેમણે પોતાની વાત પૂરી કરતાં કહ્યું.

"મમ્મી, મમ્મી," ઓરડામાં ઊછળતી કૂદતી આવતી અગિયાર વર્ષની આકર્ષક છોકરીએ બૂમ પાડી. "વ્લાદીમિર નિકોલાઇચ ઘોડા પર સવાર થઈને આવી રહ્યા છે!"

માર્યા દ્મીત્રિયેવ્ના ઊભાં થયાં; સેર્ગેઈ પેત્રોવિચ પણ ઊભા થયા અને નીચા નમીને અભિવાદન કર્યાં. "યેલેના મિખાઈલોવ્ના, મારી શુભકામનાઓ," તેમણે કહ્યું અને શિષ્ટાચારને ખાતર એક ખૂણા તરફ વળતાં પોતાનું લાંબું સીધું નાક સાફ કરવાનું શરૂ કર્યું.

"કેવો સરસ ઘોડો છે તેમનો!" છોકરીએ આગળ કહ્યું. "તેઓ હમણાં હમણાં જ ફાટક પાસે હતાં અને લીઝા તથા મને કહ્યું કે તેઓ ફરીને આંગણા તરફ આવશે." એટલામાં જ નજીક આવતો ખરીઓનો ટપ ટપ અવાજ સંભળાયો અને સુંદર બદામી રંગના ઘોડા ઉપર સવાર આકર્ષક જુવાન ગલીમાં આવતો દેખાયો. તે ઉઘાડી બારીની સામે રોકાયો.

## ૩

"કેમ છો, માર્યા દ્મીત્રિયેવ્ના, શું ચાલે છે!" ઘોડેસ્વારે ગૂંજતા ઉલ્લાસપૂર્ણ અવાજે બૂમ પાડી કહ્યું. "મારી નવી ખરીદી તમને કેવી લાગી?"

માર્યા દ્મીત્રિયેવ્ના બારી તરફ આગળ વધી.

"કેમ છો વોલ્દેમાર. અરે કેવો અદ્ભુત ઘોડો છે! ક્યાંથી તમે તે ખરીદો?"

"મેં તે લશ્કરી ઠેકેદાર પાસેથી ખરીદ્યો... બદમાશે, મારી પાસેથી સારા એવા પૈસા કઢાવ્યા તેના માટે."

"તેનું નામ શું છે?"

"ઓર્લાન્દ... આ બહુ બેહૂદું નામ છે. હું તે બદલવા ઇચ્છું છું... સારું, સારું, મારા બેટા... કેવું ચંચલ પ્રાણી છે તે!"

ઘોડો હણહણ્યો અને ઉછાળો મારીને પોતાનું ફીણ નીકળતું લાંબું મોઢું આમતેમ હલાવવા લાગ્યો.

"લેનોચ્કા, થાબડ તેને, ગભરા નહિ."

છોકરીએ પોતાનો હાથ બારીમાંથી બહાર કાઢી મૂક્યો પણ ઓર્લાન્દ અચાનક ચમકીને પાછળ છૂટી ગયો અને એક તરફ ખસી ગયો.

પણ ઘોડેસ્વારે બિલકુલ ધીરજ ન ખોતાં સંપૂર્ણ સ્વસ્થતાપૂર્વક તેની ચાબુકનો ફટકો ગરદન ફરતે માર્યો અને તેનો વિરોધ હોવા છતાં પણ તેના પડખામાં એડી મારી મારીને તેને પાછો બારી તરફ લઈ આવ્યો.

"સાવધાન રહો, સાવધાન રહો," માર્યા દ્મીત્રિયેવ્ના વારંવાર એમ કહેતી રહી.

"લેનોચ્કો, તેને થાબડ," જુવાને કહ્યું. "હું તેને તેની મરજી પ્રમાણે નહિ વર્તવા દઉં."

છોકરીએ પોતાનો હાથ ફરીથી બહાર કાઢ્યો અને લગામ ચાવવાને કારણે ધ્રૂજતાં નસકોરાંવાળા ચંચલ ઘોડાને ભીરુતાપૂર્વક થાબડ્યો.

"શાબાશ!" માર્યા દ્મીત્રિયેવ્નાએ બૂમ પાડી. "પણ હવે ઘોડેથી ઊતરીને અંદર આવો."

ઘોડેસ્વારે હોશિયારીપૂર્વક ઘોડાનું માથું ઘુમાવ્યું, તેને હળવી એડી મારી અને રસ્તા પર ચપળતાથી ઘોડાને દોડાવતો આંગણામાં પ્રવેશ્યો. થોડી જ વારમાં તે પોતાની ચાબુક ઝૂલાવતો મુખ્ય ખંડના બારણામાં થઈને દોડતો દીવાનખાનામાં પહોંચ્યો; તે જ સમયે બીજા બારણામાંથી ઓગણીસ વર્ષની એક લાંબી દૂબળી પાતળી કાળા વાળવાળી એક છોકરી દેખાઈ. તે માર્યા દ્મીત્રિયેવ્નાની મોટી દીકરી લીઝા હતી.



# ૪

અમારા વાચકોને અમે હમણાં જ જે નવ જુવાનનો પરિચય કરાવ્યો તે હતો વ્લાદીમિર નિકોલાઇચ પાન્શીન. તેઓ સેંટ પીટર્સબર્ગમાં સરકારી નોકર હતા અને ગૃહમંત્રાલયના વિશેષ આયોગોમાં કામ કરતા હતા. તેઓ ***શહેરમાં કામચલાઉ સરકારી આયોગમાં કોઈ કામ માટે આવ્યા હતા અને અહીંના ગવર્નર, જનરલ ઝોન્નેન્બેર્ગની સેવામાં નિયુક્ત હતા, જેમની સાથે દૂરનું કોઈ સગપણ પણ હતું. પાન્શીનના પિતા હયદળના નિવૃત્ત કૅપ્તાન અને નામચીન જુગારી હતા. તેઓ મીઠાશભરી આંખોવાળા અને કરચલીઓવાળા ચહેરાવાળા માણસ હતા અને તેમનું મોં સ્નાયુઓના ખેંચાણને કારણે વારંવાર વાંકું થતું હતું. તેમણે પોતાની આખી જિંદગી ઉમરાવો સાથે બરાબરીમાં કરવામાં વિતાવી હતી; તેઓ બન્ને રાજધાનીઓની અંગ્રેજ ક્લબોમાં વારંવાર આવતા જતા રહેતા હતા અને તેમની ખૂબ હોશિયાર હોવાની ખ્યાતિ હતી, જોકે તેઓ બહુ વિશ્વાસપાત્ર માણસ નહોતા તેમ છતાં પણ સૌની પ્રત્યે મિત્રતા રાખનાર હતા, તથા તેમને મળવાથી આનંદ થતો હતો. પોતાની હોશિયારી હોવા છતાં પણ તેઓ લગભગ હંમેશાં ગરીબીના ગર્ભમાં રહેતા હતા અને પોતાના એકના એક દીકરા માટે બહુ થોડી અને બહુ ખરાબ રીતે ગીરો મૂકાયેલ સંપત્તિ છોડીને મર્યા હતા. ગમે તેમ હોવા છતાં પણ કોઈ ને કોઈ રીતે તેમણે દીકરાના ભણતરની વ્યવસ્થા કરી લીધી હતી. વ્લાદીમિર નિકોલાઇચ ફ્રેંચ એકદમ સારી રીતે, અંગ્રેજી સારી એવી અને જર્મની બહુ ખરાબ રીતે બોલતા હતા, અને હોવું પણ તેમ જ જોઈતું હતું: પ્રતિષ્ઠિત લોકો જર્મની ભાષા સારી રીતે બોલવાને ખરાબ લક્ષણ માનતાં હતાં; પણ યોગ્ય પ્રસંગ પર જર્મન વાક્યાંશ લાગુ કરવાને કંઈક ગૌરવની વાત માનતાં હતાં પછી ભલેને તે ટોળટીખળથી ભરેલું જ કેમ ન હોય. પીટર્સબર્ગમાંના પૅરિસનાં રહેવાસીઓના કહેવા પ્રમાણે આ ગૌરવની વાત છે. પંદર વર્ષની ઉંમરે જ વ્લાદીમિર નિકોલાઇચ કોઈપણ જાતના ખમચાટ વિના દીવાનખાનામાં પ્રવેશી શકતા હતા,

આનંદદાયક રીતે વખત વીતાવી શકતા હતા અને યોગ્ય સમયે ત્યાંથી જુદા પણ પડી શકતાં હતાં. પાન્શીનના પિતાએ પોતાના દીકરાને આવાં અસંખ્ય લોકોથી પરિચિત કરાવ્યો હતો. બે બાજીઓની વચ્ચે પાનાં ચીપતાં કે "ગ્રાન્ડ શ્લોમ"માં સફળ થયા પછી પાનાં ચીપતાં નિપુણતાની રમત પસંદ કરનારી કોઈપણ મહત્ત્વપૂર્ણ વ્યક્તિ સામે તે પોતાના "વોલોદ્કા" માટે બે પ્રશંસાના શબ્દો કહેવાની તક કદી ન ચૂકતો. પોતાના પક્ષે વ્લાદીમિર નિકોલાઈચે પોતાના યુનિવર્સિટીના અભ્યાસક્રમ દરમિયાન, જ્યાંથી તેમણે સ્નાતકની પદ્વી પ્રપ્ત કરી હતી ત્યાં કેટલાક સારા ખાનદાનના જુવાનો સાથે પરિચય વધાર્યો હતો અને સારામાં સારા ઘરોમાં તેની અવરજવર રહેતી હતી. તેને દરેક જગ્યાએ આવકારવામાં આવતો હતો; તે ખૂબ દેખાવડો, બેપરવા, રમૂજી, હંમેશાં સારા સ્વાસ્થ્યવાળો અને મિલનસાર હતો; જ્યારે તેને થવું જોઈએ ત્યારે પૂરતો મર્યાદાશીલ, અને જ્યારે તે હિંમત કરતો ત્યારે એટલો જ બેઅદબ બની શકે તેવો માણસ હતો. ખરેખર તે એક અદ્ભુત દોસ્ત માણસ હતો, "ફાંકડો નૌજુવાન". જિંદગી તેની ઉપર પ્રસન્ન હતી. પાન્શીન ઊંચા સમાજનાં બધાં જ રહસ્યો બહુ ઝડપથી શીખી ગયો હતો; તે તેના ઠરાવો પ્રત્યે સાચેસાચું સન્માન પ્રગટ કરી શકતો હતો; તે છિછરા ગાંભીર્યના ભાવ સાથે નજીવી બાબતો ઉપર કલાકો વીતાવી શકતો હતો; તે ઘણી સારી રીતે નાચતો હતો અને અંગ્રેજી ઢબના કપડાંમાં સજ્જ રહેતો હતો. ટૂંકા સમયના ગાળામાં જ તેણે સેંટ પીટર્સબર્ગમાં સૌથી વધુ મળતાવડા અને કુશળ જુવાન હોવાની નામના જીતી લીધી હતી. પાન્શીન ખરેખર અતિશય હોશિયાર હતો, તેના પિતા કરતાં પણ ઘણો ચડિયાતો; પણ પછી તેનામાં બુદ્ધિ પ્રતિભાઓ પણ કોઈ ઓછી નહોતી. તે કોઈપણ કળામાં પોતાનો હાથ ચલાવી શકતો હતો: તે બહુ મોહક રીતે ગાતો હતો, કુશળતાપૂર્વક રેખાચિત્રો બનાવતો હતો, કવિતાઓ લખતો હતો, વધારામાં મંચ પર અભિનય પણ ખોટો નહોતો કરતો. અઠયાવીસ વર્ષની ઉંમરે જ તે કમીશંડ ઓફિસર બની ચૂક્યો હતો અને ખૂબ સારા પદ પર હતો. પાન્શીનને પોતાનામાં પૂરેપૂરો આત્મવિશ્વાસ હતો, પોતાની સમજશક્તિ, બુદ્ધિ અને ચતુરાઈમાં સંપૂર્ણ ભરોસો હતો; તે હિંમતભેર અને મોજથી પોતાનો રસ્તો કાઢી લેતો હતો; તેની જિંદગી કોઈપણ જાતના વિઘ્ન વિનાની સફર હતી. તે વૃદ્ધ તથા જુવાન બન્નેનો સમાન રૂપે માનીતો બનવા ટેવાયેલો હતો અને તે લોકોને કેવી રીતે આકર્ષવા તે જાણતો હતો, તેમાંય ખાસ કરીને સ્ત્રીઓને: તે ચોક્કસપણે સ્ત્રીઓની સામાન્ય ખામીઓને જાણતો હતો. કળાઓ માટે રુચિ હોવાને કારણે તે કુદરતી હોંશ, કલ્પનાત્મક ઉમંગ અને હર્ષાવેશથી પણ સભાન હતો અને તેથી કરીને તે પોતાની જાતને નિયમથી થોડાંક ચળવા માટે છૂટ પણ આપતો હતો: તે કદી કદી જુવાનીની મસ્તીમાં આડુંઅવળું વિષયસેવન કરતો, તેવાં લોકો સાથે સંબંધ રાખતો હતો જે ભદ્ર સમાજની મર્યાદાસીમાથી પેલે પાર હતાં અને સામાન્યપણે તેના આચરણમાં ઉન્મત્તા અને અનૌપચારિક ભાવ રહેતાં હતાં, પણ તે દિલથી ભાવશૂન્ય અને કપટી હતો, સૌથી વધુ ઘોંઘાટ ભરી મિજબાની દરમિયાન પણ તેની વિચક્ષણ ભૂખરી આંખો હંમેશાં સતર્ક અને શું ચાલી રહ્યું હતું તે ધ્યાનપૂર્વક નિહાળતી રહેતી હતી; આ હિંમતવાન સ્વતંત્ર મિજાજવાળો જુવાન કદી પોતાની જાતને સંપૂર્ણ રીતે કોઈ પ્રબળ ભાવોન્માદનો શિકાર નહોતો થવા દેતો. ન્યાયની વાત તો એ છે કે તે કદી પોતાની ફતેહોનો ઢંઢેરો નહોતો પીટતો.

***નગરમાં પહોંચતાં જ તેને સીધો માર્યા દ્મીત્રિયેવ્નાના ઘરનો રસ્તો મળી ગયો હતો અને થોડા જ સમયમાં તે ત્યાં હળીમળી ગયો હતો. માર્યા દ્મીત્રિયેવ્ના તો બસ તેની પાછળ ગાંડાં ગાંડાં થતાં હતાં.

પાન્શીને ઓરડામાંનાં દરેકે દરેક જણને નમ્રતાપૂર્વક નમીને અભિવાદન કર્યાં, માર્યા દ્મીત્રિયેવ્ના અને યેલીઝાવેતા મિખાઈલોવ્ના સાથે હસ્તધૂનન કર્યાં, ગેદેઓનોવ્સ્કીના ખભા ઉપર હળવેથી ટપલી મારી અને ઝડપથી ગોળ ઘૂમતાં તેણે લેનોચ્કાનું માથું પકડ્યું અને તેના કપાળ ઉપર ચુંબન મઢી દીધું.

"આવાં દુર્ગુણી ઘોડા પર સવાર થતાં તમને બીક નથી લાગતી?" માર્યા દ્મીત્રિયેવ્નાએ તેમને પૂછ્યું.

"હકીકતમાં તે બહુ કહ્યાગરો ઘોડો છે; પણ હું ખરેખર જેનાથી ડરું છું તે હું તમને કહીશ: હું સેર્ગેઈ પેત્રોવિચ સાથે વિસ્ટ રમતાં

બહુ બીઉં છું. ગઈકાલે બેલેનીત્સિને ત્યાં તેણે મને હરાવીને મારું દેવાળું જ કાઢી નાખ્યું."

ગેદેઓનોવ્સ્કી મૂર્ખામીભર્યા કૃત્રિમ હાસ્યે હસ્યો; તે ગવર્નરના માનીતા અને સેંટ પીટર્સબર્ગથી આવેલા આ પ્રતિભાશાળી જુવાન ઓફિસરને વ્હાલા થવા મથતો હતો. માર્યા દ્મીત્રિયેવ્ના સાથેની પોતાની વાતચીતમાં તે ઘણીવાર પાન્શીનની નોંધપાત્ર સિદ્ધિઓ અને ગુણોનો આડકતરી રીતે ઉલ્લેખ કરતો હતો. "ખરેખર, કેવી રીતે કોઈ તેની પ્રસંશા ન કરી શકે," તે આમ કહેતાં રહેતો હતો. "સૌથી ઊંચામાં ઊંચા ક્ષેત્રોમાં આ જુવાન સફળતા પ્રાપ્ત કરી રહ્યો છે, તે એક નમૂના યોગ્ય ઓફિસર છે અને તેનામાં જરા પણ મગરૂર નથી." સાચી વાત તો એ છે કે સેંટ પીટર્સબર્ગમાં પણ પાન્શીનને કાબેલ ઓફિસર તરીકે ગણવામાં આવતો હતો: તેની કામ કરવાની ક્ષમતા નોંધપાત્ર હતી; તે તેના વિષે અત્યંત સહજ ભાવે બોલતો હતો, જે દુનિયાનાં કોઈપણ માણસને છાજે એવું છે, જે પોતાની મહેનતને બહુ મહત્ત્વ નથી આપતો; પણ તે એક "કાર્યદક્ષ સંચાલક" હતો. ઉપરી સંચાલકો હાથ નીચેનાં આવાં સંચાલકોને પસંદ કરતાં હતાં; તેને પોતાને એ વાતમાં કોઈ શંકા નહોતી કે જો તે ઇચ્છે તો થોડા જ સમયમાં તે ઉન્નતિ કરતાં કરતાં મંત્રી પદ પર પણ પહોંચી જશે.

"તમે કહો છો, સાહેબ કે મેં તમને હરાવીને તમારું દેવાળું કાઢી નાખ્યું," ગેદેઓનોવ્સ્કીએ કહ્યું, "પણ બીજા દિવસે જેણે મારાં બાર રૂબલ જીત્યાં હતાં તે કોણ હતું? અને પછી ફરીથી..."

"અરે, તમે દુષ્ટ માણસ," પાન્શીને મજાકભર્યા હોવા છતાં પણ તોછડાઈભરી બેપરવાઈના સ્વરે વચ્ચે જ કહ્યું અને તેની તરફ પીઠ ફેરવતાં તે લીઝા તરફ આગળ વધ્યો.

"મને અહીં ક્યાંય 'ઓબેરોન'નું પ્રાસ્તાવિક સંગીત ન મળી શક્યું," તેણે શરૂ કર્યું. "બેલેનીત્સિનાએ જ્યારે કહ્યું હતું કે તેમની પાસે બધાં જ શાસ્ત્રીય સંગીતો હતાં ત્યારે તેઓ નરી ડંફાસ હાંકી રહ્યાં હતાં. તેમની પાસે હકીકતમાં પોલ્કા અને વાલ્સ નૃત્યો સિવાય બીજાં કોઈ સંગીત નથી; પણ મેં મોસ્કો લખ્યું છે અને એક અઠવાડિયાની અંદર તમને તે પ્રાસ્તાવિક સંગીત મળી જશે. અને હાં



બીજું એ કે," તેણે આગળ કહ્યું, "મેં ગઈકાલે એક નવું ગીત લખ્યું હતું, શબ્દો પણ મારા પોતાના છે. શું તમે સાંભળશો તે? હું નથી જાણતો કે તમને ગમશે કે નહિ. બેલેનીત્સિનાના ખ્યાલથી ન સુંદર રચના છે પણ તેમના અભિપ્રાયનું વધારે મહત્ત્વ નથી. હું જાણવા ઇચ્છું છું કે તમે તેના વિષે શું વિચારો છો. પણ કંઈ વાંધો નહિ, તેની રાહ પણ જોઈ શકાય છે..."

"શા માટે રાહ જોવી?" માર્યા દ્મીત્રિયેવ્ના વચ્ચે જ બોલી પડ્યાં. "શા માટે હમણાં જ નહિ?"

"જેવી તમારી ઇચ્છા," પાન્શીને મીઠાશભર્યા પ્રસન્ન સ્મિત સાથે જવાબ આપ્યો, જે તેના ચહેરા ઉપરથી તેટલું જ અચાનક રીતે અદૃશ્ય થઈ ગયું જેટલું અચાનક રીતે દૃશ્યમાન થયું હતું. પોતાના ઘૂંટણ વડે સ્ટૂલને હડસેલતાં તે પિયાનો પાસે બેસી ગયો અને કેટલાક સ્વર છોડતાં સ્પષ્ટપણે પોતાના શબ્દો ઉચ્ચારતાં ગાવાનું શરૂ કર્યું:

દૂર ગગનની ઊંચાઈ પર,
વાદળાંની આડમાંથી ડોકાય ચાંદ,
નીચે કોતરમાં
નેતરની લટકતી ડાળીઓ પર
જળહળતી પોતાની ચાંદની રેલાવે;
બેસી ગગન સિંહાસન પર
પોતાનાં જાદુઈ કિરણોથી
તે શાસન કરતો
સાગરની ખારી લહેરો પર.
ઓ પ્રિયે, તું છે મારો ચાંદ,
જે મુજ આત્મામાં ભરતીઓટ જગાવતો,
તેના અનંત સાગર પર અથડાતો
ભરતી ખુશીની, દુ:ખની ઓટ
આ બધું થાય છે કોના મૂક ઇશારા પર?
તુજ વિણ તલસે મુજનો આતમ,
તુજને જ કરે ફરિયાદ;
પ્રેમ જ્વાળા ભભૂકે મુજ અંતરમાં

પણ તું છે ધીર ગંભીર,
વ્યથા ન મારી સહેજે સમજે
જેમ ચાંદો દૂર ગગનમાં.

બીજું પદ્ય પાન્શીને વિશેષ ભારપૂર્વક અને લાગણીપૂર્વક ગાયું; તેની સાથેની ગર્જનભરી ધૂનમાં લહેરોનો ધ્વનિ સંભળાતો હતો. "પ્રેમ જ્વાળા ભભૂકે મુજ અંતરમાં" શબ્દો પછી તેણે હળવો નિસાસો નાખ્યો, પોતાની આંખો નીચી ઝુકાવી લીધી અને પોતાનો અવાજ પણ ધીમો કરી મધ્યમ સ્વર પર લઈ આવ્યો. જ્યારે તેણે ગાવાનું પૂરું કર્યું ત્યારે લીઝાએ ધૂનનાં વખાણ કર્યાં, માર્યા દ્મીત્રિયેવ્નાએ કહ્યું તે બહુ જ "સરસ!" ધૂન હતી અને ગેદેઓનોવ્સ્કી પણ એકદમ બોલી પડયો: "અનુપમ! બન્ને સંગીત અને શબ્દો સાચે જ અનુપમ છે!" લેનોચ્કા બાળસહજ આદરયુક્ત ભાવે ગાયકની તરફ તાકતી રહી. ટૂંકમાં ત્યાં એકઠી થયેલી મંડળીનાં બધાં જ લોકો આ જુવાન કળાપ્રેમીની રચનાથી ખૂબ ખુશ થયાં હતાં; પણ દીવાનખાનાના ઉંબરા પર ઊભેલો વૃદ્ધ, જે સ્પષ્ટપણે હમણાં જ આવી પહોંચ્યો હતો અને તેનાં નીચે જોતા ચહેરાના દેખાવ ઉપરથી અને પોતાના ખભા સાથે જે મુદ્રા બનાવી હતી તેના ઉપરથી આંકતાં તે પાન્શીનના ગીતથી જે આમ તો સુંદર હતું તેમ છતાં પણ ખુશ થયો લાગતો નહોતો. જાડા રૂમાલ વડે પોતાનાં જૂતાં ઉપરથી ધૂળ ઝાડવા માટે રોકાયેલા માણસે અચાનક પોતાની આંખો ઝીણી કરી, ચિડાઈને પોતાનું મોં ભીંચી, પહેલાં જ વાંકી વળેલી કાયાકૃતિને નીચી નમાવી અને ધીમેથી દીવાખાનામાં પ્રવેશ્યો.

"અરે! ક્રિસ્તોફોર ફ્યોદોરોવિચ, કેમ છો!" મંડળીમાંનાં બીજાં બધાંઓ કરતાં પહેલાં અને પોતાની બેઠક ઉપરથી ઊછળતાં પાન્શીન બોલી ઊઠયો. "મને તો કલ્પના પણ નહોતી કે તમે અહીં હતાં—તમારી સામે મારું ગીત ગાવાની હિમ્મત હું કદી ન કરતો. હું જાણું છું કે તમને હળવું સંગીત નથી ગમતું."

"હું તે સાંભળતો જ નથી," નવાંગતુકે બહુ ખરાબ રશિયનમાં જવાબ જોડયો અને ત્યાં ઉપસ્થિત બધાં લોકોને નમીને અભિવાદન કરીને તે વિચિત્ર રીતે ઓરડાની વચ્ચોવચ રોકાયો.



"હું ધારું છું, સાહેબ લેમ્મ," માર્યા દ્મીત્રિયેવ્નાએ કહ્યું, "કે તમે લીઝાને સંગીત શીખવાડવા આવ્યા છો?"

"ના, યેલીઝાવેતા મિખાઈલોવ્નાને નહિ પણ યેલેના મિખાઈલોવ્નાને."

"ઓહ! ઘણું સરસ. લેનોચ્કા, જા; લેમ્મ સાહેબની સાથે ઉપર જા."

વૃદ્ધ નાની છોકરીની પાછળ પાછળ બહાર જવાની અણી ઉપર જ હતો પણ ત્યાં જ પાન્શીને તેને વચ્ચે રોક્યો.

"ભણાવ્યા પછી ચાલ્યા ન જતા, ક્રિસ્તોફોર ફ્યોદોરોવિચ," તેણે કહ્યું. "યેલીઝાવેતા મિખાઈલોવ્ના અને હું બેથોવેનના સનાટા વગાડવાનાં છીએ."

વૃદ્ધ મનમાં ને મનમાં કંઈ બડબડયો અને પાન્શીન શબ્દોનું ખોટું ઉચ્ચારણ કરતો જર્મનીમાં આગળ બોલતો રહ્યો:

"યેલીઝાવેતા મિખાઈલોવ્નાએ તમે તેમને આપેલ ધાર્મિક કેન્ટાટા મને બતાવ્યું હતું—બહુ સરસ છે! મહેરબાની કરીને મને ગંભીર સંગીતની પ્રશંસા કરવામાં અસમર્થ ન સમજતા; વાત કંઈ વિપરીત છે. તે કેટલીક વખત કંટાળાજનક હોય છે પણ તેટલું જ હિતકર હોય છે."

વૃદ્ધનાં કાનની બૂટો લાલ થઈ ગઈ અને લીઝા તરફ ત્રાંસી નજર નાખી તે ઉતાવળે ઓરડો છોડી ચાલ્યો ગયો.

માર્યા દ્મીત્રિયેવ્નાએ પાન્શીનને પોતાનું ગીત ફરીથી ગાવા માટે કહ્યું; પણ તેણે વાંધો ઉઠાવતાં કહ્યું કે તે વિદ્વાન જર્મનની લાગણીને દૂભવવા નથી ઈચ્છતો અને તેના બદલે લીઝાની સામે બેથોવેનના સનાટા અજમાવવાનો પ્રસ્તાવ મૂક્યો. તેના કારણે માર્યા દ્મીત્રિયેવ્નાએ નિસાસો નાખ્યો અને તેમના પોતાના તરફથી ગેદેઓનોવ્સ્કીને સૂઝાવ આપ્યો કે તે તેની સાથે બગીચામાં ફરવા માટે આવે. "હું ઈચ્છું છું કે," તેમણે કહ્યું, "આપણે આપણી વાત ચાલુ રાખીએ અને આપણા બિચારા ફેદ્યા માટે તમારી સલાહ લેવા ઈચ્છું છું." ગેદેઓનોવ્સ્કી બનાવટી હાસ્ય હસ્યો, નીચે ઝૂક્યો અને અદાપૂર્વક બે આંગળીઓ વડે પોતાની ટોપી ઉઠાવી, જેની કોર પર તેણે કાળજીપૂર્વક વાળેલા પોતાના દસ્તાના મૂક્યા હતા. અને માર્યા

દ્મીત્રિયેવ્ના પાછળ પાછળ ઓરડામાંથી બહાર નીકળી ગયો. પાન્શીન અને લીઝા ઓરડામાં એકલાં રહી ગયાં; તેણે સનાટા કાઢયો અને ખોલ્યો; તેઓ ચૂપચાપ પિયાનો પાસે બેસી ગયાં. ઉપરથી નાનકડી લેનોચ્કાની અચકાતી આંગળીઓ વડે મહાવરો કરવામાં આવી રહેલ સરીગમનો હળવો અવાજ આવતો હતો.

## ૫

ક્રિસ્તોફોર તેઓદોર ગોત્લીબ લેમ્મનો જન્મ સન ૧૭૮૬માં સેક્સોનના રાજ્યમાં હેમનીત્સ શહેરમાં ગરીબ સંગીતકારોના ઘરમાં થયો હતો. તેમના પિતા ફ્રેંચ રણશિંગું વગાડતાં હતાં અને મા વીણા. જ્યારે તેઓ માત્ર પાંચ વર્ષના હતા ત્યારે ત્રણ જુદાં જુદાં વાજિંત્રો ઉપર અભ્યાસ કરતા હતા. આઠ વર્ષની ઉંમરે તેઓ અનાથ થઈ ગયા હતા અને દસ વર્ષની ઉંમરે તેઓ પોતાની કળા દ્વારા આજીવિકા કમાતા હતા. લાંબા વખત સુધી તેઓ રખડતું જીવન જીવ્યા અને મુસાફરખાનાઓમાં, મેળાવડાઓમાં, ખેડૂતોનાં લગ્ન સમારંભોમાં અને નૃત્યોની મહેફિલોમાં જ્યાં પણ તેઓ વગાડી શકતા ત્યાં વગાડતા રહ્યા; છેવટે તેઓ એક ઓર્કેસ્ટ્રામાં જોડાયા જ્યાં ધીમે ધીમે વધતાં અંતમાં તેઓ વાદ્યવૃંદના સંચાલક બન્યા. કલાકાર તરીકે તેઓ બહુ ખરાબ વાદ્ય વગાડતા હતા પણ તેમને સંગીતનું પૂરેપૂરું જ્ઞાન હતું. અઠયાવીસ વર્ષની ઉંમરે તેઓ રશિયા આવ્યા. તેમને એક એવા વૈભવશાળી સદ્ગૃહસ્થે બોલાવ્યા હતા જેમને પોતાને તો સંગીતમાં લેશમાત્ર રસ નહોતો પણ માત્ર દેખાવ માટે ઓર્કેસ્ટ્રા રાખ્યું હતું. લેમ્મ તેની સાથે સંગીત દિગદર્શકના પદ પર સાત વર્ષ સુધી રહ્યા અને જ્યારે તેનાથી છૂટા થયા ત્યારે તેમની પાસે માટે ફૂટી કોડી પણ નહોતી. તે સદ્ગૃહસ્થ તદ્દન નાદાર થઈ ગયો હતો. તે લેમ્મને વચન ચિઠ્ઠી આપવા ઈચ્છતો હતો પણ પાછળથી વિચાર બદલી નાખ્યો—ટૂંકમાં તેણે તેમને એક દમડી પણ ન ચૂકવી. લેમ્મને દેશ છોડીને જતાં રહેવાની સલાહ આપવામાં આવી પણ તેઓ રશિયામાંથી, પેલા મહાન



રશિયામાંથી કે જે કલાકારોની સ્વપ્નભૂમિ છે ત્યાંથી ભિખારી બની સ્વદેશ પાછા ફરવા નહોતા ઈચ્છતા. તેમણે રોકાવાનો અને પોતાનું નસીબ અજમાવવાનો નિર્ણય કર્યો. બિચારો જર્મન વીસ વીસ વર્ષો સુધી પોતાનું નસીબ અજમાવતો રહ્યો: તેઓ ઘણાં જુદાંજુદાં પ્રકારનાં કુલીન ખાનદાનોમાં રહ્યા હતા, તેમણે મોસ્કો અને પ્રાંતીય શહેરો બન્ને જગ્યાઓએ પ્રયત્ન કર્યો હતો. તેમણે ઘણુંબધું સહ્યું હતું અને ખમ્યું હતું, ગરીબી શું છે તે તેઓ જાણતા હતા અને મુસીબતોના ફટકા ખાધા હતા; પણ પોતાની આ બધી જ કપરી કસોટીઓની વચ્ચે પોતાની જન્મભૂમિમાં પાછા જવાનો વિચાર તેમણે કદી નહોતો છોડયો; તે એક માત્ર વિચાર જ હતો જે તેમને બધા કષ્ટો સહન કરવાની શક્તિ આપતો હતો. ગમે તેમ પણ નસીબે તેમના આ સૌથી પહેલા અને સૌથી છેલ્લા પરમસુખને પામવા દેવાની કૃપા ન કરી: પચાસ વર્ષની ઉંમરે માંદલા અને અકાળે જ અશક્ત એવા તે ***શહેરમાં રોકાઈ ગયા અને તેઓ જેને તિરસ્કાર કરતા હતા તે રશિયા છોડવાની બધી જ આશાઓ ત્યજીને હંમેશાં માટે ત્યાં જ રહ્યા. તેઓ પોતા અનિશ્ચિત અસ્તિત્વને ટકાવી રાખવા માટે સંગીત ભણાવીને પોતાનું ગુજરાન ચલાવવા પૂરતી કમાણી કમાવા મથતા હતા. લેમ્મનો દેખાવ જોવામાં જરાપણ આકર્ષક નહોતો. તેઓ કદના ઠીંગણા અને કમરેથી વાંકી વળેલા, વાંકા વળેલા ખભાવાળા અને અંદર ધસી ગયેલા પેટવાળા, મોટાં ચપટાં પગના તળિયાંવાળા, વાદળી નસો ઊભરાઈ આવેલા લાલ હાથોની અકડાયેલી કઠણ આંગળીઓ ઉપર નીલાશ પડતાં સફેદ સફેદ નખોવાળા હતા; તેમનો ચહેરો કરચલીઓવાળો હતો જેના ગાલ ખાડામાં ધસી ગયેલા અને હોઠ બીડેલા રહેતા હતા. તેઓ પોતાના હોઠને હંમેશાં મરોડતા અને કરડતા રહેતા હતા અને તેમાંય વળી તેમની હંમેશાં સૂમડાપણાની ટેવ ઉમેરાતા તેમનો ચહેરો લગભગ બિહામણી અસર ઉપજાવતો હતો. તેમનાં સફેદ વાળની લટો નીચી ભ્રૂકુટી ઉપર ઝૂલતી હતી, તેમની ઝીણી ઝીણી સ્થિર આંખો ઓલવાતા અંગારાની જેમ બળતી રહેતી હતી. તેઓ કઢંગી ચાલે દરેક પગલે પોતાની અતિ ભારે સ્થૂળ કાયાને આગળની તરફ ઝૂલાવતા ચાલતા હતા. તેમનાં કેટલાંક હાવભાવ પાંજરામાં પૂરાયેલાં ઘૂવડની યાદ અપાવતાં હતાં જે કોઈ તેને જોઈ

રહ્યું છે એ અનુભવતાં પોતાની ચાંચ વડે પાંખોને સીધી કરવા લાગી જાય છે અને પોતાની પહોળી પહોળી ડરપોકપણે ઝપકતી અને અર્ધનિદ્રિત પીળી આંખો વડે નિ:સહાયપણે ચારે બાજુ જોતું રહે છે. મનને કોતરી ખાનાર ઊંડી વ્યથાએ નિર્ધન સંગીતકાર ઉપર અમીટ છાપ પાડી હતી; તેણે તેમના ચહેરાને જે આમેય જરાપણ આકર્ષક નહોતો, વિકૃત અને ક્ષતવિક્ષત કરી મૂક્યો હતો; પણ તેવાં લોકો કે જેઓ પહેલી છાપ દ્વારા પ્રભાવિત થવાનાં વલણવાળાં નથી તેઓને માટે આ પાયમાલ થયેલ વ્યક્તિની અંદર કંઈક સારાપણું અને પ્રામાણિક્તા તથા કંઈક અસાધારણ વસ્તુ હતી. બાખ અને હેન્ડેલના પ્રશંસક, પોતે હસ્તકળાના ઉસ્તાદ, જીવંત કલ્પનાશક્તિ અને મનની પેલી મજબૂતાઈથી યુક્ત કે જે જર્મન જાતિની લાક્ષણિક વિશેષતા છે, તેવા લેમ્મ પણ કદાચ કાળાંતરમાં—કોણ જાણે છે?—પોતાના દેશના મહાન સંગીતકારોમાં સ્થાન મેળવી શકતા હતા જો જિંદગીના ઉતારચઢાવે તેમની ઉપર મહેરબાની કરી હોત. પણ ના, તેઓ ભાગ્યશાળી ગ્રહોની છત્રછાયામાં નહોતા જન્મ્યા! પોતાની જુવાનીમાં તેમણે ઘણી બધી સંગીત રચનાઓ લખી હતી પણ તેમાંથી એક પણ સંગીત જોવા માટે પ્રકાશિત થયેલું નહોતું: તેઓ કોઈપણ કામ યોગ્ય રીતે કરી શકતા નહોતા, યોગ્ય સ્થાને ખિદમત કરીને કોઈની પ્રતીતિ સંપાદન નહોતા કરી શકતા, યોગ્ય સમયે ક્રિયાશીલ થઈ શકતા નહોતા. ઘણા વખત પહેલાં એક વખત તેમના એક પ્રશંસક આ મિત્ર, જે પણ જર્મન હતો અને ગરીબ પણ હતો, તેણે પોતાના ખર્ચે તેમનાં બે સનાટા પ્રકાશિત કર્યાં પણ કમનસીબે તે આખી આવૃત્તિ સંગીતની દુકાનોની અભરાઈઓ ઉપર જ રહી ગઈ. જાણે કોઈએ રાતભરમાં તે બધી નદીમાં પધરાવી દીધી હોય તેમ વિસ્મૃતિના ગર્ભમાં ડૂબી ગઈ. છેવટે લેમ્મે પોતાની જાતને નસીબને ભરોસે છોડી દીધી અને તેમની ઉંમર પણ પ્રભાવ પાડી રહી હતી; તેમના હાથની જેમ મગજ પણ લાગણીશૂન્ય અને સંવેદનશૂન્ય થઈ ગયું હતું. તેઓ કાલીતિન પરિવારના ઘરની નજીક જ નાનકડા ઘરમાં એક વૃદ્ધ રસોઈયણ સાથે એકલા રહેતા હતા જેને તેઓ એક આશ્રમમાંથી છોડાવી લાવ્યા હતા. (તેમણે કદી લગ્ન નહોતાં કર્યાં). તેઓ ખૂબ પગપાળા ચાલતા હતા, બાઈબલ, પ્રોટેસ્ટેનાં પદ્યોનું પુસ્તક, કે પછી શ્લેગેલના શેક્સપીયરના





અનુવાદો વાંચતા હતા. તેમણે લાંબા વખતથી કોઈ સંગીત રચના નહોતી લખી. પણ સ્પષ્ટપણે લીઝા કે જે તેમની સૌથી સારી વિદ્યાર્થીની હતી તે તેમને પોતાના આળસુપણામાંથી બહાર કાઢવામાં સમર્થ બની; તેમણે તેના માટે કેન્ટાટા રચ્યું હતું જેનો પાન્શીને ઉલ્લેખ કર્યો હતો. આ કેન્ટાટા માટે તેમણે કેટલાક શબ્દો પ્રાર્થનાગીતોના એક પુસ્તકમાંથી લીધા હતા જેમાં તેમણે પોતાનાં કેટલાંક છંદો ઉમેર્યાં હતાં. આ સંગીતરચના બે સમૂહગીતો માટે રચાયેલી હતી—ખુશખુશાલ લોકો માટેનું સમૂહગીત અને બીજું નાખુશ લોકો માટેનું સમૂહગીત, જે અંતમાં એકબીજા સાથે મળી જતું હતું અને એકરાગમાં એકસાથે મળીને ગાતાં હતાં: "ઓ દયાળુ ભગવાન, પાપીઓને ક્ષમા કરો અને અમને દુષ્ટ વિચારોથી અને દુન્યવી મોહમાયાથી મુક્ત કરો." મુખપૃષ્ઠ પર ખંતપૂર્વક અને વળી સજાવટ સાથે મુદ્રાલેખ લખવામાં આવ્યો હતો: "માત્ર સદ્ગુણીઓ જ પ્રામાણિક છે. ધાર્મિક કેન્ટાટા. મારી પ્રિય વિદ્યાર્થીની યેલીઝાવેતા કાલીતિના માટે રચિત અને તેને સમર્પિત. તેમના શિક્ષક ક્રિ. તે. ગો. લેમ્મ તરફથી." "માત્ર સદ્ગુણીઓ જ પ્રામાણિક છે" અને "યેલીઝાવેતા કાલીતિના" શબ્દોની ફરતે કિરણોનું વર્તુળ બનાવવામાં આવ્યું હતું. તેની નીચે ઉમેરવામાં આવ્યું હતું: "માત્ર તમારા માટે જ", એટલા માટે જ લેમ્મનો ચહેરો લાલ થઈ ગયો હતો અને તેમણે ત્રાંસી ઠપકાભરી નજરે લીઝા તરફ જોયું હતું; જ્યારે પાન્શીન તેમની સામે તેમના કેન્ટાટા વિષે બોલ્યો ત્યારે તેમને ઊંડું દુઃખ થયું હતું.

## ૬

પાન્શીને બુલંદ અવાજે અને દૃઢતાપૂર્વક સનાટાના પહેલા સ્વર છેડ્યા (તે બીજો ભાગ વગાડી રહ્યો હતો), પણ લીઝાએ શરૂઆત ન કરી. તે થોભ્યા અને લીઝા તરફ જોયું. તેની ઉપર જડાયેલી લીઝાની આંખો નારાજીનાં ભાવ પ્રદર્શિત કરતી હતી; તેના હોઠ



હસતા નહોતા અને ચહેરા પરનો ભાવ કઠોર લગભગ ઉદાસી ભર્યો હતો.

"શી વાત છે?" તેણે પૂછ્યું.

"શા માટે તમે તમારું વચન ન પાળ્યું?" તેણે કહ્યું. "મેં તમને ક્રીસ્તોફોર ફ્રોદોરિચનું કેન્ટાટા એ શરત પર બતાવ્યું હતું કે તમે તેમને તેના વિષે કંઈ નહિ કહો."

"હું દિલગીર છું, યેલીઝાવેતા મિખાઈલોવ્ના, મારા મોંમાંથી શબ્દો નીકળી પડયા."

"તમે તેમને અસ્વસ્થ કરી મૂક્યા અને મને પણ. હવે તેઓ કદી મારી ઉપર વિશ્વાસ નહિ રાખે."

"હું મારી જાતને ન રોકી શક્યો, યેલીઝાવેતા મિખાઈલોવ્ના. હું નાનો હતો ત્યારથી જ કોઈપણ જર્મનનો ચહેરો કદી સાંખી નહોતો શકતો. મારામાં હંમેશાં તેને ચીડવવાની તીવ્ર ઇચ્છા રહે છે."

"કેવી રીતે તમે આવી વાત કહી શકો છો, વ્લાદીમિર નિકોલાઈચ! આ જર્મન બિચારો ગરીબ, તદ્દન એકલવાયો, ભગ્નહૃદયવાળો માણસ છે—તમને તેના માટે દુઃખ નથી થતું? શું તમે તેને પણ ચીડવવા ઇચ્છી શકો છો?"

પાન્શીન શરમિંદો થઈ ગયો હોય તેમ લાગતું હતું.

"તમે સાચું કહો છો, યેલીઝાવેતા મિખાઈલોવ્ના," તેણે કહ્યું. "આ મારી તે જ હંમેશની વગર વિચાર્યે બકબક કરવાની ટેવ છે. ના, વિરોધ ન કરશો; હું મારી જાતને સારી રીતે જાણું છું. મારા અવિચારીપણાએ મને ઘણું નુકસાન પહોંચાડયું છે. તેના કારણે મને અહંકારી ગણવામાં આવે છે."

પાન્શીન પળવાર માટે રોકાયો. તે કોઈપણ વિષય ઉપર વાતચીત શરૂ કરતો તો લગભગ હંમેશાં તે પોતાના વિષે વાત કરતાં જ તેને પૂરી કરતો હતો. અને આ કામ તે નિરુત્તર કરનાર સદ્ભાવપૂર્વક સહજ ભાવે અને સૌહાર્દથી કરતો—જાણે તેને તેનો આભાસ જ ન હોય.

"તમારા પોતાના જ ઘરને લો," તેણે આગળ કહ્યું, "તમારી મા, બેશક મારા તરફ સારું વલણ રાખે છે, તે એટલી ભલી ને માયાળુ છે; તમે... હા, તો તમે મારા વિષે શું વિચારો છો તે હું

નથી જાણતો; જ્યાં સુધી તમારા ફોઈબાની વાત છે તેઓ તો મને બિલકુલ સાંખી નથી શકતા. કદાચ મેં તેમને પણ મારા કોઈ અવિવેકી આચરણ અથવા તો મૂર્ખામીભર્યા ભાષણ દ્વારા કોઈ ઠેસ પહોંચાડી હશે. તે મને જરાપણ પસંદ નથી કરતાં, કેમ ખરું ને?"

"હા," પળવારના ખમચાટ પછી લીઝાએ સ્વીકાર્યું. "તેઓ નથી કરતાં."

પાન્શીને પિયાનો ઉપર પોતાની આંગળીઓ ચલાવી; તેના હોઠ પર હળવું કટાક્ષયુક્ત સ્મિત રમતું હતું.

"અને તમે?" તેણે કહ્યું. "તમે પણ મને અહંકારી માનો છો?"

"હું તમને ખાસ વધારે નથી ઓળખતી," લીઝાએ જવાબ આપ્યો. "પણ હું તમને અહંકારી તો નથી સમજતી; એનાથી ઊલટું મારે તમારો આભાર માનવો જોઈએ..."

"હું જાણું છું, હું જાણું છું તમે શું કહેવા જઈ રહ્યાં છો," પાન્શીને ફરી એક વખત પિયાનો ઉપર આંગળીઓ ચલાવતાં વચ્ચેથી જ વાત કાપતાં કહ્યું, "સંગીત માટે, મેં તમને જે પુસ્તકો આપ્યાં છે તેના માટે, તમારા આલ્બમને મેં જે ખરાબમાં ખરાબ રેખાચિત્રો દ્વારા શણગાર્યું છે તેના માટે, વગેરે વગેરે. હું તે બધું કરી શકતો હતો અને તેમ છતાં પણ અહંકારી છું. હું એ આશા રાખવાની હિમ્મત કરું છું કે તમને મારો સાથ કંટાળાજનક નથી લાગતો કે પછી તમે મને ખરાબ માણસ પણ નથી માનતાં, પણ તેમ છતાં કદાચ તમે વિચારો છો કે હું એવાં લોકોમાંથી છું જેઓ—એમ કહેવાય છે ને કે—મજાકને ખાતર ન તો પોતાના દોસ્તને છોડે છે કે ન તો પોતાના સગા બાપને."

"તમે ભદ્ર સમાજનાં બધાં જ લોકોની જેમ બેધ્યાન અને ભૂલકણા છો," લીઝાએ પોતાનો અભિપ્રાય જાહેર કર્યો, "બસ એટલું જ."

પાન્શીનનાં ભવાં થોડાંક ચઢી ગયાં.

"ચાલો આવો," તેણે કહ્યું, "હવે મારા વિષે વધારે વાતો કરવાની આપણે પડતી મૂકીએ અને સનાટા વગાડવાનું ચાલુ રાખીએ. જોકે હું તમને એક વિનંતી કરવા ઇચ્છું છું," સ્ટેન્ડ ઉપરના



સંગીત-પુસ્તકનાં પાનાંઓને સરખા કરતાં તેણે ઉમેર્યું, "મહેરબાની કરીને તમને જે પણ ગમે તે મારા વિષે વિચારો, મને અહંકારી પણ કહી શકો છો—તમને ગમે તો તે પણ ભલે એમ રહે! પણ ભદ્ર સમાજનો માણસ કહીને ન બોલાવો; તે નામ ચીડ ચડે એવું છે... આન્છીઓ સોનો પીત્તોરે*. હું પણ એક કલાકાર છું, કદાચ ખરાબ કલાકાર હોઈશ અને તે—એ હકીકત કે હું ખરાબ કલાકાર છું—હું હમણાં જ અહીં ને અહીં જ તમારી સામે સાબિત કરવાનો છું. ચાલો આપણે શરૂઆત કરીએ."

"હા, ચાલો શરૂ કરીએ," લીઝાએ કહ્યું.

પહેલો અડાજિઓ ખૂબ સારી રીતે નીપટાઈ ગયો. જોકે પાન્શીને ઘણીવાર ભૂલો કરી હતી. તેની પોતાની રચનાઓ અને સંગીત કે જેનો તેણે અભ્યાસ કર્યો હતો તે સારી રીતે વગાડી શકતો હતો પણ સ્વરમાળાને જોઈને સંગીત વાંચવામાં તે બહુ ભૂલો કરતો હતો. સનાટાનો બીજો ભાગ—જે ખાસ ઝડપી અલેગ્રો હતો તેને તો તદ્દન જ ધૂળમાં મેળવી દીધો હતો; સ્વરલિપિની વીસમી શીરોરેખા પર પાન્શીને, જે તે વખતે બે શીરોરેખાઓ પાછળ હતો તેણે સંગીત વગાડવાનું પડતું મૂક્યું અને હસતાં હસતાં પોતાની ખુરશી પાછળ ધકેલી.

"કોઈ ફાયદો નથી!" તેણે હાર માનતાં કહ્યું. "હું આજે નહિ વગાડી શકું; સારી વાત છે કે લેમ્મે આપણને સાંભળ્યાં નથી; તે તો આવેશમાં જ આવી ગયા હોત."

લીઝા ઊઠી, પિયાનો બંધ કર્યો અને પાન્શીન તરફ વળી.

"તો પછી હવે આપણે શું કરીશું?" તેણે પૂછ્યું.

"આ સવાલ તો જાણે તમને ખૂબ જ ગમે છે! તમે એક પળ પણ બેકાર નથી બેસી શકતાં. ભલે ચાલો જો તમને ઇચ્છા હોય તો હજી અજવાળું છે ત્યાં સુધી થોડાં રેખાચિત્ર જ બનાવી લઈએ. કદાચ બીજી દેવી—કળાની દેવી—શું નામ છે તેનું? યાદ નથી આવતું... મારી તરફ કદાચ વધારે મહેરબાન થશે. ક્યાં છે તમારું

* હું પણ એક કલાકાર છું (ઇટાલિયન).

આલ્બમ? જો હું ભૂલતો ન હોઉં તો પેલું મારું પ્રાકૃતિક દૃશ્યનુ ચિત્ર હજી અધૂરું છે."

લીઝા આલ્બમ લાવવા માટે બીજા ઓરડામાં ગઈ અને એકલા પડેલા પાન્શીને પોતાના ખિસ્સામાંથી કેમરીકનો હાથરૂમાલ કાઢ્યો, પોતાનાં નખ સાફ કર્યાં અને થોડીક ત્રાંસી નજર કરીને પોતાના હાથને જોવા લાગ્યો. તે ગોરા અને ઉત્કૃષ્ટ હતા; ડાબા હાથના અંગૂઠા પર તેણે સોનાનો વળદાર વેઢ પહેર્યો હતો. લીઝા પાછી આવી; પાન્શીન બારી નજીક બેઠો અને આલ્બમ ખોલ્યું.

"અરે!" તેણે કહ્યું. "તો તમે મારા પ્રાકૃતિક ચિત્રની નકલ ઉતારવાનું શરૂ કરી દીધું—સરસ. ખરેખર ખૂબ સરસ છે! માત્ર જરા અહીં—મને પેન્સિલ આપો તો. પડછાયાઓ પૂરતો ઘેરાં નથી. અહીં જુઓ."

પાન્શીને કેટલીક લાંબી લાંબી રેખાઓ ઝડપથી ખેંચી. તે હંમેશાં એક જ પ્રકારનું પ્રાકૃતિક ચિત્ર દોરતો હતો: ચિત્રના સૌથી આગળનાં ભાગમાં આડાં અવળાં પ્રસરેલાં વિશાળ વૃક્ષો, પાર્શ્વભૂમિમાં ઘાસનું મેદાન અને ક્ષિતિજ ઉપર ઊંચાં નીચાં, વાંકી ચૂંકી પર્વતો. લીઝા તેના ખભા પરથી તેને નિહાળી રહી હતી.

"સામાન્યપણે જિંદગીમાં હોય છે તેવી જ રીતે ચિત્ર દોરવામાં," પાન્શીને પોતાનું માથું પહેલાં જમણી તરફ અને પછી ડાબી તરફ નમાવતાં પોતાનો મત પ્રગટ કર્યો, "મુખ્ય વસ્તુ છે હળવાશ અને સાહસ હિંમત."

તે જ વખતે લેમ્મ ઓરડામાં પ્રવેશ્યા. અત્યંત ઔપચારિકપણે નમીને અભિવાદન કરતાં તેઓ બસ જવામાં જ હતા પણ ત્યાં જ આલ્બમ અને પેન્સિલ એકબાજુ ફંગોળતા પાન્શીન તેમના રસ્તામાં આડે આવ્યો.

"ક્યાં જઈ રહ્યા છો શ્રીમાન ક્રીસ્તોફોર ફ્યોદોરિચ? તમે ચા પીવા નહિ રોકાવ?"

"હું ઘેર જાઉં છું," લેમ્મે કઠોરતાપૂર્વક કહ્યું, "મારું માથું દુ:ખે છે."

"અરે, ચાલો હવે—રોકાઈ જાવ. આપણે શેક્સપીયર વિષે ચર્ચા કરીશું."



"મારું માથું દુ:ખે છે," વૃદ્ધ માણસે ફરીથી કહ્યું.

"અમે તમારા વિના જ બેથોવેનનો સનાટા વગાડવાનું શરૂ કરી દીધું હતું," પ્રેમાળપણે તેમની ફરતે હાથ વીંટાળીને મીઠાશભર્યું હસતાં પાન્શીને આગળ કહ્યું, "પણ અમે બિલકુલ જ આગળ ન વધી શક્યાં. શું તમે એ માનશો કે હું લગાતાર બે નોંધો યોગ્ય રીતે ન વગાડી શક્યો."

"તમે તમારું પેલું ગીત જ ફરીથી ગાયું હોત તો વધારે સારું રહેત," લેમ્મે પાન્શીનના હાથ દૂર કરતાં તોછડાઈભર્યો જવાબ આપ્યો અને ત્યાંથી નીકળી પડયા.

લીઝા તેમની પાછળ દોડી. તેણે તેમને આંગણામાં જ પકડી પાડયા.

"ક્રીસ્તોફોર ફ્યોદોરિચ, સાંભળો," તેમની સાથે આંગણાનો લીલો ઘાસવાળો ભાગ પસાર કરી ઝાંપા તરફ ચાલતાં જતાં તેણે જર્મનીમાં કહ્યું, "મેં તમારી લાગણી દૂભાવી છે—મહેરબાની કરીને મને ક્ષમા આપો."

લેમ્મ કોઈ જવાબ ન આપ્યો.

"મેં વ્લાદીમિર નિકોલાઈચને તમારો કેન્ટાટા બતાવ્યો; મને ખાતરી હતી કે તેઓ તેના વખાણ કરશે—અને ખરેખર તેમને તે ખૂબ ગમ્યો છે."

લેમ્મ રોકાઈ ગયા.

"એ તો ઠીક છે," તેમણે રશિયનમાં કહ્યું અને પછી પોતાની માતૃભાષામાં ઉમેર્યું: "પણ તે કંઈપણ સમજી શકતા નથી; શું તમે એ નથી જોઈ શકતાં? તે ઉપરચોટિયા જ્ઞાનવાળા ઢોંગી શોખીન માત્ર છે—તેનાથી વધારે કંઈ નહિ!"

"તમે તેમની સાથે અન્યાય કરો છો," લીઝાએ તરફદારી કરી; "તેઓ બધું જ સમજે છે અને લગભગ દરેક વસ્તુ પોતાની જાતે કરી શકે છે."

"હા, પણ તે બધું ઊતરતી કોટિનું, હલકું અને સાવ નકામું કામ હોય છે. લોકોને તે કામ ગમે છે અને તે પણ ગમે છે અને તેથી તે ખુશ થાય છે—તેથી બધું જ સારું છે. મને કોઈ ગુસ્સો

નથી ચઢયો; પેલો કેન્ટાટા અને હું—અમે બન્ને વૃદ્ધ મૂરખો છીએ. હું થોડોક શરમિંદો છું પણ તેનાથી કંઈ ફેર નથી પડવાનો."

"મને માફ કરો, ક્રીસ્તોફોર ફ્રોદોરિચ," લીઝા ફરીથી દબાયેલા અવાજે બોલી.

"ભલે, ઠીક છે, કંઈ વાંધો નહિ," તેમણે ફરીથી એક વખત રશિયનમાં કહ્યું. "તમે એક સારી છોકરી છો... પણ અહીં કોઈ આવી રહ્યું છે. હું જાઉં છું, આવજો. તમે બહુ સારી છોકરી છો."

લેમ્મ ઉતાવળે પગલે ઝાંપા તરફ ચાલ્યા, જેમાંથી પેલો અપરિચિત આવ્યો હતો—જે સદ્‌ગૃહસ્થે સિલેટી રંગનો કોટ અને પહોળી કિનારવાળી નેતરની ટોપી પહેર્યાં હતાં. તેમને નમ્ર નમન સાથે અભિવાદન કરતાં (તે હંમેશાં અપરિચિતોને અભિવાદન કરતા હતા; પરિચિત લોકો ગલીમાં મળતાં તો તેઓ તેમનાથી મોં ફેરવીને વળી જતા—આ તેમનો નિયમ હતો), લેમ્મ ત્યાંથી નીકળી ગયા અને વાડની પાછળ અદૃશ્ય થઈ ગયા. અપરિચિતે તેમની દૂર જતી આકૃતિ તરફ આશ્ચર્યમાં તાક્યું અને તે ધ્યાનપૂર્વક લીઝા તરફ નજર નાંખતો સીધો તેની તરફ ચાલ્યો આવ્યો.

## ૭

"તમે મને નથી ઓળખતા," તેણે ટોપી ઉતારતાં કહ્યું, "પણ હું તમને ઓળખી ગયો, જોકે તમને મેં છેલ્લે આજથી આઠ વર્ષ પહેલાં જોયા હતા. તે વખતે તમે નાનાં હતાં. મારું નામ લાવ્રેત્સ્કી છે. તમારી મા ઘેર છે? હું તેને મળી શકું છું?"

"મારી માને તમને મળીને બહુ આનંદ થશે," લીઝાએ કહ્યું, "તેણે તમારા આવ્યાના સમાચાર સાંભળ્યા છે."

"તમારું નામ, હું માનું છું કે યેલીઝાવેતા છે?" લાવ્રેત્સ્કીએ આંગણાંનાં પગથિયાં ચઢતાં કહ્યું.

"હા."

"મને તમે બહુ સારી રીતે યાદ છો; તે વખતે પણ તમારો



ચહેરો એવો હતો કે કોઈ સહેલાઈથી ભૂલી ન શકે; હું તમારા માટે મીઠાઈ લાવ્યા કરતો હતો."

લીઝા શરમાઈ ગઈ અને મનમાં ને મનમાં વિચાર્યું: કેવી વિચિત્ર વ્યક્તિ છે! લાવ્રેત્સ્કી પળવાર માટે હોલમાં થોભ્યો. લીઝા દીવાનખાનામાં ગઈ જ્યાંથી પાન્શીનના બોલવાનો અને હાસ્યનો અવાજ આવતો હતો; બગીચામાંથી લટાર મારીને પાછાં આવેલાં માર્યા દ્મીત્રિયેવ્ના અને ગેદેઓનોવ્સ્કીને તે શહેરની કોઈ ગપ સંભળાવી રહ્યો હતો અને પોતાની જ વાત ઉપર જોર જોરથી ઠહાકા મારતો હતો. લાવ્રેત્સ્કીયનું નામ સાંભળતાં જ માર્યા દ્મીત્રિયેવ્ના ગભરાટમાં પડી ગઈ, તેનો ચહેરો પીળો પડી ગયો. તે તેને મળવા આગળ આવી.

"કેમ છો, ભાઈ!" તે અસ્પષ્ટ અને લગભગ આંસુભર્યા અવાજે બોલી. "તમને જોતાં હું અત્યંત ખુશ થઈ છું!"

"તમે કેમ છો, મારી સારી બેન," લાવ્રત્સ્કીએ તેના હાથને મૈત્રીભાવે દબાવતાં કહ્યું. "વિધાતા પણ તમારી સાથે કેવી રમત રમે છે?"

"બેસો, બેસો, ભાઈ ફ્રોદોર ઇવાનિચ. હું કેટલી ખુશ છું. સૌથી પહેલાં તો હું મારી દીકરી લીઝા સાથે પરિચય કરાવું..."

"મારો યેલીઝાવેતા મિખાઇલોવ્ના સાથે પહેલાં જ પરિચય થઈ ગયો છે." લાવ્રેત્સ્કી વચ્ચે જ બોલી પડયા.

"શ્રીમાન પાન્શીન... સેર્ગેઈ પેત્રોવિચ ગેદેઓનોવ્સ્કી... બેસો, બેસો તો ખરા! તો તમે સાચે જ અહીં છો, ખરેખર મને મારી આંખો પર વિશ્વાસ નથી બેસતો! કેમ છો તમે?"

"જેવો તમે જુઓ છો, ભલોચંગો છું. અને તમે પણ બેન, નજર ન લાગે! આ આઠ વર્ષો પછી પણ જોતાં તમારામાં કોઈ ફેર નથી દેખાતો.

"વિચાર તો કરો જરા, કેટલો લાંબો વખત વીતી ગયો એકબીજાને જોયાને," માર્યા દ્મીત્રિયેવ્નાએ વિચારમગ્નતાપૂર્વક કહ્યું. "તમે ક્યાંથી આવી રહ્યા છો? તમે ક્યાં છોડયા... એટલે કે હું કહેવા ઇચ્છતી હતી," તેણે પોતાની જાતને વચ્ચે રોકી લીધી, "મારો પૂછવાનો ભાવાર્થ એ હતો કે તમે લાંબા સમય માટે આવ્યા છો?"

"હું હમણાં હમણાં જ બર્લિનથી આવ્યો છું," લાવ્રેત્સ્કીએ જવાબ આપ્યો, "અને આવતીકાલે, હું ગામ તરફ જઈ રહ્યો છું—કદાચ લાંબા સમય માટે."

"તમે ચોક્કસપણે લાવ્રીકીમાં જ રહેશો, કેમ ખરું ને?"

"ના, લાવ્રીકીમાં નહિ; અહીંથી લગભગ પચીસેક વેર્સ્તાની દૂરી પર મારું એક નાનકડું ગામ છે, મારો ઇરાદો ત્યાં જવાનો છે."

"આ એ જ જગ્યા છે જે તમને ગ્લાફીરા પેત્રોવ્ના તરફથી વારસામાં મળી હતી?"

"હા, બિલકુલ તે જ."

"પણ ફ્યોદોર ઇવાનિચ! લાવ્રીકીમાં તમારી આટલી સરસ હવેલી છે!"

લાવ્રેત્સ્કીનાં ભવાં થોડાંક ચઢી ગયાં.

"હા... પણ તે ગામમાં એક નાનું ઘર છે. હાલ પૂરતો હું તેનાથી જ તદ્દન સંતુષ્ટ છું. અત્યારે મને વધારે બીજી કોઈ વસ્તુની જરૂર નથી."

માર્યા દ્મીત્રિયેવ્ના એટલાં તો ચકિત થઈ ગયાં હતાં કે તેઓ પોતાની ખુરશીમાં જ અકડાઈ ગયાં અને નિરાશા દર્શાવતી મુખમુદ્રા બનાવી દીધી. પાન્શીન તેમની મદદે આવ્યો અને લાવ્રેત્સ્કીને વાતચીતમાં વ્યસ્ત રાખ્યા. માર્યા દ્મીત્રિયેવ્નાએ પોતાની જાતને ફરી પાછી સંભાળી લીધી, આરામ ખુરશીમાં પીઠ ટેકવી બેઠાં અને વચ્ચે વચ્ચે માત્ર કોઈ શબ્દો જ ઉચ્ચારતાં હતાં. આ દરમિયાન પોતાના મુલાકાતી તરફ એટલી દયાપૂર્વક જોતાં હતાં, એટલી દેખીતી રીતે નિસાસા નાખતાં હતાં અને એટલી ઉદાસીનતાપૂર્વક માથું ધૂણાવી રહ્યાં હતાં કે છેક છેવટે લાવ્રેત્સ્કીએ ધીરજ ગુમાવીને થોડી સખ્તાઈથી પૂછ્યું કે તેમની તબિયત તો સારી હતી કે નહિ.

"ભગવાનની મહેરબાનીથી હું બિલકુલ સ્વસ્થ છું," માર્યા દ્મીત્રિયેવ્નાએ જવાબ આપ્યો, "શા માટે તમે પૂછ્યું?"

"બસ અમસ્તું જ. પળવાર માટે મને એમ લાગ્યું કે તમે જરાપણ સ્વસ્થ નથી."

માર્યા દ્મીત્રિયેવ્નાએ પોતાની પ્રતિષ્ઠાને આંચ આવી હોય તેવો દેખાવ ધારણ કર્યો. "ઓહ, જો વાત એમ છે તો," તેણે વિચાર્યું,



"હું ચોક્કસપણે લેશમાત્ર ચિંતા નહિ કરું: એમ લાગે છે ભલા માણસ કે તમારી ઉપર તો કોઈ અસર જ નથી થતી, તમે તો બિલકુલ પેલા ચીકણા ઘડા જેવા લાગો છો. તમારી જગ્યાએ બીજું કોઈ હોત તો ક્યારનુંય દુઃખમાં સાવ લેવાઈ ગયું હોત, જ્યારે તમારી તંદુરસ્તી તો એકદમ ખીલેલી છે." માર્યા દ્મીત્રિયેવ્ના સ્વગત શબ્દોનો પ્રયોગ કરવામાં જરાપણ સંકોચ નહોતાં કરતાં; સ્પષ્ટપણે બોલવામાં તે પોતાને વધારે સંસ્કારિતાપૂર્વક વ્યક્ત કરતા હતા.

લાવ્રેત્સ્કી ચોક્કસપણે નસીબનો ભોગ બન્યા હોય તેવો નહોતો દેખાતો. તેનો સુરખીદાર લાક્ષણિક રશિયન ચહેરો, મોટું સફેદ કપાળ, થોડુંક ભરાવદાર નાક, અને પહોળું મોં માતૃભૂમિનાં વિસ્તીર્ણ મેદાનોની જીવંતતા અને આદિમ જોમ ટપકાવતાં લાગતાં હતાં. તેની કાયા મજબૂત બાંધાવાળી કસાયેલી હતી અને તેના સોનેરી વાળ જુવાનિયાના જેવા વાંકડિયા હતા. માત્ર તેની આંખો, જે ભૂરી તથા આગળ પડતી ઊપસી આવેલી અને કંઈક અંશે નિશ્ચલ હતી તે ઉદાસીનતાને આપમેળે જ ઉઘાડી પાડતી હતી—કે પછી શું તે થાક હતો?—તેનો અવાજ પણ થોડો વધારે પડતો એકધાર્યો હતો.

આ દરમિયાન પાન્શીને વાતચીત ચાલુ રાખી. તેણે ખાંડના શુદ્ધિકરણની ગુણવત્તાના વિષય પર વાતચીત વાળી, જેના વિષે તેણે હાલમાં જ બે ફ્રેંચ પુસ્તિકાઓ વાંચી હતી અને ગંભીર નમ્રતા સાથે પણ તેમના વિષે એક પણ શબ્દનો ઉલ્લેખ કર્યા વિના તેમના વિષયવસ્તુનું વિવરણ કરવા લાગ્યો.

"અરે, આ તો ફેદ્યા લાગે છે!" બીજા ઓરડામાં પડતાં અધખુલ્લા બારણામાંથી એકાએક અવાજ સંભળાયો. "બરોબર, ફેદ્યા જ તો છે!" અને આમ કહેતાં વૃદ્ધા ઝડપથી ઓરડામાં આવી. લાવ્રેત્સ્કીય હજી પૂરા ઊભા થઈ પણ નહોતો શક્યો તે પહેલાં તો વૃદ્ધાએ તેને બાથમાં ભરી લીધો હતો. "જરા સારી રીતે ધરાઈને તને જોઈ તો લઉં," એક ડગલું પાછળ હટતાં તેણે કહ્યું. "અરે, કેવો તંદુરસ્ત અને રૂપાળો છે તું. થોડી ઉંમર થઈ ગઈ હોય એમ જણાય છે પણ તેનાથી કંઈ ફેર નથી પડતો, હું સાચું કહું છું! અરે હવે, મારા હાથ ચૂમવા રહેવા દે—આવ અને મને અહીં ચુંબન કર ભલા ભાઈ, જો તને મારા કરચલીઓવાળા ગાલને ચૂમવામાં વાંધો ન હોય

તો. હું ધારું છું કે તને તો મારી યાદ પણ નહિ આવી હોય—હજી સુધી ફોઈબા જીવતાં પણ છે કે નહિ? અરે બદમાશ, તું તો મારા હાથોમાં જન્મ્યો હતો! ખે, છોડ એ બધી વાતોને; તારી પાસેથી મારા વિષે વિચારવાની આશા કેવી રીતે રાખી શકાય! પણ તું આવ્યો એ બહુ સારું કર્યું. અરે, દીકરી," તેણે માર્યા દ્મીત્રિયેવ્ના તરફ ફરતાં ઉમેર્યું, "અરે, તેં હજી તેની મહેમાનગીરી નથી કરી?"

"મને કંઈપણ નથી જોઈતું," લાવ્રેત્સ્કીય એકદમ ઉતાવળે બોલી પડ્યા.

"ઓછામાં ઓછો એક કપ ચા તો પી લે, દીકરા. ઓ ભગવાન! ભગવાન જાણે ક્યાંથી તે આવ્યો છે અને ચાના એક પ્યાલા માટે પણ ન પૂછ્યું! લીઝા જા અને જલ્દી ચા બનાવડાવી લાવ તો! મને યાદ છે જ્યારે તે નાનો હતો ત્યારે કેવો ભયંકર ખાઉધરો હતો અને હજી અત્યારે પણ તે ખાવાનો એટલો જ રસિયો હોય તો તેમા મને આશ્ચર્ય નથી."

"નમસ્કાર, માર્ફા તિમોફેયેવ્ના," નીચાં નમીને ધાંધલમાં પડેલી વૃદ્ધાની નજીક આવતાં પાન્શીને કહ્યું.

"માફ કરશો, જનાબ," માર્ફા તિમોફેયેવ્નાએ જવાબ આપ્યો. "આ બધી ધાંધલધમાલમાં મારું ધ્યાન જ તમારી તરફ ન ગયું. તું હવે પહેલાં કરતાં પણ વધારે બિલકુલ પોતાની મા જેવો લાગે છે." તેમણે લાવ્રેત્સ્કી તરફ ફરીને પોતાની વાત આગળ ચાલુ રાખી, "બસ નાક છોડીને, તે પહેલાં પણ તારા પિતાને મળતું હતું અને અત્યારે પણ તેમના જેવું જ છે. ભલે સારું, તું લાંબા સમય માટે આવ્યો છે?"

"હું આવતીકાલે જઈ રહ્યો છું, કાકી."

"ક્યાં જઈ રહ્યો છે તું?"

"વાસીલ્યેવ્સ્કોયેમાં પોતાને ઘેર."

"આવતીકાલે?"

"આવતીકાલે."

"ભલે, આવતીકાલે તો આવતીકાલે જા. ભગવાન તારી રક્ષા કરે, બાકી પોતાનું સારું ખોટું તો તું પોતે જ વધારે સારી રીતે જાણે છે. પણ જો જતાં પહેલાં મળવા જરૂર આવજે!" વૃદ્ધાએ તેના ગાલ



પર હળવી ટપલી મારી. "મેં કદી સ્વપ્ને પણ નહોતું વિચાર્યું કે હું તને ફરીથી જોઈ શકીશ; ના એટલા માટે નહિ કે હું મરી જવાની છું; અરે ના બિલકુલ નહિ, હું માનું છું કે હું હજી ઓછામાં ઓછાં બીજાં દસ વર્ષ જીવીશ: આપણે પેસ્તોવો બહુ મજબૂત અને લાંબું જીવનારાં છીએ; તારા દાદા કહેતા રહેતા હતા કે આપણી જિંદગી બમણી હતી: પણ માત્ર ભગવાન જ જાણે છે કે તું પરદેશમાં કેટલો લાંબો વખત ભટકતો રહ્યો હતો. હા, પણ તને જોઈને, મળીને ખરેખર ખૂબ ખુશી થઈ; તું પહેલાંની જેમ હજી પણ એક હાથે દસ પૂદ* વજન ઉઠાવી શકે છે? તારા પિતાએ—જોકે તે બહુ બેવકૂફ માણસ હતા, આમ કહેવા માટે મને માફ કરજે—તેમ છતાં પણ તારા ભણતર માટે પેલા સ્વિટ્ઝરલેંડના શિક્ષકને રાખીને બહુ સારું કામ કર્યું હતું; તને યાદ છે પેલી તમારી પહેલી મુક્કાબાજી; મારા ખ્યાલથી તને જિમનાસ્ટિક કહે છે કેમ ખરું ને? અરે ભલા માણસ, અહીં હું લવારો કરી રહી છું અને માત્ર શ્રીમાન પાન્શીનની ચર્ચામાં ભંગ પાડી રહી છું." (તે કદી તેને પાન્શીન કહીને બોલાવતી નહોતી, જે તેના નામનું સાચું ઉચ્ચારણ હતું). ચાલો આપણે ચા પીએ, આવો આપણે અગાસીમાં જ બેસીએ, અમારે ત્યાં સ્વાદિષ્ટ ક્રીમ છે જોકે તે પેલા તમારા લંડન અને પેરિસમાં મળે છે તેવું નથી. ચાલો, ચાલો અને તું ફેદ્યા, દીકરા, મને તારો હાથ આપ. અરે બાપરે, કેવો મજબૂત હાથ છે! તારી સાથે પડવા—આખડવાનો કોઈ જ ભય નથી."

આખી મંડળી ઊઠીને અગાસી ઉપર ગઈ, માત્ર ગેદેઓનોવ્સ્કી ચૂપચાપ ત્યાંથી સરકી ગયો. લાવ્રેત્સ્કીના ઘરની માલિકણ, પાન્શીન અને માર્ફા તિમોફેયેવ્ના સાથેના આખા વાર્તાલાપ દરમિયાન તે ધ્યાનપૂર્વક આંખો મીંચકારતો અને બાળસુલભ ઉત્સુકતાથી મોં ફાડીને એક ખૂણામાં બેઠો રહ્યો હતો; હવે તે શહેરમાંથી આવેલ નવા માણસના સમાચાર ફેલાવવા માટે ઉતાવળમાં હતો.

* રૂસી વજન, જે ૧૬ કિલોગ્રામની બરાબર હોય છે.

તે જ દિવસે રાત્રે અગિયાર વાગ્યે માદામ કાલીતિનાના ઘરમાં આ ઘટના ઘટી. નીચે દીવાનખાનાના ઉંબરા ઉપર વ્લાદીમિર નિકોલાઇચ તક્ને ઝડપીને લીઝાથી વિદાય લઈ રહ્યો હતો અને લીઝાનો હાથ પોતાના હાથમાં પકડીને કહી રહ્યો હતો: "તમે જાણો છો કે કઈ વસ્તુ મને અહીં આવવા પ્રેરે છે; તમે જાણો છો કે શા માટે હું તમારા ઘરે વારંવાર આવું છું; જ્યારે બધી વાત દીવા જેવી સ્પષ્ટ છે ત્યારે શા માટે તેના વિષે ચર્ચા કરવી?" લીઝાએ કોઈ પ્રત્યુત્તર ન વાળ્યો, ન તો તે હસી પણ માત્ર ભ્રમરોને જરા ઊંચી કરી છો તરફ તાકી રહી અને શરમાતી રહી, તેણે પોતાના હાથ પાછા ન ખેંચી લીધા. જ્યારે ઉપલા માળે માર્ફા તિમોફેયેવ્નાના ઓરડામાં ઝાંખી પડેલી ભગવાનની પ્રતિમાની સામે લટકતા તેલના દીવાના ઝાંખા પ્રકાશમાં લાવ્રેત્સ્કી આરામખુરશીમાં બેઠો હતો. તેની કોણીઓ તેનાં ઘૂંટણો ઉપર ટેકેવલી હતી અને ચહેરો હાથોમાં છુપાયેલો હતો; તેની સામે ઊભેલી વૃદ્ધા ચૂપચાપ તેના વાળમાં હાથ ફેરવી રહી હતી. ઘરની માલિકણથી વિદાય લીધા પછી કલાકેકથી પણ વધારે સમયથી તે તેમની સાથે હતો; તેણે પોતાના માયાળુ જૂના મિત્ર સાથે ભાગ્યે જ વાત કરી હતી અને તેણે પણ તેમને કોઈ સવાલ નહોતો પૂછ્યો... ખરેખર, તેમાં વાત કરવા જેવું શું હતું, કોઈ સવાલો પૂછવાની જરૂર હતી? તે બધું જ સમજતી હતી અને તેમના દુઃખથી છલોછલ ભરાયેલા દિલને જેની જરૂર હોઈ શકતી હતી તેવી બધી જ કોમળ સહાનુભૂતિ તેણે તેને આપી હતી.

## ૮

ફ્યોદોર ઈવાનોવિચ લાવ્રેત્સ્કી (થોડીવાર માટે આપણી વાર્તાનું સૂત્ર તોડવા માટે અમે વાચકોની ક્ષમા માંગીએ છીએ) જૂના કુલીન ઘરાનાના હતા. લાવ્રેત્સ્કી પરિવારના પહેલા પૂર્વજ રાજા વાસીલીય ત્યોમ્નીયના રાજ્યકાળમાં પ્રશિયાથી આવ્યા હતા અને તેમને બેજેત્સ્ક



પ્રાંતમાં જમીન અધિકૃત રીતે મળી હતી. તેમનાં વંશજોમાંથી ઘણાં બધાંએ દૂર દૂરનાં પ્રાંતોમાં કેટલાંય રાજાઓ અને ઉમરાવોની સેવા કરી અને જુદાં જુદાં પદો પર રહ્યાં; પણ તેમનામાંથી કોઈએ મુખી—પટવારીથી વધારે ઊંચા દરજ્જાની પ્રતિષ્ઠા નહોતી મેળવી કે ન તો કોઈ ખાસ ધનસમૃદ્ધિ મેળવી હતી. બધાં જ લાવ્રેત્સ્કીઓમાં સૌથી વધારે તવંગર અને વધારે ઉલ્લેખનીય હતા ફ્યોદોર ઈવાનિચના પરદાદા—આન્દ્રેઈ—જેઓ અત્યંત ક્રૂર, ઉદ્ધત, ધૂર્ત અને કપટી માણસ હતા. તેમનો આપખુદી જુલમી કારભાર, તેમનો બળવાખોર સ્વભાવ, બેહૂદી સખાવત અને કદી ના છુપનારા લોભની ખ્યાતિ આજે પણ પ્રચલિત છે. તેઓ અતિસ્થૂળ કાયાવાળા, ઊંચા, શામળવર્ણી અને સાફ દાઢીવાળા માણસ હતા, તેઓ ધુરકતા બોલતા હતા અને હંમેશાં અર્ધનિંદ્રિત જેવા દેખાતા હતા. પણ તેમનો અવાજ જેટલો વધારે નરમ થતો એટલાં જ તેમની આસપાસનાં લોકો વધારે થરથર ધ્રૂજતાં હતાં. તેમણે જે સ્ત્રીને પોતાની પત્ની બનાવી હતી તે તેમના માથા ભારે હતી. ઊપસી આવેલી આંખો, પોપટિયા નાક અને ગોળમટોળ ફીકાશ પડતા ચહેરાવાળી, જન્મે જિપ્સી, વાઢકણી અને કિન્નાખોર એવી સ્ત્રીએ કદી પોતાના પતિને નમતું નહોતું આપ્યું, જે તેના માટે લગભગ જીવતા જાગતા મોત સમાન હતો, પણ પોતાના પતિની સાથે કૂતરાં બિલાડાં જેવી જિંદગી વીતાવી હોવા છતાં પણ તે તેના મૃત્યુ પછી વધારે વખત ન જીવી. આન્દ્રેઈના દીકરા પ્યોતર એટલે કે ફ્યોદોરના દાદામાં તેમના પિતાનું કોઈ સરખાપણું નહોતું: તેઓ વિસ્તીર્ણ મેદાનોના સાદા સીધા જમીનદાર હતા. તેઓ કંઈક અંશે ભેજેગેપ જેવા, ઘોંઘાટિયા અને જડ જેવા સામાન્ય કોટિના હતા પણ સ્વભાવે ખરાબ નહિ એવા, પરોણાગત કરનાર અને શિકારી કૂતરાએ શિકાર કરવાના શોખીન હતા. જ્યારે તેમને બે હજાર નોકરચાકરોવાળી ભૂસંપત્તિ એકદમ સારી સ્થિતિમાં વારસામાં મળી ત્યારે તેઓ ત્રીસ વર્ષની ઉંમરના હતા. પણ થોડા જ વખતમાં તેમણે તેઓ બધાંને રુખસદ આપી દીધી, પોતાની જમીનનો થોડો ભાગ વેચી નાખ્યો અને પોતાના નોકરચાકરોને બગાડી મૂક્યા. બધા જ પ્રકારનાં નીચલાં વર્ગનાં લોકો, હંમેશનાં આવનારાં અને અપરિચિતો બધાં જ એક સમાન રીતે તેમની

મોકળાશવાળી, હૂંફાળી અને અવ્યવસ્થિત હવેલીમાં વંદાઓની જેમ ટોળેટોળામાં ઊભરાયેલાં ફરતાં હતાં. આ આખી બિરાદરી જે પણ મળતું તે પેટ ભરીને ખાતી, દારૂ પીને નશામાં ચૂર થતી, અને જે કંઈ પણ હાથ લાગે તે ઉપાડીને લઈ જતી હતી અને પોતાના દયાળુ યજમાનના ગુણ ગાતી અને આશીવાર્દની ઝડીઓ વરસાવતી. તેમનો યજમાન જ્યારે સંકટમાં હોતો ત્યારે પોતાના અતિથિઓને અધમો અને બદમાશો કહેતો, પણ તેમ છતાં તે બધાંના વિના તેમને પોતાની જિંદગી નીરસ લાગતી હતી. પ્યોતર આન્દ્રેયેવિચની પત્ની સીધીસાદી નરમ અને નમ્ર સ્વભાવની સ્ત્રી હતી. જેની સાથે તેમણે પિતાની આજ્ઞા અને પસંદ પર લગ્ન કર્યાં હતાં. તે પાડોશના કુટુંબમાંથી હતી અને તેનું નામ આન્ના પાવ્લોવ્ના હતું. તે કોઈપણ કામમાં કદી માથું નહોતી મારતી, તે ખુશમિજાજ યજમાન પત્ની હતી અને ખુશી ખુશી મહેમાનોની મહેમાનગીરી કરતી હતી તથા પોતે પણ લોકોને ઘેર જતી હતી જોકે તે માનતી હતી કે લપેડા થપેડા અને શણગારને એક આફત હતી. પોતાના ઘડપણમાં તે કહેતી રહેતી હતી: "માથા પર ફેલ્ટની ટોપી પહેરવામાં આવતી, બધા વાળ ઉપરની તરફ ચઢાવીને ઓળવામાં આવતા, તેની ઉપર ચીકણાઈ ચોપડવામાં આવતી, તેની ઉપર લોટ ચોપડી દેવામાં આવતો અને દરેક ઠેકાણે લોખંડના સોયા ખોસી દેવામાં આવતા—કોઈપણ કિમતે તેને સાફ કરી શકાતું નહોતું; પણ લપેડા થપેડા અને શણગાર કર્યાં વિના કોઈકને ત્યાં જવાની હિમ્મત નહોતી કરી શકાતી—લોકો એને અપમાન સમજતાં હતાં, ઉફ, પણ કેવી યાતના હતી તે!" તે ઘોડાદોડના જોમીલા ઘોડા વડે જોતાયેલી ગાડીમાં સવારી કરવાની શોખીન હતી, તે સવારથી રાત સુધી પત્તાં રમવા તૈયાર રહેતી હતી, અને હંમેશાં જ્યારે તેનો પતિ પત્તાંની મેજ પાસે આવતો ત્યારે ને પોતાની હારનો હિસાબ દર્શાવતાં આંકડાં હાથ વડે ઢાંકી દેતી. જોકે તેમ છતાં પણ તેણે પોતાનાં આખાં દહેજનાં બધાં પૈસા પોતાના પતિને સંપૂર્ણપણે તેની દેખરેખ હેઠળ સોંપી દીધાં હતાં. તેનાથી તેને બે બાળકો જન્મ્યાં હતાં: દીકરો ઈવાન, ફ્યોદરના પિતા, અને દીકરી ગ્લાફીરા. ઈવાનનું લાલનપાલન પોતાના ઘેર નહોતું થયું પણ તે પોતાની અમીર



કાકી રાજકુમારી કુબેન્સ્કાયા સાથે રહેતો હતો, તેણે તેને પોતાનો વારસદાર બનાવી લીધો હતો (નહિ તો તેના પિતા તેને જવા ન દેત). તે તેને બિલકુલ ઢીંગલાની જેમ સજાવીને રાખતી હતી, તેણે તેના માટે જાતભાતના વિષયોના શિક્ષકો રોક્યા હતા. અને તેની દેખભાળ માટે એક શિક્ષક રોક્યો હતો જે ફ્રાંસનો હતો અને ભૂતપૂર્વ પાદરી હતો—જે જાન જાક રુસ્સો*નો શિષ્ય હતો. તેનું નામ કુર્તેન દ વોસેલ હતું. તે બહુ ચાલાક અને કાવતરાખોર માણસ હતો. બિલકુલ જેવો તે કહેતી હતી તેવો જ, પરદેશમાં વસનાર "શ્રેષ્ઠ ફૂલ" હતો અને અંતમાં લગભગ સીત્તેર વર્ષની ઉંમરમાં તેણે આ "શ્રેષ્ઠ ફૂલ"ની સાથે લગ્ન કર્યાં; તેણે પોતાની બધી જ માલમિલકત તેના નામે કરી દીધી. આના થોડા જ સમય પછી રિશેલ્યે ઢબે લીપાયેલી-પોતાયેલી અને અત્તર વડે સુગંધિત, હબસી પોરિયાંઓ, પાળેલાં નાનાં કૂતરાંઓ અને ઘોંઘાટ કરતાં પોપટોથી ઘેરાયેલી તે પંદરમી સદીના રેશમની ચાદર બિછાવેલા વાંકાચૂંકા દીવાન પર પોતાના હાથમાં મીનો ચડાવેલી નકશીકામવાળી છીંકણીની પેતીતોને દાબડી લઈને મરી ગઈ. જ્યારે તે મરી ગઈ ત્યારે તેનો પતિ તેને છોડીને જતો રહ્યો હતો. મીઠા બોલા એમ કુર્તેને તેની બધી જ ધનસંપત્તિ સમેટીને પૅરીસ જતા રહેવામાં જ ડહાપણ સમજ્યું. ઈવાન જ્યારે આ અણધાર્યા સંકટનાં સંકજામાં સપડાયો (અમારો ભાવાર્થ રાજકુમારીના મૃત્યુથી નહિ પણ તેના લગ્નથી છે) ત્યારે તેને વીસમું વર્ષ ચાલી રહ્યું હતું. તેને કાકીના ઘરમાં રહેવાની ઈચ્છા નહોતી થતી જ્યાં તેણે પોતાને એક પૈસાદાર વારસદારમાંથી તે એકાએક પરોપજીવીની સ્થિતિમાં પડેલો અનુભવ્યો; સેંટ પીટર્સબર્ગમાં તે જે સમાજમાં ઊછર્યો હતો તેના દરવાજા તેના માટે હંમેશાં બંધ થઈ ગયાં. સરકારી નોકરીમાં કઠોર પરિશ્રમ અને ગૌણ પદની અપ્રસિદ્ધિમાં જિંદગી વિતાવવાનો વિચારમાત્ર તેને માટે નિરસ્કરણીય હતો (આ સમ્રાટ આલેક્સાન્દરના શાસનકાળના આરંભની વાત હતી); તેને ગામમાં પોતાના પિતાને ઘેર પાછા ફરવાની ફરજ પડી. પોતાનું જૂનું ઘર તેને ગંદું, કંગાળ અને બિહામણું લાગવા

* ફ્રેંચ લેખક તથા તત્ત્વજ્ઞાન (૧૭૧૨-૧૭૭૮).

લાગ્યું; આ દૂર જંગલમાં વસેલી ભૂમિની નીરસતા અને ગંદકી દરેક પગલે તેને માનસિક આઘાત પહોંચડતા હતા; આનાથી તેને અત્યંત કંટાળો ઊપજતો હતો; જ્યારે બીજી બાજુ ઘરમાં માત્ર એક મા સિવાય બધાં તેની તરફ તિરસ્કારપૂર્વક જોતાં હતાં. તેના પિતાને તેની શહેરી રીતભાત, તેનાં ફ્રૉકકોટો, ઝાલરોકિનારો, પુસ્તકો, તેની વાંસળી, તેની અતિચોખ્ખાઈવાળી ટેવોથી અણગમો હતો, જે અકારણ જ સ્પષ્ટપણે તેમના વર્તનમાં વર્તાતો હતો; તે વારંવાર પોતાના દીકરાને ફરિયાદ કરતા રહેતા અને બડબડાટ કરતા રહેતા હતા. "તેનું નાક બહુ રહે છે," તેઓ કહેતા રહેતા હતા, "અહીંની દરેકે દરેક વસ્તુ ઉપર; તે ખાવામાં પણ બહુ વરણાગિયો છે, ખાવાનું જ નથી ખાતો, તે લોકોની ગંધથી કે પછી ઓરડાની ગૂંગળામણથી અત્યંત અસ્વસ્થ થઈ જાય છે, પીને મસ્ત બનેલાંઓને જોઈને તેને ત્રાસ છૂટે છે અને વળી તેની હાજરીમાં કોઈ નોકરને સજા આપવાની હિમ્મત પણ નથી કરી શકાતી. તે સરકારી નોકરી નહિ કરી—તેનું સ્વાસ્થ્ય નબળું છે, જો તમે મારું માનો તો છો, સાવ નામર્દ છે ક્યાંકનો! અને આ બધું માત્ર તેનું ભેજું પેલા વોલ્તેરથી ભરેલું છે તેના કારણે જ છે." વૃદ્ધ માણસને વોલ્તેર અને પેલા "કાફર" દિદેરોત* સામે વિશિષ્ટ દૃઢ દ્વેષ હતો જોકે તેમણે કદી તેમના લખાણોનો એક શબ્દ પણ વાંચ્યો નહોતો; વાંચવું એ તેમનો ગુણ નહોતો. પ્યોતર આન્દ્રેયેવિચ ખોટા નહોતા: દિદેરોત અને વોલ્તેર અને સાચું પૂછો તો રુસ્સો અને રેઈનાલ તથા ગેલ્વેત્સીય અને એવા જ બીજા ઘણા લેખકો પણ તેમના દીકરાના ભેજામાં ઠાંસી ઠાંસીને ભરવામાં આવ્યા હતા પણ આ બધાં માત્ર તેના ભેજામાં જ હતા. ઈવાન પેત્રોવિચના નિવૃત્ત પાદરી અને સર્વજ્ઞાની ભૂતપૂર્વ ગુરુ એ પોતાના વિદ્યાર્થીના મગજમાં અઢારમી સદીના આખા ને આખા જ્ઞાનભંડોળને ભરવા સિવાય બીજું કંઈ નહોતું કર્યું. અને તે એ જ્ઞાનથી ઠસાઠસ ભરેલી ખોપડી લઈને ફરતો હતો; આ બધું જ્ઞાન માત્ર તેનામાં હતું પણ તે બધું તેની રગેરગમાં લેશમાત્ર નહોતું ઊતર્યું, કે ન તો તેના અંતર આત્મામાં પ્રવેશ્યું હતું કે પછી ન તો

* ફ્રેંચ લેખકો તથા તત્ત્વજ્ઞાનો.



તે દૃઢ માન્યતાઓના રૂપમાં વ્યક્ત થતું હતું... અને શું જ્યારે આજે પણ આપણે આપણામાં એવો વિશ્વાસ પેદા નથી કરી શક્યા ત્યારે આજથી પચાસ વર્ષ પહેલાંના નૌજુવાનમાં સાચેસાચ દૃઢ વિશ્વાસની માંગ કરી શકાતી હતી. ઈવાન પેત્રોવિચનના પિતાના મહેમાનો પણ તેની હાજરીમાં વિચિત્રતા અનુભવતાં હતાં: તે તેમનાથી વેગળો રહેતો હતો અને તેઓ તેનાથી ડરતાં હતાં. જ્યાં સુધી પોતાની બહેન ગ્લાફીરાની વાત હતી જે તેનાથી બાર વર્ષ મોટી હતી તેની સાથે તેનું જરાપણ બનતું નહોતું. આ ગ્લાફીરા પણ વિચિત્ર પ્રાણી હતી. દેખાવમાં તે ખિન્ન પસરેલી આંખોવાળી અને પાતળા ભીંચેલા હોઠવાળા મોંવાળી બેડોળ, ખૂંધી અને સુકલકડી હતી, તેનો દેખાવ, અવાજ અને ચપળ વક્ર હાવભાવ તેની દાદીને મળતાં આવતાં હતાં જે આન્દ્રેઈની જીપ્સી પત્ની હતી. માનસ્વી અને મહત્ત્વાકાંક્ષી એવી તે પોતાનાં લગ્ન સંબંધી કોઈ વાત સાંભળવા તૈયાર નહોતી. ઈવાન પેત્રોવિચનું ઘેર પાછું આવવુ તેને જરાપણ ગમ્યું નહોતું; જ્યાં સુધી તે રાજકુમારી કુબેન્સ્કાયાની છત્રછાયામાં હતો ત્યાં સુધી તેને પોતાના પિતાની ઓછામાં ઓછી અડધી માલમત્તા મળવાની આશા હતી. કંજૂસાઈમાં પણ તે પોતાની દાદી જેવી હતી. વળી વધારામાં ગ્લાફીરા પોતાના ભાઈથી દાઝે પણ બળતી હતી; તે ખૂબ જ સારો ભણેલો ગણેલો શિક્ષિત હતો, તે પૅરીસની ઢબમાં ફ્રેંચ ભાષા એટલી તો સારી રીતે બોલતો હતો જ્યારે તે પોતે માત્ર "નમસ્તે" કે "તમે કેમ છો" જ મહામુશ્કેલીએ બોલી શકતી હતી. સાચી વાત છે, તેના માતાપિતા ફ્રેંચ ભાષા બિલકુલ નહોતાં જાણતાં પણ તેમ છતાં તેનાથી તેને કોઈ દિલાસો નહોતો મળતો. ઈવાન પેત્રોવિચને માટે સમય પસાર કરવો બહુ ભારે હતો, તે કંટાળીને વ્યગ્ર થઈ જતો હતો. તેણે હજી ગામમાં એક વર્ષ જ ગાળ્યું હતું પણ આ વર્ષ તેને દસ વર્ષો સમાન લાગ્યું હતું. માત્ર એકલી તેની મા જ એવી હતી જેની સામે તે પોતાના દિલનો ઊભરો ઠાલવી શકતો હતો. તે તેના નીચી છતવાળા ઓરડામાં કલાકો સુધી બેસી રહેતો અને આ ભલી સ્ત્રીની સાદી સીધી વાતો સાંભળતો રહેતો અને પેટમાં મુરબ્બો પધરાવતો રહેતો. આન્ના પાવ્લોવ્નાની નોકરાણીઓમાં એક સ્વચ્છ સાલસ આંખોવાળી અને નાજુક ચહેરાવાળી



4 183

ખૂબ જ સુંદર છોકરી હતી, તેનું નામ હતું માલાન્યા. તે ચતુર શરમાળ છોકરી હતી. તે તેને જોતાંની સાથે ગમી ગઈ અને ઈવાન પેત્રોવિચ તેની સાથે પ્રેમમાં પડી ગયો: તેને ભીરુ ચહેરો, તેના શરમાળ જવાબો, તેનો સૌમ્ય અવાજ અને તેનું સાલસ સ્મિત બહુ બહુ ગમતાં હતાં. દિન પ્રતિદિન તેનો તેના માટેનો પ્રેમ વધારે ને વધારે દૃઢ થતો જતો હતો. તે પણ ઈવાન પેત્રોવિચ સાથે સંપૂર્ણ દિલથી પ્રતિબદ્ધ થઈ ગઈ હતી, તે તેને ખરા દિલથી પ્રેમ કરતી હતી જેવી રીતે એક રશિયન છોકરી જ કરી શકે છે—અને તેણે તેના પ્રેમની સામે પોતાનું આત્મસમર્પણ કરી દીધું હતું. ગામના જમીનદારના ઘરાનામાં કોઈ પણ રહસ્ય લાંબો વખત ગુપ્ત રાખી શકાતું નથી: થોડા જ વખતમાં દરેકે દરેક જણ નાના માલિકના માલાન્યા સાથેના એશઆરામ વિષે જાણી ગયું તેની ખબર છેવટે પ્યોતર આન્દ્રેયેવિચના કાન સુધી પહોંચી. કોઈ બીજા સમયે તેમણે આવી નજીવી બાબતને ધ્યાન બહાર કરી હોત; પણ લાંબા વખતથી તે પોતાના દીકરાની વિરુદ્ધ દ્વેષ મનમાં સંઘરીને બેઠા હતા અને તે આ પીટર્સબર્ગી દોઢડહાપણ અને વરણાગિયાપણાને હલકા પાડવાની તક ઝડપવાની રાહ જોતા હતા.

ચારે બાજુ રોકકળ અને બૂમાબૂમ મચી ગઈ; માલાન્યાને લાકડાની ઓરડીમાં પૂરી દેવામાં આવી; ઈવાન પેત્રોવિચને તેના પિતાની સામે બોલાવવામાં આવ્યો. આન્ના પાવ્લોવ્ના પણ શોરબકોર સાંભળીને દોડતી આવી પહોંચી. તેણે પોતાના પતિને ટાઢા પાડવાનો પ્રયત્ન કર્યો પણ પ્યોતર આન્દ્રેયેવિચ કોઈ દલીલ સાંભળવા તૈયાર નહોતા. તે પોતાના દીકરા ઉપર તૂટી પડ્યા, પોતાના સદાચારને છોડવા માટે, ધર્મ પ્રત્યે અનાદર માટે અને દોરંગીપણા માટે તેની ઉપર ઝાટકણીઓની ઝડી વરસાવી દીધી; આની સાથે સાથે તેઓ પોતાનો રાજકુમારી કુબેન્સ્કાયા વિરુદ્ધ જે ગુસ્સો સંઘરી રાખ્યો હતો તે પણ તેની ઉપર ઠાલવી રહ્યા હતા અને અપમાનોની વૃષ્ટિ કરતા હતા. શરૂઆતમાં તો ઈવાન પેત્રોવિચે કંઈ જ ન કહ્યું અને તેણે પોતાની જાતને કાબૂમાં રાખી પણ જ્યારે તેના પિતાએ તેને નામોશીભરી સજા આપવાની મનમાં ઠાની લીધી ત્યારે તે પોતાની જાતને વધારે વખત સુધી કાબૂમાં ન રાખી શક્યો. "તો," તેણે



મનમાં કહ્યું, "અધર્મી દિદેરોતને ફરીથી ઘસડી લાવવામાં આવ્યો—સારું, તો પછી, જરા રાહ જુઓ, હું પણ તમને બતાવી દઈશ." જે પછી શાંત અને સ્થિર અવાજે પણ અંદર ને અંદર ગુંજતાં એવા અવાજે ઈવાન પેત્રોવિચે પોતાને પિતાને સાફ સાફ જણાવી દીધું કે તેમનો દુરાચાર મોટનો ઠપકો ગેરવાજબી હતો; એ કે જોકે તે પોતાના અપરાધને ન્યાયપૂર્ણ ઠેરવવાનો ઇરાદો નહોતો રાખતો હતો તેમ છતાં પણ તે તેના માટે પ્રાયશ્ચિત કરવા તૈયાર હતો, વળી વધારામાં એટલા માટે કે તે પોતાને બધાં જ પૂર્વગ્રહોથી પર સમજતો હતો—હકીકતમાં—તે માલાન્યા સાથે લગ્ન કરવા તૈયાર હતો. આ શબ્દો ઉચ્ચારીને ઈવાન પેત્રોવિચ નિશ્ચિતપણે પોતાનું લક્ષ્ય પૂરું કર્યું; પ્યોતર આન્દ્રેયેવિચ એટલા બધા તો આભા જ બની ગયા હતા કે પળવાર માટે તો તેઓ પોતાના દીકરા તરફ અવાક થઈને તાકતા રહ્યા, પણ બીજી જ ક્ષણે તેમણે પોતાની જાતને ઝડપથી સંભાળી લીધી. તેઓ જે સ્થિતિમાં હતા—ખિસકોલીની ખાલના અસ્તરવાળા પોતાના જાકીટ અને મોજા વગરના પત્રમાં સ્લીપર સાથે તે જ સ્થિતિમાં, તેઓ ઈવાન પેત્રોવિચ ઉપર મુક્કા મારતાં ધસ્યાં, જાણે સહનશીલ જ હોય તેમ તેમના દીકરાએ તે દિવસે ટાઇટસની ઢબે વાળ સજાવ્યા હતા અને નવો અંગ્રેજી ફ્રૉકકોટ અને નાનાં નાનાં ફૂમતાંવાળાં ઊંચાં બૂટ અને કસકસતી મૃગચર્મની સુંદર સુરવાળ પહેર્યાં હતાં. આન્ના પાવ્લોવ્નાએ ઊંચા અવાજે ચીસ પાડીને પોતાનો ચહેરો હાથમાં છુપાવી લીધો, જ્યારે તેમનો દીકરો ઘરમાંથી બહાર નીકળી દોડતો આંગણામાં પહોંચી ગયો અને શાકભાજીના બગીચામાંથી તીરની પેઠે દોડીને બહાર રસ્તા ઉપર પહોંચી ગયો. તેણે જ્યાં સુધી તેના પિતાના પીછો કરનારાં ભારે પગલાંનો અવાજ અને હાંફતાં ઉચ્ચારો સાંભળાતા બંધ ન થયાં ત્યાં સુધી પોતાનું બધું જોર એકઠું કરી દોડવાનું ચાલુ રાખ્યું... "થોભી જા!" તેઓ ગર્જ્યા. "થોભી જા, તું હરામખોર, નહિ તો હું તારે માથે આફત ઊભી કરી દઈશ!" ઈવાન પેત્રોવિચે પડોશના જમીનદારને ત્યાં આશ્રય લીધો—છેવટે પ્યોતર આન્દ્રેયેવિચ પરસેવાથી તરબોળ થાકેલા હારેલા ઘેર પાછા ઢસડાઈ આવ્યા. હજી પણ હાંફતાં હાંફતાં તેમણે તત્કાળ જાહેર કર્યું કે તેઓએ પોતાના દીકરાને વારસાહકથી વંચિત કરી દીધો હતો અને

પોતાનાં બધાં આશીર્વાદો પાછાં ખેંચી લીધા હતા. તેમણે તેની બધી મૂર્ખામીભરી ચોપડીઓ બાળી નાખવાનો અને છોકરી માલાન્યાને તે જ ઘડીએ દૂરના ગામમાં મોકલી દેવાનો આદેશ આપ્યો. કેટલાંક ભલાં લોકોએ ઈવાન પેત્રોવિચને શોધીને તે વિષે કહ્યું. અપમાન અને ક્રોધની જ્વાળામાં ભડકતાં તેણે પોતાના પિતા ઉપર વેર વાળવાની પ્રતિજ્ઞા કરી અને તે જ રાત્રે તેણે માલાન્યાને દેશવટા માટે લઈ જઈ રહેલ ખેડૂતના ગાડાને રસ્તામાં અટકાવી તેનું અપહરણ કર્યું અને તેની સાથે નજીકના શહેરમાં ભાગી જઈને લગ્ન કર્યાં. તેને પૈસા એક પાડોશીએ આપ્યા, જે પ્રેમાળ નિવૃત્ત વૃદ્ધ ખલાસી હતો જેના જામ કદી ખાલી નહોતા રહેતા પણ તેને તેની પોતાની વ્યાખ્યા પ્રમાણેના દરેક પ્રકારના "રોમેન્ટિક સાહસ"માં ખૂબ મઝા પડતી હતી. બીજા દિવસે ઈવાન પેત્રોવિચે પ્યોતર આન્દ્રેયેવિચને ઝાટકો લાગે તેવો ઠંડો અને નમ્ર પત્ર લખ્યો અને ગામ તરફ જવા નીકળી પડયો જ્યાં તેનો બીજો કાકાનો છોકરો દ્મીત્રીય પેસ્તોવ તેની બહેન માર્ફા તિમોફેયેવ્ના, જેને આપણા વાચકો જાણે છે, તેની સાથે રહેતો હતો. તેણે તેમને જે કંઈપણ બન્યું હતું તે બધું વિગતવાર જણાવ્યું તથા નોકરીની શોધ માટે સેંટ પીટર્સબર્ગ જવાનો પોતાનો ઈરાદો જાહેર કર્યો. તેણે તેમને વિનંતી કરી કે ઓછામાં ઓછું હાલ પૂરતું તેઓ તેની પત્નીની સંભાળ લે. "પત્ની" શબ્દ પર તે અત્યંત દુ:ખદપણે રડી પડયો અને પોતાના શહેરી ભણતર અને ડહાપણ તથા તત્ત્વજ્ઞાન છતાં પણ નમ્રતાપૂર્વક ગરીબ યાચકની જેમ ઘૂંટણે પડયો અને છો પર પોતાનું કપાળ પણ કૂટ્યું. તેઓએ કોમળ હૃદયવાળાં દયાળુ એવાં પેસ્તોવ લોકો હોવાને કારણે રાજીખુશીથી તેની વિનંતી માન્ય કરી; ગુપ્તપણે એ આશા રાખતાં કે તેના પિતા જરૂર જવાબ આપશે, તેણે ત્રણ અઠવાડિયાં તેમની સાથે ગાળ્યાં, પણ કોઈ જવાબ નહોતો અને હોઈ પણ શકતો નહોતો. પોતાના દીકરાના લગ્નનાં સમાચાર સાંભળતાં જ પ્યોતર આન્દ્રેયેવિચે પથારી પકડી લીધી હતી અને તે દીકરાના નામનો ઉલ્લેખ સુદ્ધાં કરવાની મનાઈ ફરમાવી હતી, પણ તેની માએ ચોરીછૂપી એક મદદનીશ પાદરી પાસેથી પૈસા ઊછીના લીધાં અને તેને તેની પત્ની માટે નાની દેવપ્રતિમા સાથે પાંચસો રૂબલ મોકલ્યા; તેનામાં કંઈ લખવાની તો હિમ્મત નહોતી પણ ઈવાન



પેત્રોવિચને એક દિવસમાં સાઠ વેર્સ્તા જેટલું અંતર કાપનાર અશક્ત નાના ખેડુત મારફત મોઢાંમોઢ સંદેશો મોકલાવ્યો કે તે બહુ ચિંતા ન કરે, ભગવાને ઈચ્છ્યું તો બધાં જ સારાં વાનાં થઈ જશે અને તેના પિતા તેને માફ કરી દેશે; તેણે પોતાની વહુ તરીકે બીજા કોઈને વધારે સારી સમજી હોત પણ દેખીતી રીતે આ ભગવાનની ઈચ્છા હતી તેથી તેણે માલાન્યા સેર્ગેયેવ્ના માટે મમતાભર્યાં આર્શીવાદ મોકલ્યા. આ સશક્ત નાના ખેડૂતને તેની મહેનતના બદલામાં એક રૂબલ મળ્યો, તેણે પોતાની નવી માલિકણને મળવાની રજા આપવા માંગણી કરી જેનો તે સંજોગવશાત્ ધર્મપિતા પણ હતો, તેણે તેનો હાથ ચૂમ્યો અને ત્યાંથી નીકળી પડયો.

આ દરમિયાન ઈવાન પેત્રોવિચ હળવાં હૃદયે સેંટ પીટર્સબર્ગ માટે નીકળી ગયો હતો. ભવિષ્ય અંધકારમય હતું; કદાચ ગરીબાઈ તેની રાહ જોતી હતી, ગામના તિરસ્કરણીય જીવનથી તેનું મન ભરાઈ ગયું હતું. વિશેષ કરીને તેણે પોતાના ગુરુઓને દગો નહોતો આપ્યો, તે તેમને "વાસ્તવમાં વ્યવહારમાં લાવ્યો હતો" અને રૂસ્સો, દિદેરોત અને 'માનવાધિકારોની ઘોષણા'ને સમર્થન આપ્યું હતું. કર્તવ્યપાલનના આભાસથી, ઉત્તેજના અને ગર્વની ભાવના વડે તેનું દિલ ગજ ગજ ફૂલ્યું નહોતું સમાતું. પોતાની પત્નીની જુદાઈએ તેને ખાસ દુ:ખી નહોતો કર્યો; ખરેખર તો એક જ છત્રછાયામાં તેની સાથે એકધાર્યું જીવન વિતાવવાની જરૂરે જ તેને વધારે અસ્વસ્થ કર્યો હોત. તે કામ પૂરું થયું હતું; હવે બીજાં કામ પૂરાં કરવા તરફ પણ ધ્યાન આપવાનું હતું. સેંટ પીટર્સબર્ગમાં પોતે માની બેઠો હોવા છતાં પણ તેનું નસીબ ખૂલી ગયું: શ્રીમાન કુર્તેન દ્વારા ત્યજાયેલી, પણ તેમ છતાં હજી સુધી જીવંત રાજકુમારી કુબેન્સ્કાયાએ પોતાના ભત્રીજાની ક્ષતિપૂર્તિ માટે પોતાના બધા મિત્રોને તેના માટે ભલામણ કરી અને તેને પાંચ હજાર રૂબલ સિવાય—તેમની પાસે વાસ્તવમાં એટલી જ રકમ બચી હતી—શુપિડોના ફીતાઓમાં તેના આદ્યાક્ષરોની મહોર કોતરેલ લેપીક ઘડિયાળ ભેટ આપ્યાં. હજી ભાગ્યે જ ત્રણ મહિના વીત્યા હશે તે પહેલાં જ તેને લંડનમાં રશિયન મિશનમાં નોકરી મળી ગઈ અને બંદર પરથી જતાં પહેલાં અંગ્રેજી જહાજ પર દરિયાપાર જવા નીકળી પડયા. (તે વખતે વરાળથી ચાલતાં જહાજોની તો કલ્પના પણ નહોતી કરી

શકાતી). થોડાક મહિનાઓ પછી તેને પેસ્તોવથી કાગળ મળ્યો. ભલા માણસે ઇવાન પેત્રોવિચને દીકરાના જન્મ ઉપર મુબારકબાદી આપી હતી જેણે આ દુનિયામાં ૧૮૦૭ની ૨૦મી ઑગસ્ટે પોક્રોવ્સ્કોયેના ગામમાં જન્મ લીધો હતો. અને પવિત્ર શહીદ ફ્યોદરના નામના માનમાં તેનું નામ ફ્યોદર પાડવામાં આવ્યું. તબિયત બહુ ખરાબ હોવાને કારણે માલાન્યા સેર્ગેયેવ્નાએ માત્ર થોડીક લીટીઓ જ ઉમેરી હતી; પણ આ માત્ર થોડી લીટીઓએ પણ ઇવાન પેત્રોવિચને દંગ કરી દીધો હતો—તે એ વાતથી માહિતગાર નહોતો કે માર્ફા તિમોફેયેવ્નાએ તેની પત્નીને વાંચતાં-લખતાં શીખવાડી દીધું હતું. ગમે તેમ પણ ઇવાન પેત્રોવિચે પોતાને પિતૃત્વની કોમળ લાગણીઓના ગર્વનો શિકાર લાંબો વખત ન થવા દીધો; તે વખતે તેઓ કોઈ જાણીતાં ફ્રીનો કે લઈસો (પ્રાચીન નામો હજી પણ ચલણમાં છે) માંથી કોઈ એકનાં પાછળ ઘેલા થતા હતા; તિલસિતની શાંતિસંધિ તે જ વખતે ઠરાવવામાં આવી હતી અને ભમતાં વમળોમાં જકડાયેલું આખું વિશ્વ ખુશીને મારે ગાંડું ગાંડું થઈ ગયું હતું; તેનું ભેજું પણ ફાટેલ ફાંકડી નારીની કાળી આંખો દ્વારા ફરી ગયું હતું. તેની પાસે બહુ થોડાં પૈસા હતાં પણ તે પત્તાં રમવામાં બહુ નસીબદાર હતો; તેણે ઘણાં બધાં લોકો સાથે પરિચય વધાર્યો હતો; તે દરેક પ્રકારના મનોરંજનમાં જોડાઈ જતો હતો—ટૂંકમાં તેની જીવનનૈયા ટાપટીપમાં વિહરતી હતી.

## ૯

પોતાના દીકરાનાં લગ્ન ઉપરનો ગુસ્સો વૃદ્ધ લાવ્રેત્સ્કીના દિલમાં લાંબા વખત સુધી સાલતો રહ્યો; જો ઇવાન પેત્રોવિચ છ મહિના પછી પશ્ચતાપ ભર્યા દિલે પોતાના પિતાને પગે આવી પડતો અને ક્ષમા માંગતો તો કદાચ તેમણે તેને માફ કરી દીધો હોત, તેને બેચાર ઠપકાભર્યાં વેણ કહ્યાં હોત અને દબડાવવા માટે પોતાની ગાંઠોવાળી લાકડીના બે ચાર સપાટા ઠોકીને ગળે વગાડી લીધો હોંત. પણ ઇવાન



પેત્રોવિચ વિદેશમાં રહેતો હતો અને તે આ વાત ઉપર વિચાર સુદ્ધાં કરતો હોય તેમ નહોતું લાગતું. "બસ હવે બહુ થયું! ખબરદાર જો ફરી તેં આવી હિમ્મત કરી!" જ્યારે જ્યારે પ્યોતર આન્દ્રેયેવિચની પત્ની તેમના દિલને નરમ પાડવાનો પ્રયત્ન કરતી ત્યારે ત્યારે દરેક વખતે તેઓ તેને ઠપકો આપતા. "નાલાયક છોકરો, તેણે પોતાનાં ભાગ્યશાળી ગ્રહોનો આભાર માનવો જોઈએ કે તેના પર મારો કોપ ન ઊતર્યો; મારા બાપે તે બદમાશનું ગળું પોતાને હાથે દબાવી દીધું હોત. અને તે પણ તેને જ લાયક છે." આ ભયંકર ભાષણ પર આન્ના પાવ્લોવ્ના માત્ર ભીરુપણે છાતી પર ક્રૂસ બનાવી ભગવાનને પ્રાર્થના જ કરી શકતી હતી. તેના દીકરાની પત્નીની વાત છે ત્યાં સુધી પ્યોતર આન્દ્રેયેવિચે શરૂઆતમાં તો તેનાથી હાથ ધોઈ નાખ્યા હતા અને પેસ્તોવથી આવેલા પત્રના જવાબમાં જેમાં ભલા માણસે તેમની વહુનો ઉલ્લેખ કર્યો હતો, તેમણે એ સંદેશો કહેવડાવ્યો કે તેઓ કોઈપણ વહુના વિષે સાંભળવા નથી ઇચ્છતા અને સાથે સાથે તેને એ ચેતવણી આપવાની પોતાની ફરજ સમજતા હતા કે ભાગેડુ ભૂદાસોને આશ્રય આપવો કાયદાની વિરુદ્ધ હતું; પણ પાછળથી જ્યારે પૌત્રના જન્મના સમાચાર તેમને મળ્યા ત્યારે તેઓ થોડા નરમ પડયા અને ગુપ્તપણે તપાસ કરાવી કે બાળકનાં જન્મ પછી માની તબિયત કેવી હતી અને તેને થોડા પૈસા પણ મોકલાવ્યા પણ તેને એ ખબર ન પડવા દીધી કે તે કોણે મોકલાવ્યા હતા. ફેદ્યા હજી પૂરો એક વર્ષનો પણ નહોતો થયો ત્યાં આન્ના પાવ્લોવ્ના જીવલેણ માંદગીમાં પટકાયાં. પથારીવશ અને ડરપોક આંસુભીની ઝાંખી થતી આંખો વડે પોતાના મૃત્યુના થોડા દિવસ પહેલાં તેમણે પાપનો એકરાર સાંભળનાર પાદરીની હાજરીમાં પોતાના પતિને કહ્યું કે તે પોતાની વહુને મળવા અને તેનાથી વિદાય લેવા અને પોતાના પૌત્રને આશીર્વાદ આપવા ઇચ્છતી હતી. વ્યથિત વૃદ્ધે તેના મનને આશ્વાસન આપીને શાંત પાડયું અને તરત જ પોતાની ગાડી વહુને લઈ આવવા માટે રવાના કરી અને સૌથી પહેલી વાર તેને માલાન્યા સેર્ગેયેવ્ના કહીને સંબોધી. તે પોતાના દીકરા અને માર્ફા તિમોફેયેવ્નાની સાથે આવી જે તેને એકલી જવા દેવા માટે તૈયાર નહોતી અને જો જરૂર પડે તો તેનો પક્ષ લેવા પણ દૃઢ સંકલ્પી હતી. ભયને

કારણે લગભગ અધમૂયા જેવી માલાન્યા સેર્ગેયેવ્ના પ્યોતર આન્દ્રેયેવિચના અધ્યયન ઓરડામાં પ્રવેશી. ફેદ્યાને હાથમાં લઈને આયા પણ તેની પાછળ પાછળ આવી. પ્યોતર આન્દ્રેયેવિચે ચૂપચાપ તેની તરફ નજર નાખી; તે તેમનો હાથ ચૂમવા આગળ વધી; તેના ધ્રૂજતા હોંઠ મહામુશ્કેલીએ ધ્વનિહિન ચુંબનમાં પરિણમી શક્યાં.

"હં, ઠીક, વહુરાણી," છેવટે તેમણે લાંબી ચૂપ્પી તોડતાં કહ્યું, "કેમ છો? ચાલો આપણે માલિકણ પાસે જઈએ."

તેઓ ઊભા થયા અને ફેદ્યા ઉપર ઝૂક્યાં; બાળક હસ્યું અને તેણે પોતાના નિસ્તેજ નાના નાના હાથ તેમની તરફ પહોળા કર્યા. આ વાત સીધી વૃદ્ધના દિલને સ્પર્શી ગઈ.

"આહ!" તેઓ ગણગણ્યા. "બિચારું નાનકડું પંખીડું! પોતાના બાપની તરફથી આજીજીપૂર્વક વિનંતી કરી રહ્યું છે. હું તને નહિ તજું, નાનકડા બાળ."

માલાન્યા સેર્ગેયેવ્નાએ આન્ના પાવ્લોવ્નાના શયન કક્ષમાં પગ મૂકતાંની સાથે જ સીધી બારણાં પર જ તેને ઘૂંટણે નમી પડી. આન્ના પાવ્લોવ્નાએ તેને પોતાની પથારી પાસે આવવાનો ઈશારો કર્યો અને તેને બાથમાં લઈને તેના દીકરાને આર્શીવાદ આપ્યા. ત્યારબાદ ક્રૂર પીડા દ્વારા વિકૃત થયેલ ચહેરે પોતાના પતિ તરફ ફરીને તેણે કંઈક બોલવાનો પ્રયત્ન કર્યો...

"હું જાણું છું, તું શું કહેવા ઈચ્છે છે તે હું જાણું છું," પ્યોતર આન્દ્રેયેવિચ ગણગણ્યા. "ગભરા નહિ, તે આપણી સાથે રહેશે અને તેને ખાતર હું વાન્કાને પણ માફ કરી દઈશ."

મહાપ્રયત્ને આન્ના પાવ્લોવ્નાએ પોતાના પતિના હાથ પકડી લીધા અને પોતાના હોઠ તેની ઉપર મૂકી દીધા. તે સાંજે તે આ દુનિયામાં નહોતી રહી.

પ્યોતર આન્દ્રેયેવિચે પોતાનું વચન પાળ્યું. તેમણે પોતાના દીકરાને જાણ કરી કે મરતી માની ઈચ્છાને ખાતર અને બાળક ફ્યોદોરને ખાતર તેઓએ તેને પોતાનાં આર્શીવાદ પાછાં આપ્યાં હતાં અને માલાન્યા સેર્ગેયેવ્નાને ઘરમાં રહેવા માટે સ્થાન આપ્યું હતું. તેને રહેવા માટે બે ઓરડાઓ આપવામાં આવ્યાં; તેમણે તેનો પોતાનાં સૌથી માનનીય અતિથિઓ કાણા બ્રિગેડીયર સ્કુરેખિન અને તેમની પત્ની સાથે પરિચય



કરાવ્યો. તેને સેવામાં બે નોકરડીઓ અને એક ટાંપાટૈયા માટે પોરિયો ભેટ આપવામાં આવ્યા; માર્ફા તિમોફેયેવ્નાએ તેનાથી વિદાય લીધી. તેમના મનમાં ગ્લાફીરા પ્રત્યે તીવ્ર અણગમો પેદા થઈ ગયો હતો અને એક જ દિવસમાં તેમનો તેની સાથે ત્રણ વાર ઝઘડો થઈ ગયો હતો.

બિચારી માલાન્યાની સ્થિતિ શરૂઆતમાં તો બહુ કફોડી અને મૂંઝવણભરી હતી; પણ થોડા સમયમાં તે તેનાથી અને પોતાના સસરાથી ટેવાઈ ગઈ. તેઓ પણ તેની સાથે ટેવાઈ ગયા એટલું જ નહિ તે તેમને ગમવા પણ લાગી હતી. જોકે તેઓ ભાગ્યે જ તેની સાથે બોલતા હતા અને તેમની આ ભલમનસાઈમાં કોઈક અજાણ અવગણનાનો છાંટો પણ જરૂર હતો. માલાન્યા સેર્ગેયેવ્નાની સૌથી ભારે વિરોધી હતી તેની નણંદ ગ્લાફીરા. ગ્લાફીરા પોતાની માના જીવનકાળ દરમિયાન પણ ધીરે ધીરે આખી ઘર ગૃહસ્થી ઉપર કબજો મળવવા મથતી હતી. તેના પિતા સહિત દરેકે દરેક તેના પડયા બોલ ઝીલતું હતું; તેની રજા વિના કોઈ એક ખાંડનું ચોસલું પણ ઉઠાવી શકતું નહોતું; તે પોતાની તસુભર સત્તા પણ બીજી માલિકણને આપવા કરતાં મરવાનું વધારે પસંદ કરત—અને તે માલિકણ પણ કેવી! ભાઈના લગ્નથી તેના દિલમાં પ્યોતર આન્દ્રેયેવિચના કરતાં પણ વધારે ખટકો હતો; તેણે આ બે કોડીની સ્ત્રીમાંથી પોતાની ભાભી બનેલી સ્ત્રી ઉપર પૂરેપૂરો બદલો વાળવાનો દૃઢ સંકલ્પ કર્યો હતો અને માલાન્યા સેર્ગેયેવ્ના તે ઘરમાંની પહેલી પહેલી ક્ષણોમાં જ તેની ગુલામ બની ગઈ હતી. ખરેખર, જિદ્દી અને અભિમાની ગ્લાફીરા વિરુદ્ધ તે પોતાની જાતને સામસામી ઊભી પણ કેવી રીતે કરતી? તે પોતે જ એટલી તો ગરીબડી, ખોવાયેલી અને ગભરાયેલી તથા માંદલી અને બીકણ હતી ત્યાં પેલી સિંહણ સામે માથું ઊંચું કેવી રીતે કરી શકતી હતી? એક પણ દિવસ એવો પસાર નહોતો થતો કે જ્યારે ગ્લાફીરાએ તેને તેની પહેલાંની સ્થિતિ યાદ ન કરાવી હોય અને તેને પોતાને માટે યોગ્ય સ્થાન જાણવા માટે સ્તુતિ ન કરી હોય. આ સંભારણાંઓ અને સ્તુતિઓને પછી ભલેને તે ગમે તેટલાં અરુચિકર હોય તેમ છતાં પણ તે ચૂપચાપ સાંભળતી રહેતી... પણ તેનું સૌથી મોટું દુઃખ એ હતું કે ફેદ્યાને તેની પાસેથી

છીનવી લેવામાં આવ્યો હતો. માલાન્યા તેને ઉછેરવામાં અસમર્થ હતી એ બહાના હેઠળ તેને ભાગ્યે જ ફેદ્યાને મળવાની રજા આપવામાં આવતી હતી; આ વાત ઉપર ગ્લાફીરા પોતે કડક નજર રાખતી હતી; બાળકને સંપૂર્ણપણે તેના અંકુશ હેઠળ રાખવામાં આવ્યું. માલાન્યા સેર્ગેયેવ્ના પોતાના બળાપામાં ઇવાન પેત્રોવિચને પોતાના દરેક કાગળમાં ઘેર જલદી પાછા ફરવા માટે કાલાવાલા કરતી; પ્યોતર આન્દ્રેયેવિચ પણ પોતાના દીકરાને જોવા અને મળવા ઇચ્છતા હતા. પણ ઇવાન પેત્રોવિચે જવાબમાં વળતાં માત્ર બહાનાં જ કાઢ્યાં, પોતાની પત્નીને આરામ આપવા માટે અને તેને જે પૈસા મોકલ્યા હતા તેના માટે પિતાનો આભાર માન્યો અને જલદી પાછા ફરવાનું વચન આપ્યું. પણ તે કદી પાછો ન આવ્યો. છેવટે સન ૧૮૧૨માં તેને ઘેર આવવું જ પડયું. છ વર્ષના વિયોગ પછી જ્યારે પિતા અને પુત્ર ફરીથી પાછા મળ્યા ત્યારે જૂની ફરિયાદો વિષે એક પણ શબ્દ કોઈનેય કહ્યા વિના એકબીજાને ગળે વળગ્યા; સાચું કહો તો વીતેલી વાતોને યાદ કરવા માટેનો તે યોગ્ય સમય પણ નહોતો; આખું રશિયા શત્રુઓની વિરુદ્ધ શસ્ત્રસજ્જ થઈ ઊભું થયું હતું અને બન્નેએ અનુભવ્યું કે તેમની રગોમાં પણ રશિયન લોહી વહી રહ્યું હતું. પ્યોતર આન્દ્રેયેવિચે તેમના પોતાના ખર્ચે રાષ્ટ્રીય સૈનિકોની એક પૂરી ટુકડીને હથિયારબંધ કરી. પણ યુદ્ધ પૂરું થયું અને ભય ટળી ગયો; ઇવાન પેત્રોવિચ ફરીથી એક વખત આ ગ્રામ્ય જીવનથી કંટાળી ગયો. દૂર દૂરની જગ્યાઓનાં લાલચી આકર્ષણો તેને લોભાવતાં હતાં. જે દુનિયામાં તેણે પોતાની જાતને ટેવાવડાવી હતી અને જ્યાં તે આરામ અનુભવતો હતો તે દુનિયા તેને પોતાની તરફ ખેંચી રહી હતી. માલાન્યા સેર્ગેયેવ્ના તેને રોકી ન શકી, ઇવાન પેત્રોવચિ માટે તેનું મૂલ્ય બહુ નજીવું હતું. તેની ઘેલી આશાઓ પણ ધૂળધાણી થઈ ગઈ હતી—તેનો પતિ પણ એમ વિચારતો હતો કે ફેદ્યાના ઉછેર માટે ગ્લાફીરા ઉપર ભરોસો રાખવો વધારે યોગ્ય છે. ઇવાન પેત્રોવિચની લાચાર પત્ની આ ફટકો સહી ન શકી, બીજા વિયોગનું દુઃખ ઝેલવામાં તે અસમર્થ હતી; થોડા જ દિવસોનાં ગાળામાં તે કોઈપણ જાતની ફરિયાદ કર્યા વિના મૂકપણે આ દુનિયામાંથી પોતાનું અસ્તિત્વ મિટાવી ગઈ. પોતાની આખી



જિંદગી દરમિયાન તેણે કદી કોઈપણ વાતની વિરોધમાં પોતાનું માથું ઊંચું નહોતું કર્યું અને અત્યારે પણ તેણે પોતાની માંદગી સામે કોઈ લડત નહોતી લડી. બોલવામાં તે હવે તદ્દન અસમર્થ હતી, મૃત્યુનાં સરકતાં ઓળાઓ સાથેના તેના ચહેરા પર હજી પણ પેલી પહેલાંની ધીરજપૂર્ણ વ્યાકુળતા અને નમ્ર આજ્ઞાધીનતાનો આંચળો ઓઢાયેલો હતો. તે ગ્લાફીરા તરફ એવી જ મૂક સહનશીલતાથી તાકી રહી હતી અને જેવી રીતે આન્ના પાવ્લોવ્નાએ મરણ શૈય્યા પર પોતાના પતિનો હાથ ચૂમ્યો હતો બિલકુલ તેવી જ રીતે ગ્લાફીરાનો હાથ પોતાના હાથમાં લીધો અને પોતાના એકના એક લાડકવાયા દીકરા માટે તેની ઉપર ભરોસો મૂકતાં તેનો હાથ ચૂમ્યો. આ પ્રમાણે આ ભલા અને નમ્ર જીવની પાર્થિવ જીવનલીલા પૂરી થઈ, જેને ભગવાને ન જાણે શા માટે ધરતીમાંથી ઊગેલાં કોઈ છોડવાને ઉખેડીને તેનાં મૂળિયાં સમેત તડકામાં ઉછાળી મૂક્યો હોય તેમ ઉખાડી મૂકી હતી; તે વિલાઈ ગઈ હતી અને વિસ્મૃતિનાં ગર્ભમાં વિલીન થઈ ગઈ હતી. કોઈ એ પણ તેનો શોક પાળ્યો નહોતો. માલાન્યા સેર્ગેયેવ્નાની નોકરડીઓ અને પ્યોતર આન્દ્રેયેવિચ માત્ર જ એવાં જીવો હતાં જેમણે તેના માટે દુઃખ અનુભવ્યું હતું. વૃદ્ધને તેના ભલા સૌમ્ય ચહેરાની અને તેની મૂક હાજરીની ખોટ સાલતી હતી. "વિદાય, સૌમ્ય બાળકી, વિદાય." જ્યારે છેલ્લી વખતે દેવળમાં તેઓ તેના માટે નમીને પ્રાર્થના કરી રહ્યા હતા ત્યારે ધીમેથી ગણગણ્યા. તેની કબરમાં મુઠ્ઠીભર માટી નાંખતી વખતે તેઓ રડી પડયા હતા.

ત્યારબાદ તેઓ લાંબો વખત ન ટક્યા; કદાચ પાંચ વર્ષ જેટલું. સન ૧૮૧૯ના શિયાળામાં મોસ્કોમાં તેઓ ચૂપચાપ અવસાન પામ્યા જ્યાં તેઓ ગ્લાફીરા અને પોતાના પૌત્ર સાથે જઈને રહેતા હતા. તેમણે આન્ના પાલ્લોવ્ના અને "માલાશા"ની બાજુમાં તેમને દફનાવવાનો અનુરોધ કર્યો હતો. તે સમયે ઇવાન પેત્રોવિચ પૅરિસમાં મોજમજા માણી રહ્યો હતો; સન ૧૮૧૫ પછી થોડા જ સમય બાદ તેણે નોકરીમાંથી રાજીનામું આપી દીધું હતું. પોતાના પિતાના મૃત્યુના સમાચાર સાંભળતાં તેણે રશિયા પાછા ફરવાનો ફેંસલો કર્યો. જમીન જાયદાદની દેખભાળ માટેની ગોઠવણો કરવાની હતી અને ગ્લાફીરાના

પત્ર ઉપર જોતાં ફેદ્યા હવે તેર વર્ષનો થવા આવ્યો હતો. તેના ભણતર તરફ ગંભીરપણે ધ્યાન આપવાનો સમય પણ આવી ગયો હતો.

## ૧૦

ઈવાન પેત્રોવિચ જ્યારે રશિયા પાછો ફર્યો ત્યારે અંગ્રેજોની રહેણીકરણીનું અનુકરણ કરવાના ગાંડપણથી ઘેલો થયેલો હતો. તેના ટૂંકા કાપેલા વાળ, આરવાળા ખમીસ, લાંબા સ્કર્ટવાળો ઘેરા લીલા રંગનો કોટ, તેની ઉપર અસંખ્ય કોલરો, તેના ચહેરાના કઠોર હાવભાવ, વર્તનમાં તોછડાઈની સાથે બેપરવાઈ, દાંત બીડીને બોલવાની તેની રીત, તેનું અચાનક ભાવહિન હાસ્ય, તેની ચડેલી મુખમુદ્રા, તેનો વાતચીતનો એક માત્ર વિષય—રાજનીતિ અને અર્થશાસ્ત્ર—અધકચરા ભૂંજેલા માંસ અને પોર્ટ શરાબ માટેની તેની લત—તેની દરેકે દરેક વાત અને વર્તન ઇંગ્લૅંડને છતું કરતાં હતાં. ભલે ગમે તેટલું વિચિત્ર લાગે પણ ઈવાન પેત્રોવિચ જ્યારે આટલો અંગ્રેજ પ્રેમી બની ગયો હતો ત્યારે એટલો જ દેશપ્રેમી બની ગયો હતો—ઓછામાં ઓછું તે પોતે પોતાને એમ કહેતો હતો. જોકે તે રશિયા વિષે ખૂબ ખરાબ રીતે માહિતગાર હતો, તેનામાં નામ માત્રની કોઈ રશિયન ટેવ બાકી બચી નહોતી, તે રશિયન ભાષા પણ બહુ વિચિત્ર રીતે બોલતો હતો: સામાન્ય વાતચીતમાં તેની વાચા અણઘડિયા જેવી અને જોમ વિનાની અને ઉચ્ચારણશૈલી ફ્રેંચ પદ્ધતિના પ્રયોગથી ભરપૂર હતી; પણ વાર્તાલાપ જેવો કોઈ મહત્ત્વના મુદ્દાઓ ઉપર વળાંક લેતો કે તરત જ ઈવાન પેત્રોવિચ આ પ્રકારના વાક્યો બોલવા લાગતો: "સ્વ-ખંતની નવી ચકાસણીઓ પૂરી પાડવી", "તે વસ્તુઓની મૂળ પ્રકૃતિને અનુસાર નથી" વગેરે વગેરે. ઈવાન પેત્રોવિચે રાજ્યના સંગઠન અને સુધારા સાથે સંબંધિત કેટલીક યોજનાઓની હસ્તપ્રતો વિદેશમાંથી લાવ્યો હતો; તેણે જે બધું જોયું તેનાથી તે ખૂબ અસંતુષ્ટ અને નાખુશ હતો; વિશેષ કરીને વ્યવસ્થાની ઊણપ તેના ચીડિયાપણાને ઉશ્કેરતી હતી. પોતાની બહેનને મળતાં



જ સૌથી પહેલું કામ તેણે વ્યવસ્થામાં ધરમૂળનાં પરિવર્તનો લાગુ કરવાનો પોતાનો દૃઢનિશ્ચય જાહેર કરવાનું કર્યું. તેથી કરીને તેણે તેને સૂચિત કરતાં કહ્યું કે દરેક વસ્તુ નવી પદ્ધતિ ઉપર ચાલશે. ગ્લાફીરા પેત્રોવ્ના કંઈ જ ન બોલી; તેણે માત્ર પોતાનાં દાંત ભીંચીને મનમાં વિચાર્યું: "મારું શું થવાનું છે?" પણ જ્યારે તે પોતાના ભાઈ અને ભત્રીજા સાથે ગામમાં પાછી ગઈ ત્યારે થોડા જ વખતમાં તેનાં બધાં ભય ઠંડા પડી ગયાં હતાં. ઘરમાં કેટલાંક પરિવર્તનો જરૂર કરવામાં આવ્યાં હતાં: પરોપજીવીઓ અને અધમ વ્યક્તિઓને તત્કાળ ઘરમાંથી કાઢી મૂકવામાં આવ્યાં. જેમાં બે વૃદ્ધ સ્ત્રીઓ હતી જેમાંની એક આંધળી હતી અને બીજી લકવા મારી ગયેલી હતી, અને ઓચાકોવના જમાનાનો મેજર પણ હતો જેને પોતાની વૃદ્ધાવસ્થામાં ભૂખાળવાપણાને કારણે માત્ર રાઈની પાઉરોટી અને મસૂરની દાળ જ ખવડાવવામાં આવતા હતા. એ પણ હુકમ જાહેર કરવામાં આવ્યો કે ભૂતપૂર્વ અતિથિઓને આવકારવા નહિ—તેમની જગ્યા દૂરના પડોશીએ લઈ લીધી. જે સોનેરી વાળવાળો, ગંડમાળવાળો ઉમરાવ ખાનદાનીનો અત્યંત ડોળ કરનાર પાખંડી અને મૂર્ખ સદ્‌ગૃહસ્થ હતો. મોસ્કોમાંથી ઘરનું નવું ફર્નિચર આવી ગયું; થૂંકદાનીઓ, ઘંટડીઓ અને હાથ ધોવા માટે કુંડાઓનો રિવાજ શરૂ કરવામાં આવ્યો; નાસ્તો નવી ઢબ પ્રકરણે આપવામાં આવ્યો; વોદ્‌કા અને ઘરના બનાવેલા દારૂની જગ્યા વિદેશી દારૂઓએ લઈ લીધી; નોકરચાકરો માટે નવાં ગણવેશ બનાવડાવવામાં આવ્યાં; કૌટુંબિક કુળચિહ્નમાં નવો ઉદ્દેશ્ય ઉમેરવામાં આવ્યો: "સદાચાર કાયદામાં છે..." વાસ્તવમાં ગ્લાફીરાની સત્તામાં કોઈ ઘટાડો થયો નહોતો: બધી જ ખરીદીઓ અને લેવડદેવડ હજી પણ તેના જ હાથમાં હતાં; વિદેશમાંથી લાવેલ એલ્સેશન અંગત હજૂરિયાએ તેની સત્તાને પડકારવાનો પ્રયત્ન કર્યો અને તેના કારણે તેણે પોતાની નોકરી ગુમાવી જોકે માલિકની મુરબ્બીવટનો તેને પૂરેપૂરો લાભ મળ્યો હતો. જ્યાં સુધી માલમિલકતની કરકસરપૂર્વક દેખભાળ અને વ્યવસ્થાની વાત હતી ગ્લાફીરા આ બાબતોમાં પણ દખલ કરતી હતી. આ સંપૂર્ણ અવ્યવસ્થામાં નવજીવનનો પ્રાણ સીંચવાનો ઈરાદો ઈવાન પેત્રોવિચ દ્વારા વારંવાર જાહેર કરાયો હોવા છતાં પણ દરેક વસ્તુ

જેમની તેમ જ રહી. માત્ર કેટલીક જગ્યાઓએ મહેસૂલ દર વધારવામાં આવ્યો; બેગારીમાં કડકાઈ કરવામાં આવી હતી અને ખેડૂતોને સીધા ઈવાન પેત્રોવિચ પાસે ફરિયાદ લઈને જવાનો મનાઈ હુકમ પસાર કરવામાં આવ્યો હતો. જાણવામાં એ આવ્યું હતું કે આ દેશભક્તને પોતાનાં ગામવાસીઓ માટે ભારે તિરસ્કાર હતો. ઈવાન પેત્રોવિચની નવી પદ્ધતિ પૂરજોશમાં માત્ર ફેદ્યા ઉપર જ લાગુ થઈ હતી: તેના ભણતરમાં ખરેખરું "ધરમૂળનું પરિવર્તન" ચાલી રહ્યું હતું; તેના પિતાએ જાતે બીજાં બધાં જ કામ છોડીને આ કામ ઉપાડયું હતું.

## ૧૧

ઈવાન પેત્રોવિચની ગેરહાજરીમાં પહેલાં જણાવ્યા મુજબ ફેદ્યા ગ્લાફીરાના હાથમાં હતો. જ્યારે તેની માનું મૃત્યુ થયું ત્યારે ફેદ્યા પૂરો આઠ વર્ષનોય નહોતો. ફેદ્યાએ પોતાની માને કોઈક કોઈક વાર જ જોઈ હતી અને તે તેને ખરા દિલપૂર્વકથી પ્રેમ કરતો હતો; તેની સ્મૃતિ, તેનો નમ્ર નિસ્તેજ ચહેરો, તેની વિષાદભરી નજરો, અને ભીરુ લાડદુલાર તેના દિલમાં વજ્રલેપની જેમ કોતરાયેલાં હતાં; તેની ઘરમાં શી સ્થિતિ હતી તેની તેને આછી પાતળી જ જાણકારી હતી; તે તેમની વચ્ચે ઊભેલાં અંતરાયથી માહિતગાર હતો; તેની મામાં જેને ન તો તોડવાની હિંમત હતી કે ન તો તે તેને નાબૂદ કરવાનું સામર્થ્ય હતું. તે પોતાના પિતાથી દૂર રહેતો હતો. અને છેલ્લે એ પણ કહેવું જોઈએ કે તેના પિતાએ કદી તેને લાડ કર્યાં નહોતાં; તેના દાદા ક્યારેક ક્યારેક તેના માથે હાથ ફેરવી લાડ કરતા હતા અને તેને તેમનો હાથ ચૂમવા દેતા હતા પણ તેઓ તેને અસંસ્કારી બાળક કહેતા હતા અને તેને મૂર્ખ માનતા હતા. માલાન્યા સેર્ગેયેવ્નાના મૃત્યુ પછી તે સંપૂર્ણપણે ફોઈના પકડમાં હતો. ફેદ્યા તેનાથી બીતો હતો; તે તેની



તેજસ્વી ભેદક આંખો અને કડક અવાજથી બીતો હતો; તે તેની હાજરીમાં ચૂં કે ચાં પણ કરવાની હિંમત નહોતો કરી શકતો; ને જરા સરખો પણ પોતાની ખુરશીમાં હાલતો તો તે તેની ઉપર ઘૂરકતી: "શું છે હવે? સીધો બેસ!" રવિવારના દિવસોએ સામૂહિક પ્રાર્થના પછી તેને રમવા દેવામાં આવતો એટલે કે તેને એક જાડું રહસ્યમય પુસ્તક આપવામાં આવતું જે 'પ્રતીકો અને ચિહ્નો' નામનું મક્સમોવિચ-અમ્બોદિકની કેટલીક કૃતિઓનો સંગ્રહ હતો. તેમાં લગભગ હજારેક ચિત્રો સમાવિષ્ટ હતાં. જેમાંથી ઘણાં બધાં ગૂઢ ભેદવાળાં હતાં અને તેમના વિષેની દૂર્બોધ સમજૂતીઓ પાંચ ભાષાઓમાં હતી. આ ચિત્રોમાં ગોળમટોળ નાંગા ક્યૂપીડની ભૂમિકા મુખ્ય હતી. તેમનામાંથી એક 'કેસર અને ઈન્દ્રધનુષ્ય' શીર્ષકની નીચે વ્યાખ્યા ઉમેરવામાં આવી હતી: "આનો પ્રભાવ વ્યાપક છે"; 'પોતાની ચાંચમાં વાયલિટના ફૂલ સાથે ઊડતા ક્રૌંચ પક્ષી'ને દર્શાવતા બીજા ચિત્રની નીચે લખાણ હતું: "તું બધાંથી પરિચિત છે." 'ક્યુપીડ અને પોતાના બચ્ચાને ચાટતી રીંછણ' "ધીરે ધીરે"નું સૂચક હતું. ફેદ્યાએ આ બધાં ચિત્રોનો ઝીણવટપૂર્વક અભ્યાસ કર્યો હતો; તેમની નાનામાં નાની વિગતોથી તે સારી રીતે માહિતગાર હતો; તેમનાં કેટલાંક ચિત્રો તો, જે હંમેશાં એક જેવાં જ હતાં, તેને વિચાર કરતો અને પોતાની કલ્પનાશક્તિ ગુમાવતો કરી મૂકતાં હતાં. તે બીજી કોઈ મનરંજન ગમ્મતો જાણતો નહોતો. જ્યારે તેના માટે ભાષા અને સંગીત શીખવાનો સમય આવ્યો ત્યારે ગ્લાફીરા પેત્રોવ્નાએ માત્ર બહુ થોડા પૈસામાં સસલા જેવી આંખોવાળી સ્વીડીશ વૃદ્ધ નોકરાણી રોકી જે ફ્રેંચ અને જર્મન ભાષા બહુ થોડી થોડી જાણતી હતી, અણીને વખતે પિયાનો વગાડી શકતી હતી અને આ બધાંથી વધીને તે ખીરાનું અથાણું બહુ સરસ બનાવતી હતી. આ આયા, તેની ફોઈ અને ઘરડી નોકરાણી વાસીલ્યેવ્નાની દુનિયામાં ફેદ્યાએ પોતાનાં સર્વશ્રેષ્ઠ ચાર વર્ષો ગાળ્યાં. ઘણીવાર તે પોતાનાં 'ચિહ્નો' સાથે એક ખૂણામાં બેઠેલો જોવા મળતો, કેટલાંય લાંબા દિવસ તેણે ત્યાં બેસીને વીતાવ્યા હતા; નીચી છતવાળા આ ઓરડામાંથી જિરેનિયમની સુંગંધ ઝરતી રહેતી હતી; એક એકલી કઠણ ચરબીની મીણબત્તીની ઝાંખી ઝાંખી જ્યોત ધ્રૂજતી રહેતી હતી; શતકીડો થાકભરી અને ઘેનભરી ચીં ચીં કરતો રહેતો

હતો; દીવાલ પરની નાનકડી ઘડિયાળ એકધારી ટીક્-ટીક્ કરતી રહેતી હતી; દીવાલ પર ચોંટાડવામાં આવેલ કાગળોની પાછળ ક્યાંક ઉંદર ચોરીછૂપી ઉઝરડા ખેંચતો રહેતો હતો અને કરડતો રહેતો હતો; અને ત્રણ વૃદ્ધ સ્ત્રીઓ ઝડપથી અને ચૂપચાપ પોતાના સોયાઓ વડે ગૂંથતી જેમની તેમ બેસી રહેતી હતી; તેમનાં હાથના પડછાયા અંધકારમાં ધ્રૂજતાં ચિત્રવિચિત્ર આકારો પાડતા હતા અને બાળકના મનમાં ઊઠતા વિચારો પણ એટલા જ ચિત્રવિચિત્ર અને અંધકારમય હતા. ફેદ્યાને ચોક્કસપણે કોઈ આકર્ષક બાળક ન કહી શકાય; તેનો રંગ કંઈક અંશે સફેદ જેવો હતો પણ શરીરે જાડો, ભારે અને કઢંગો હતો. ગ્લાફીરા પેત્રોવ્ના કહ્યા કરતી હતી તે પ્રમાણે ખરેખરા ખેડૂત જેવો તે હતો; અવારનવાર તેને બહાર તાજી હવામાં જવા દેવામાં આવ્યો હોત તો તેના ગાલમાં સુરખી ઝડપથી આવી ગઈ હોત. તે ઘણી સારી રીતે ભણતો હતો જોકે ઘણીવાર તે ખૂબ આળસુ બની જતો હતો; તે કદી રડતો નહોતો પણ કોઈ કોઈ વખત ચીડભર્યા હઠીલાપણાનું ભૂત તેની પર સવાર થઈ જતું અને ત્યારે કોઈ કરતાં કોઈ પણ તેને સંભાળી ન શકતું. ફેદ્યા પોતાની આસપાસનાં લોકોમાંથી કોઈને પણ ચાહતો નહોતો... અફસોસ છે એ દિલ માટે જેણે નાનપણમાં પ્રેમ ન કર્યો હોય!

આ પ્રમાણે ઈવાન પેત્રોવિચે તેને ભાળ્યો અને જરાપણ સમય ગુમાવ્યા વિના તેની ઉપર પોતાની નવી પદ્ધતિ લાગુ કરવામાં જોડાઈ ગયો. "સૌથી પહેલાં અને મુખ્યત્વે કરીને હું તેને માનવી બનાવવા ઈચ્છું છું," તેણે ગ્લાફીરા પેત્રોવ્નાને કહ્યું. "અને ન માત્ર માનવી પણ સાદો, ખડતલ, ધૈર્યવાન શૂર માનવી." ઈવાન પેત્રોવિચે પોતાની યોજનાઓનું ઉદ્ઘાટને સૌથી પહેલાં પોતાના દીકરાને સ્કોટલૅંડના પુરુષો પહેરે તેવો ઘૂંટણ સુધીના ઘાઘરામાં સજાવતાં કર્યું; બાર વર્ષના છોકરાએ માથા પર પીંછાવાળી સ્કોટિશ ટોપી પહેરીને ઉઘાડાં ઘૂંટણે, છાતી કાઢીને દમામભેર ચાલવાનું શરૂ કર્યું; સ્વીડનવાસી મહિલાની જગ્યાએ જુવાન સ્વીડીશ શિક્ષક રાખવામાં આવ્યો જે જિમ્નેસ્ટીકનો કુશળ ઉસ્તાદ હતો; સંગીતને પુરુષ માટે નકામો વ્યવસાય ગણીને ભણાવવામાંથી સમૂળગું રદ્દબાત્તલ કરવામાં આવ્યું હતું; જાન જાક રુસ્સોની સલાહ પર પ્રાકૃતિક વિજ્ઞાનો, આંતરરાષ્ટ્રીય



કાયદો, ગણિતશાસ્ત્ર, સુથારકામ, અને ઈન્દ્રિયગોચર જ્ઞાનનાં સિદ્ધાંત પછી વીરને છાજે તેવી લાગણીઓને વિકસાવવાનાં સાધનો તરીકે આયુધો પરનાં વિવિધ ચિહ્નો—ભવિષ્યના "માનવી"ના આ બધા વ્યવસાયો નિર્ધારિત કરવામાં આવ્યા હતા. તેને સવારે ચાર વાગે જગાડી દેવામાં આવતો હતો, એકદમ ઠંડા પાણીએ નવડાવી દેવામાં આવતો અને દોરડું પકડીને ઊંચા થાંભલાની ગોળગોળ દોડાવવામાં આવતો હતો; તે દિવસમાં એક વખત ભોજન કરતો હતો જેમાં માત્ર એક જ વાનગી સમાવિષ્ટ રહેતી, તે ઘોડસ્વારી કરતો અને તીર કામઠાંથી શિકાર કરવાનો અભ્યાસ કરતો; દરેક યોગ્ય પ્રસંગ પર પોતાના પિતાના નમૂના પર તેણે પોતાની અંદર દૃઢ સંકલ્પ પેદા કરવા માટે અભ્યાસ કરવો પડતો હતો અને દરરોજ સાંજે તેને એક વિશેષ નોટબુકમાં પોતાનાં આખા દિવસનો હિસાબકિતાબ અને પોતાના મન પર પડેલી અસરો વિષે લખવા બેસવું પડતું હતું. પોતાની તરફથી ઈવાન પેત્રોવિચ ફ્રેંચ ભાષામાં તેને સલાહમસલત આપતાં બે શબ્દો લખી આપતો જેમાં તે તેને "મારા દીકરા" કહેતા અને "તમે" કહીને સંબોધન કરતો. ફેદ્યા પોતાના પિતાને રશિયનમાં 'તું' કહીને તો સંબોધતો હતો પણ તેની હાજરીમાં સામે બેસવાની હિમ્મત તેની નહોતી ચાલતી. "નવી વ્યવસ્થા"એ છોકરાને મૂંઝવણમાં મૂકી દીધો, તેના મગજમાં ગૂંચવાડાંઓનું ગૂંચળું વળતું ગયું અને તેને કારણ તેનું મગજ હંમેશાં તાણ અને ખેંચાવ ગ્રસ્ત રહ્યું; જોકે રહેણીકરણીની નવી વ્યવસ્થાની તેના સ્વાસ્થ્ય ઉપર લાભદાયી અસર હોવા છતાં પણ સૌથી પહેલાં તો તે તાવમાં પટકાયો, પણ થોડા જ સમયમાં પાછો સાજો થઈ ગયો અને ખડતલ કિશોરમાં પરિણમ્યો. તેના પિતાને તેના માટે ગર્વ હતો અને પોતાની ખાસ ભાષામાં તેને "કુદરતનો દીકરો, મારા હાથનું કૌશલ્ય" કહેતો હતો. જ્યારે ફેદ્યા સોળ વર્ષનો થઈ ગયો ત્યારે ઈવાન પેત્રોવિચે એ યોગ્ય સમજ્યું કે સમય જતાં જુવાનના મનમાં સ્ત્રી જાતિ માટે ઘોર તિરસ્કારની ભાવના પેદા કરવી—અને આપણા આ ખડતલ અને ધૈર્યવાન જુવાને જેના આત્મામાં શરમ સંકોચ હતાં, જેની મૂંછો હજી ફૂટી જ હતી અને જેના લોહીમાં પૌરુષ અને પૌરુષત્વ છલાછલ ભરેલા હતા. તેણે ઉદાસીનતા, વેગળાપણું અને ઉદ્ધતાઈનો ઢોંગ કરવાનો પ્રયત્ન કર્યો.



383

સમય વીતતો ગયો. ઈવાન પેત્રોવિચ પોતાના વર્ષનો ઘણોખરો સમય લાવ્રિકીમાં (જે તેના પિતૃવારસાની મુખ્ય જગ્યા હતી) જ વીતાવતો હતો પણ શિયાળામાં તે એકલો જ મોસ્કો જતો જ્યાં તે એક વીશીમાં પડયો રહેતો, ચીવટપૂર્વક અવારનવાર કલબમાં જતો, દીવાનખાનાઓની બેઠકોમાં બેસીને લાંબા લાંબા ભાષણો કરતો અને પોતાની યોજનાઓનું સવિસ્તાર વર્ણન કરતો અને પોતાને હંમેશાં કરતાં વધારે અંગ્રેજપ્રેમી, અસંતુષ્ટ અને સમાજસેવક ગણાવતો. પછી ૧૮૨૫ની સાલ તેની એકધારી ચાલતી જીવન ગાડીમાં દુ:ખ અને ક્લેશ લઈને આવી. ઈવાન પેત્રોવિચના નિકટના મિત્રો અને પરિચિતોએ એક કડવો ઘૂંટડો ગળ્યો. ઈવાન પેત્રોવિચે પોતાની જાતને ઝડપથી આ દુનિયાથી વિમુખ થવા એક બાજુ ખસેડી લીધી અને પોતાના ગામના ઘરના એકાંતમાં પૂરાઈ ગયો. બીજું એક વર્ષ પસાર થઈ ગયું અને અચાનક ઈવાન પેત્રોવિચની તબિયત કથળવા લાગી; તે અશક્ત અને માંદો થઈ ગયો. નાસ્તિક બુદ્ધિવાદીએ દેવળમાં જવાનું શરૂ કર્યું અને સાર્વજનિક પ્રાર્થનાઓની તરફેણમાં બોલવા લાગ્યો. યુરોપપ્રેમીએ રશિયન વરાળનાં સ્નાનાગૃહોનો ઉપયોગ કરવાનું શરૂ કર્યું, બરાબર બે વાગે તે ભોજન કરતો અને નવ વાગ્યે સૂવા જતો તથા વૃદ્ધ ચાકરનો બકવાટ સાંભળતો ઊંઘી જતો; સાર્વજનિક સમાજ સેવકે પોતાની બધી જ યોજનાઓ અને પત્ર વ્યવહારો બાળી નાખ્યા, તે ગવર્નરની સામે ધ્રૂજવા લાગ્યો અને પોલીસ ઈન્સ્પેકટરની સામે સંકોચાવા લાગ્યો; મજબૂત સંકલ્પ શક્તિવાળો માણસ તેને ગૂમડું નીકળતું કે સૂપ ઠંડો પડી જતો ત્યારે તરફડિયાં મારતો અને કકળાટ કરતો. ગ્લાફીરા પેત્રોવ્નાએ ફરી એકવખત આખા ઘરને પોતાના અંકુશ હેઠળ લીધું; એકવાર ફરી કારભારીઓ, બેલિફો અને બધાં જ પ્રકારનાં સામાન્ય લોકો "કંજૂસ મખ્ખીચૂસ વૃદ્ધા"ને મળવા પાછલા દરવાજેથી આવતાં દેખાવા લાગ્યાં. ઈવાન પેત્રોવિચમાં પરિવર્તનની તેના દીકરા ઉપર ઊંડી અસર હતી; હવે તે ઓગણીસ વર્ષનો થવા આવ્યો હતો અને તેણે પોતાના બાપના જુલમી હાથમાંથી પોતાને મુક્ત કરવાની અને વિરોધ કરવાની શરૂઆત કરી દીધી હતી. પહેલાં પહેલાં તેણે પોતાના પિતાની કહેણી અને કરણીમાં તેના ઉદારતાવાદની તરફેણમાં ભરપૂર જાહેરાતો અને સ્વાર્થી તથા લોભી



આપખુદીમાં જમીન આસમાનનું અંતર નોંધ્યું હતું. પણ તેણે આવા જોરદાર પરિવર્તનની આશા નહોતી રાખી. હઠીલો અહંકારી હવે પોતાના અસલી રંગમાં પોત પ્રકાશવા લાગ્યો હતો. જુવાન લાવ્રેત્સ્કી યુનિવર્સિટીમાં દાખલ થવાની તૈયારી માટે મોસ્કો જવા તૈયાર હતો તે પ્રસંગ ઉપર ઈવાન પેત્રોવિચના માથે અચાનક એક બીજી આપત્તિ આવી તૂટી પડી: તે એક જ દિવસમાં તદ્દન નિસહાયપણે આંધળો થઈ ગયો.

રશિયન દાક્તરોના કૌશલ્ય ઉપર વિશ્વાસ ન કરતાં તેણે વિદેશ જવા માટે રજાની અરજી કરી. તેને પરવાનગી આપવામાં ન આવી. ત્યાર બાદ તે પોતાના દીકરાની સાથે પૂરા ત્રણ વર્ષો સુધી આખા રશિયામાં એક ડૉકટર પાસેથી બીજા ડૉકટર પાસે ભટકતો રહ્યો, નિરંતરપણે એક શહેરથી બીજા શહેર સુધી રખડતો રહ્યો અને પોતાના પિત્તલીનતા અને ચીડચીડાપણને કારણે પોતાનાં દાક્તરો, દીકરા અને નોકરોને નાસીપાસ કરી મૂક્યાં. તે અભાગી જીવ, રોકકળ કરતાં કકળાટિયા બાળક જેવો લાવ્રિકી પાછો ફર્યો. આખા ઘરભરમાં દરેકે દરેકને માટે ખરાબમાં ખરાબ દિવસોની શરૂઆત થઈ ગઈ. ઈવાન પેત્રોવિચ માત્ર ખાણા સમયે જ શાંત રહેતો; જેવું તેણે હજી ઘાણું ખાધું અકરાંતિયાની જેમ ખાવાનું પૂરું કર્યું નથી તેવો જ પોતાની જાત ઉપરનો કાબૂ ગુમાવતો અને બીજાંઓને પણ ચેનથી ન બેસવા દેતો. તે પ્રાર્થના કરતો, પોતાના નસીબનાં રોદણાં રોતો, પોતાની જાતને રાજનીતિને, પોતાની વ્યવસ્થાને શાપ આપતો હતો, પહેલાં તે જે વસ્તુઓની બડાઈઓ હાંકતો હતો અને જેનો ગર્વ કરતો હતો; તેણે પોતાના દીકરાને એક વખતે જે વસ્તુઓ આદર્શ રૂપે શીખવાડી હતી તે દરેકે દરેક વસ્તુને ધિક્કારવા લાગ્યો હતો; ખાતરીપૂર્વક કહેતો હતો કે તે કોઈપણ વસ્તુમાં વિશ્વાસ નહોતો કરતો ત્યારબાદ તે પોતાની પ્રાર્થનાઓ કરવાની ફરી શરૂ કરી દેતો; તે પળવારનું પણ એકાંત ખમી શકતો નહોતો અને માંગણી કરતો હતો કે ઘરનો દરેકે દરેક સભ્ય રાત દિવસ તેની આગળ પાછળ ફર્યા કરે અને વાર્તાઓ કહીને તેના દિલને ખુશ રાખે. જેમની આ વાર્તાઓને તે વચ્ચે વચ્ચે "તમે તો સરાસર જૂઠું બોલી રહ્યાં છો કેવો લવારો છે!" આવાં આશ્ચર્યોદ્‌ગારો સાથે કાપતો.

સૌથી વધારે મુશ્કેલી તો ગ્લાફીરા પેત્રોવ્નાને ઉઠાવી પડતી હતી; તેના વિના ઈવાન પેત્રોવિચનું કામ જ નહોતું ચાલી શકતું — અને તે આ માંદા માણસની દરેકે દરેક ઘેલછાને સંતોષતી હતી. જોકે કેટલીક વખત રખે ને તેની અંદર ભરાયેલો ગુસ્સો તેના અવાજમાં ઊભરાઈ આવે તો એ બીકે તે તેને તરત જ જવાબ આપવાની હિમ્મત નહોતી કરતી. આમને આમ તેણે બીજા બે વર્ષ ઢસડી કાઢ્યા અને છેવટે મે મહિનાની શરૂઆતમાં જ્યારે તેને સૂર્ય પ્રકાશમાં ઝરૂખા ઉપર લઈ જવામાં આવ્યો ત્યાર પછી તેનું મૃત્યુ થયું. "ગ્લાશા, ગ્લાશ્કા! મારો સૂપ ક્યાં છે, ઓ વૃદ્ધ મૂર..." તે લથવાતી જીભે બબડ્યો અને હજી પોતાનું બોલવાનું પૂરું કરે તે પહેલાં જ હંમેશ હંમેશને માટે શાંત થઈ ગયો. નોકરના હાથમાંથી સૂપ કટોરો ખૂંચવી લેનાર ગ્લાફીરા પેત્રોવ્ના નિશ્ચલ ઊભી રહી અને પોતાના ભાઈના ચહેરામાં જોવા લાગી, ધીમેથી તેણે પોતાની છાતી પર ક્રોસનું નિશાન બનાવ્યું અને ત્યાંથી ખસી ગઈ; ઈવાન પેત્રોવિચનો દીકરો તે વખતે ત્યાં હાજર હતો, તેણે પણ કંઈ જ ન કહ્યું; તે ઝરૂખાના કઠેરાની થાંભલી પર ઝૂક્યો અને લાંબા વખત સુધી બગીચામાં તાકતો ઊભો રહ્યો, જે વસંતનાં સૂર્ય પ્રકાશના સોનેરી કિરણોમાં મહેકી રહ્યો હતો અને લીલીછમ હરિયાળીમાં ઝળહળતો હતો. તે ત્રેવીસ વર્ષનો હતો; કેટલી ભયંકર રીતે, કેટલી ક્રૂર ઝડપથી પેલાં ત્રેવીસ વર્ષ વીતી ગયાં હતાં!.. તેની સામે જીવન દ્વાર ખુલી રહ્યાં હતાં.

## ૧૨

પોતાના પિતાને દફનાવ્યા પછી ઘરબારના કામકાજનો વહીવટ અને તેનાં બેલીફો ઉપરની દેખરેખ ફરીથી એ જ ગ્લાફીરા પેત્રોવ્નાને સોંપીને જુવાન લાવ્રેત્સ્કી મોસ્કો રવાના થઈ ગયો, જેની તરફ તે કોઈ ગૂઢ પણ દુર્નિવાર અદમ્ય શક્તિ દ્વારા પોતાને ખેંચાતો અનુભવતો હતો. તેણે પોતાની ભણતરની ખામીઓને અનુભવી અને ગુમાવેલા સમય માટે જેટલું શક્ય બની શકે તેટલું તેને પૂરી કરવાનો



દૃઢ સંકલ્પ કર્યો. છેલ્લાં પાંચ વર્ષોમાં તેણે ઘણું બધું વાંચ્યું હતું અને ખાસી ઘણી વસ્તુઓ જોઈ હતી; તેના મનમાં ઘણાબધા વિચારો ખદબદતા હતા; તેનાં કેટલાંક સંપાદિત ગુણોની તો એક સારા પ્રોફેસરને પણ ઈર્ષ્યા થઈ શકતી હતી; તેમ છતાં તે એવી ઘણી બધી વસ્તુઓથી અજ્ઞાત હતો જે કોઈપણ શાળાનો વિદ્યાર્થી પણ જાણતો હતો. લાવ્રેત્સ્કીએ અનુભવ્યું કે તે આઝાદ નહોતો; તે ગુપ્તપણે આ હકીકતથી સભાન હતો કે બધામાં તે વિચિત્ર લાગતો હતો. અંગ્રેજ પ્રેમીએ તેના દીકરા ઉપર ક્રૂર યુક્તિ અજમાવી હતી; તેના ઊટપટાંગ ભણતરનું ફળ સામે આવી રહ્યું હતું. વર્ષોમાં વર્ષો સુધી તે સંપૂર્ણપણે પોતાના પિતાની ઈચ્છાને અનુસર્યો હતો; છેવટે જ્યારે તેણે તેમનામાં ઊંડાણપૂર્વક જોવાનું સમજવાનું શરૂ કર્યું ત્યાર સુધીમાં ઘણું નુકસાન થઈ ચૂક્યું હતું, તેની ટેવો તેનો સ્વભાવ બની ચૂકી હતી. તે કોઈની પણ સાથે નભાવી શકતો નહોતો: ત્રેવીસ વર્ષની ઉંમરમાં, પોતાનાં શરમાળ દિલમાં પ્રેમ માટેની અદમ્ય ઈચ્છાને દબાવીને તેણે હજી સુધી કદી કોઈપણ સ્ત્રીના ચહેરા સામે આંખ ઊંચી કરીને જોવાની ધૃષ્ટતા નહોતી કરી. તેની સ્પષ્ટ પણ થોડેક અંશે ભારે સમજશક્તિ અને સામાન્ય સૂઝબૂઝ, તેના ઢીલાપણાના વલણ, ધ્યાન મગ્નના અને આળસને કારણે તેને ક્યારનો જિંદગીનાં વમળોમાં ફેંકી દેવો જોઈતો હતો, તેના બદલે ઊલટાનો તેને કૃત્રિમ એકાંતમાં રાખવામાં આવ્યો... અને હવે એ અવધિ તૂટી ગઈ હતી પણ તેણે એ જ જગ્યાએ ઊભા રહેવાનું તથા ઓછું બોલવાનું અને પોતાની જાતને પોતાની અંદર જ રાખવાનું ચાલુ રાખ્યું. તેની તે વખતની ઉંમરે તે વિદ્યાર્થીનો ગણવેશ પહેરે તે હાસ્યાસ્પદ હતું; પણ તે ઠઠ્ઠા-ઉપહાસથી ગભરાતો નહોતો — તેની સાદગી અને ધૈર્યવાન તાલીમે ઓછામાં ઓછી એટલી અસર તો કરી હતી કે તે બીજાંઓનાં અભિપ્રાયોથી પોતાને અલિપ્ત રાખી શકતો હતો અને તેણે કોઈપણ જાતના ખમચાટ વિના વિદ્યાર્થીનો ગણવેશ પહેરી લીધો. તે ભૌતિકશાસ્ત્ર અને ગણિતશાસ્ત્રના વિભાગમાં પ્રવેશ્યો. કદાવર અને રતુમડા ચહેરાવાળો, સીવાયેલી જીભવાળો, પૂરેપૂરી ઊગેલી દાઢીવાળો તે પોતાની સાથેનાં વિદ્યાર્થીઓ ઉપર વિચિત્ર અસર ઉત્પન્ન કરતો હતો; કેવી રીતે તેઓ અટકળ કરી શકતા હતા કે આ ઉદાસ

મુખમુદ્રાવાળો માણસ કે જે બે ઘોડાઓવાળી વિશાળ ગ્રામીણ સ્લેજગાડીમાં સવાર થઈને વ્યાખ્યાનોમાં નિયમિતપણે હાજરી આપતો હતો તે તદ્દન બાળક હતો. તેઓએ તેને પંડિતાઈનો ડોળ કરનાર કોઈ ચસકેલ માણસ માન્યો, તેઓ તેની સાથે રહેવાના ન તો પ્રયત્ન કરતાં કે ન તો તેમને તેની જરૂર પણ હતી. તે પોતાને બધાંથી વેગળો જ રાખતો હતો. યુનિવર્સિટીમાં પોતાનાં પહેલાં બે વર્ષો દરમિયાન તે માત્ર એક જ વિદ્યાર્થી સાથે ઘનિષ્ટતા કેળવી શક્યો જેની પાસેથી તે લેટિન ભાષા ભણતો હતો. આ મિખાલેવિચ નામનો વિદ્યાર્થી બહુ હોંશીલો માણસ અને કવિ હતો; તેને લાવ્રેત્સ્કી સાથે ગંભીરતાપૂર્વક તો લગાવ હતો અને તે તેની નિયતિમાં મહત્ત્વપૂર્ણ પરિવર્તનનું આનાયાસ કારણ બની ગયો હતો.

એક દિવસ થિએટરમાં (તે દિવસોમાં મોચાલોવ પ્રતિષ્ઠાની પરાકાષ્ઠા ઉપર હતા અને લાવ્રેત્સ્કી તેમનો એક પણ કાર્યક્રમ જોયો ચૂકતો નહોતો) તેણે બોક્સખંડમાં એક છોકરી જોઈ; જોકે હજી સુધી એવું કદી નહોતું બન્યું કે કોઈ સુંદર સ્ત્રી તેની પાસેથી પસાર થઈ હોય ત્યારે તેનું દિલ થડક્યું ન હોય, પણ તેનું દિલ આ પહેલાં કદી આટલી જોરથી થડક્યું નહોતું. બોક્સના મખમલ પર કોણીઓ ટેકવીને તે છોકરી નિશ્ચલ બેઠી હતી. તેના શામળા, ગોળમટોળ, આકર્ષક ચહેરાના દરેક ભાગમાં યૌવનનું હૂંફાળું જેમ ફફડતું હતું; તેની નાજુક ભ્રમરો નીચેથી કોમળતાની લાગણીઓ વડે તાકી રહેલી તેની સુંદર આંખોમાં, તેના ભાવપૂર્ણ હોઠોના સ્ફૂર્તિલા સ્મિતમાં, તેના માથાના સમતોલપણામાં, તેની ભુજાઓ અને ગરદનમાં તેનું રસિક માનસ પ્રતિબિંબિત થતું હતું; તે બહુ સુંદર રીતે વસ્ત્રસજ્જ થયેલી હતી. તેની બાજુમાં દૂબળી પાતળી રંગે ફિક્કી લગભગ પીસ્તાળીસેક વર્ષની સ્ત્રી બેઠી હતી જેણે નીચા ગળાનો પોશાક અને કાળી ટોપી પહેર્યાં હતાં, તેનાં ચિંતાગ્રસ્ત અને ભાવશૂન્ય ચહેરા ઉપર ખોખલું સ્મિત રમતું હતું, જ્યારે બોક્સના અંદરના અંધારિયા ભાગમાં ઢીલો ફ્રોકકોટ પહેરેલ અને ઊંચો ગળપટો બાંધેલ ઉંમરલાયક માણસ જોઈ શકાતો હતો. તેની બટણ જેવી આંખોમાં સુસ્ત ગાંભીર્ય અને કંઈક અંશે દંભપૂર્ણ વહેમીપણાના ભાવ દેખાતા હતા, રંગેલી મૂંછ અને કાન પાસેના થોભિયા, માત્ર દેખાવમાં વિચારમગ્ન દેખાતું કપાળ અને



ગાલો પરની કરચલીઓ—વાળો તે દરેકે દરેક ચિહ્ન વડે નિવૃત્ત જનરલ લાગતો હતો. લાવ્રેત્સ્કી આ છોકરીના સુંદર ચહેરા પરથી પોતાની નજરો દૂર નહોતો કરી શકતો; અચાનક બોક્સનું બારણું ખૂલ્યું અને મિખાલેવિચ અંદર પ્રવેશ્યો. લાવ્રેત્સ્કીના સંપૂર્ણ ધ્યાનને પોતાની તરફ આકૃષ્ટ કરતી આ છોકરીની દુનિયામાં આ માણસ, જે આખા મોસ્કોમાં તેનો એક માત્ર પરિચિત હતો તેનું એકાએક પ્રગટમાન થવું એ લાવ્રેત્સ્કીને કંઈક વિચિત્ર અને મહત્ત્વપૂર્ણ લાગ્યું. બોક્સમાં તાકવાનું ચાલુ રાખતાં તેણે નોંધ્યું કે તેમાં બેઠેલાં બધાંએ મિખાલેવિચને જૂના મિત્રની જેમ આવકાર્યો. મંચ પર ચાલતા અભિનયમાં લાવ્રેત્સ્કીને કોઈ રસ પડતો નહોતો; મોચાલોવના અભિનય પણ તે સાંજે "ખૂશ મિજાજ"માં હોવા છતાં તેની ઉપર હંમેશ જેવા પ્રભાવ નહોતો પાડી રહ્યો. મંચ પર એક કરુણ દૃશ્યની ક્ષણ પર લાવ્રેત્સ્કીની નજર આપમેળે જ પેલી સુંદર પર પડી; તે આગળની તરફ ઝૂકીને બેઠી હતી, તેના ગાલ તમતમતા હતા; તેના એકધાર્યા ઘૂરતા રહેતા છોકરીની નજર જે મંચ ઉપર ગડાયેલી હતી ધીમે ધીમે વળી અને તેની ઉપર ટકી ગઈ... આખી રાત તે આંખો તેના મનમાં વારંવાર આવ્યા કરી. છેવટે કૃત્રિમપણે સર્જવામાં આવેલ બંધ તૂટી પડયો: તે આવેશની બળતરામાં આખોને આખો બળતો હતો અને તેનું શરીર કાંપી રહ્યું હતું. બીજા જ દિવસે તે મિખાલેવિચની પાસે ગયો. તેની પાસેથી તેણે જાણ્યું કે તે સુંદરીનું નામ વાર્વારા પાવ્લોવ્ના કોરોબ્યીના હતું, બોક્સમાં તેની સાથે બેઠેલ વૃદ્ધ યુગલ તેના માબાપ હતાં અને મિખાલોવિચે એક વર્ષ પહેલાં મોસ્કો નજીકનાં *** કાઉન્ટમાં પોતાના રોકાણ દરમિયાન તેમની સાથે પરિચય કર્યો હતો જ્યાં તે "ભણાવવાનું" કામ કરતો હતો. અતિ ઉત્સાહીએ વાર્વારા પાવ્લોવ્નાના વખાણ કરીને તેને આસમાને ચઢાવી દીધી. "મારા પ્રિય મિત્ર," તેણે પોતાના મીઠા મધુર અવાજમાં કહ્યું, "પેલી છોકરી, હું સાચું કહું છું, અદ્ભુત છે, પ્રતિભાશાળી છે, સાચા શબ્દોમાં કહીએ તો એક કલાકાર છે અને ખૂબ ભલી પણ." લાવ્રેત્સ્કીની પૂછતાછ ઉપરથી વાર્વારા પાવ્લોવ્નાએ તેની ઉપર કરેલ પ્રભાવને નોંધતા મિખાલેવિચ સ્વેચ્છાએ તેનો તેની સાથે પરિચય કરાવવા તૈયાર થયો. વધારામાં તેણે એ પણ

ઉમેર્યું કે પોતાને તેઓ કુટુંબનો જ એક સભ્ય માનતા હતા, જનરલ જરાપણ મગરૂરવાળો નથી અને મા તો એટલી મૂરખ છે કે તે માનતી કે ચાંદ લીલા પનીરનો બનેલો હતો. લાવ્રેત્સ્કીનો ચહેરો લાલ થઈ ગયો, તે અસ્પષ્ટપણે કંઈક ગણગણ્યો અને ત્યાંથી નીકળી ગયો. તેણે પોતાની શરમાળ ભીરુતા સાથે પૂરા પાંચ દિવસ સંઘર્ષ કર્યો; છઠ્ઠા દિવસે આ જુવાન ધૈર્યવાન નવાં વસ્ત્રોમાં સજ્જ થયો અને પોતાને મિખાલેવિચના હવાલે કરી દીધો; મિખાલેવિચે કુટુંબનો જ સભ્ય હોવાને કારણે માત્ર પોતાના વાળ ઓળ્યા અને પછી તેઓ બન્ને કોરોબ્યીન પરિવારનાં ઘર તરફ નીકળી પડયાં.

## ૧૩

વાર્વારા પાવ્લોવ્નાના પિતા પાવેલ પેત્રોવિચ કોરોબ્યીન નિવૃત્ત મેજર-જનરલ હતા; તેમણે પોતાની આખી જિંદગી સેંટ પીટર્સબર્ગમાં ફોજી સેવામાં વિતાવી હતી, પોતાની જુવાનીના દિવસોમાં તેમણે સારા નૃત્યકાર અને સ્ફૂર્તિલા સૈનિક તરીકે નામના પ્રાપ્ત કરી હતી, નબળી સાંપત્તિક સ્થિતિને કારણે તેમણે બે કે ત્રણ સામાન્ય જનરલોની હેઠળ મદદનીશ અમલદાર તરીકે કામ કર્યું હતું અને તેમનામાંથી એકની દીકરી સાથે પચીસ હજાર રૂબલના દહેજ સાથે લગ્ન કર્યાં હતાં, તેમણે લશ્કરી પરેડ અને કવાયતની કળામાં પૂરેપૂરી નિપુણતા પ્રાપ્ત કરી લીધી હતી અને વીસ વર્ષોની નોકરી સુધી એની ઉપર જ આગળ ને આગળ અભ્યાસ ચાલુ રાખ્યો એ પછી તેમને જનરલ અને રેજિમેન્ટના કમાન્ડરનો દરજ્જો મળ્યો હતો. આ વખતે તેઓ કદાચ પોતાની દોડધૂપ ઓછી કરી શકતા હતા અને આરામથી પોતાનું ઘર ભરવામાં સમય વિતાવી શકતા હતા; ખરેખર તેમનો આ પ્રમાણે જ કરવાનો ઈરાદો હતો પણ તેમની યોજનાઓમાં થોડુંક ભંગાણ પડી ગયું: તેમણે સાર્વજનિક ફંડોની લેવડદેવડ માટે વાટાઘાટોની નવી પદ્ધતિ યોજી કાઢી—પદ્ધતિ તો જોકે ખૂબ અદ્‌ભુત લાગતી હતી પણ તેઓએ જ્યાં નહોતી કરવી જોઈતી હતી ત્યાં કરકસર કરી અને



તેથી તેમની ફરિયાદ કરવામાં આવી ગઈ; તે એક બહુ અપ્રિય પ્રસંગ હતો, ના, પણ એમ કહેવું જોઈએ કે તે એક દુ:ખદ પ્રસંગ હતો. જનરલ ગમેતેમ કરીને પોતાની જાતને એમાંથી બહાર તો ખેંચી લાવી શક્યા પણ તેમની કારર્કિદીનું સત્યાનાશ થઈ ગયું અને તેમને નિવૃત્ત થવાની સલાહ આપવામાં આવી. તેઓ સેંટ પીટર્સબર્ગમાં બીજા બે વર્ષ એ આશા સાથે આમતેમ રખડતા રહ્યા કે ક્યાંક તેમને કોઈક મોટી નોકરી મળી જશે પણ તેનાથી કંઈ વળ્યું નહિ; તે દરમિયાન તેમની દીકરીએ છોકરીઓની કોલેજ પાસ કરી લીધી હતી અને દર દિવસે ખર્ચો વધતો જતો હતો... પોતાની ઈચ્છાની વિરુદ્ધ તેમણે મોસ્કો જઈને વસવાનો નિર્ણય કર્યો જ્યાં તેઓ ઓછા ખર્ચે રહી શકતાં હતાં; તેમણે સ્તારોકાન્યુશેન્ની ગલીમાં નીચું નાનું મકાન ભાડે લીધું, જેનાં રવેશને વિશાળ કુળચિહ્નો દર્શાવતી ઢાલ વડે શોભાવવામાં આવ્યું હતું અને આમ તેઓ વાર્ષિક બે હજાર સાતસો પચાસ રૂબલની આવક ઉપર નિવૃત્ત જનરલ તરીકે મોસ્કોમાં સ્થાયી થઈ ગયા. મોસ્કો પરોણાગત કરનાર શહેર છે, જે એક જનરલની વાત તો છોડો પણ દુનિયાના બધાં જ લોકોને આવકારવા હંમેશાં તૈયાર છે. આ પ્રમાણે પાવેલ પેત્રોવિચની ગઠીલી અને હજી પણ સિપાહીઓ જેવી દેખાતી કાયાકૃતિ મોસ્કોના સૌથી ઉત્તમ બેઠકોમાં ડોકાવા લાગી. તેમના રંગેલા વાળની અસ્તવ્યસ્ત લટોવાળી ગરદન અને પોતાની કાગડા જેવી કાળી ટાઈ ફરતે બાંધેલ સેંટ આન્નાના પદકવાળી મેલી રીબન નાચ દરમિયાન પત્તાંનાં ટેબલોની આસપાસ નિરાશાપૂર્વક આમેતેમ ભટકનારાં બધાં નિસ્તેજ અને સુસ્ત જુવાનો માટે પરિચિત દૃશ્ય બની ગયું હતું. પાવેલ પેત્રોવિચ સમાજમાંથી પોતાનું કરજ કેવી રીતે વસૂલ કરવું તે જાણતા હતા; તેઓ બહુ થોડું બોલતા હતા અને સ્વભાવવશ તેઓ નાકમાંથી ગૂંગણું બોલતા હતા—બેશક જ્યારે તેઓ પોતાના ઉપરીઓ સાથે વાત કરતાં ત્યારે તેવી રીતે નહોતા બોલતા; તેઓ પત્તાંની રમત બહુ ચોકસાઈપૂર્વક રમતા હતા, તેઓ ઘેર બહુ ઓછું ખાતા હતા અને પાર્ટીઓમાં એકલા જ છ માણસો જેટલું સફાચટ કરી જતા હતા. તેમની પત્ની વિષે એટલાથી વધારે બીજું કંઈ કહી શકાય તેમ નથી

કે તેનું નામ કાલીઓપા કાર્લોવ્ના હતું; તેની ડાબી આંખમાં હંમેશાં ભીનાશ રહેતી હતી જેના આધારે કાલિઓપા કાર્લોવ્ના (સાથે સાથે અહીં એ પણ કહી દેવું જોઈએ કે તે મૂળ જર્મનની હતી) પોતાને લાગણીશીલ ભાવુક સ્ત્રી માનતી હતી; તે હંમેશાં ચિંતામાં, ગભરાટમાં રહેતી હતી, જાણે તેને પૂરતું ખાવાનું ન મળતું હોય, તે હંમેશાં કસકસતાં મખમલનાં પોશાક, ટોપી અને કાળાં પડી ગયેલાં પોલાં કડા પહેરતી હતી. પાવેલ પેત્રોવિચ અને કાલિઓપા કાર્લોવ્નાની એકની એક દીકરી વાર્વારા પાવ્લોવ્નાએ જ્યારે કોલેજનું ભણતર પૂરું કર્યું ત્યારે તે હજી સત્તર વર્ષની જ હતી, જ્યાં તેને સૌથી સરસ નહિ તો પણ ઓછામાં ઓછી સૌથી હોશિયાર વિદ્યાર્થિની અને સૌથી સારી સંગીતકાર તરીકે માનવામાં આવતી હતી. અને તેને કોલેજ તરફથી સાઈફર* પણ મળ્યું હતું. લાવ્રેત્સ્કીએ જ્યારે પહેલી વાર તેની ઉપર આંખો ઠેરવી ત્યારે તે હજી પૂરી ઓગણીસ વર્ષની પણ નહોતી.

## ૧૪

જ્યારે મિખાલેવિચે આ ધૈર્યવાન વીરને કોરોબ્યીન પરિવારના કંઈક અંશે ટાપટીપ વગરના દીવાનખાનામાં દોરી જઈને તેનો તેમની સાથે પરિચય કરાવ્યો ત્યારે તે પગથી માથા સુધી થરથર થથરી ઊઠ્યો હતો. પણ તેનો ક્ષોભ થોડી જ વારમાં અદૃશ્ય થઈ ગયો: જનરલમાં મિલનસારપણાની તે ભાવના જે બધાં જ રશિયનોમાં જન્મજાત હોય છે પેલી વિચિત્ર સહૃદયતાથી વધારે વધી ગઈ હતી જે પેલાં બધાં લોકોની લાક્ષણિક વિશેષતા હોય છે જેમના નામ ઉપર કલંક લાગી ચૂક્યું હોય; જનરલની પત્ની બહુ જલ્દી શૂન્યવત બની ગઈ; જ્યાં સુધી વાર્વારા પાવ્લોવ્નાની વાત હતી તે એટલી બધી તો શાંત અને માયાળુ હતી કે તેની હાજરીમાં કોઈપણ તરત જ નિ:સંકોચતા અનુભવી શકતું હતું. ખરેખર તેનું સંપૂર્ણ ઉત્કૃષ્ટ સૌંદર્ય, તેની હસતી આંખો, તેના ખભાઓનો મુગ્ધ ઢોળાવ અને ગુલાબી છાંયવાળા હાથ, તેની ચંચળ તેમ છતાં સુસ્ત ચાલ, લાંબા વખત સુધી કાનમાં મીઠાશ પોળતા રહેતા તેના કંઠધ્વનિના રણકામાં પણ, માદક અત્તરની સુવાસની જેમ સહેજ પકડમાં ન આવે તેવું છલકતું મોહક આકર્ષણ, સૌમ્ય અને કોમળ તેમ છતાં હજી શરમાળ સુસ્તી જેવું કંઈક જેનું શબ્દો દ્વારા વર્ણન કરી ન શકાય પણ જે પ્રભાવિત અને ઉત્તેજિત કરતું હતું—ચોક્કસપણે એ ભીરુતાની લાગણી નહોતી. લાવ્રેત્સ્કીએ વાતચીતનો વિષય થીયેટર તરફ, ગઈકાલના અભિનય તરફ વાળ્યો. તેણે એકદમ મોચાલોવ વિષે બોલવાનું શરૂ કરી દીધું અને ન માત્ર નિસાસા નાખ્યા અને પ્રશંસા ભર્યા શબ્દો કહ્યા પણ તેના અભિનય પર સ્ત્રીસહજ વિવેકભરી મુદ્દાસરની કેટલીક ટીકાઓ પણ કરી. મિખાઈલેવિચે સંગીતનો ઉલ્લેખ કર્યો; તે જરાપણ સંકોચ વિના પિયાનો પાસે બેસી ગઈ અને ચોકસાઈપૂર્વક શોપેનના કેટલાક મઝૂર્કા વગાડવા લાગી, જે હમણાં હમણાં જ ફેશનમાં આવ્યા હતા. જ્યારે સાંજનાં ખાણાનો સમય થયો ત્યારે લાવ્રેત્સ્કી તેમની વિદાય લેવા તૈયાર થયો પણ તેને રોકાવાની ફરજ પાડવામાં આવી; ખાણા સમયે જનરલે બહુ સરસ લાફિત નામના દારૂ સાથે મિજબાની આપી જેના માટે જનરલે પોતાના ખાસ નોકરને ભાડાની ગાડી પર દેપ્રેની દારૂની દુકાન સુધી દોડાવવામાં આવ્યો હતો. લાવ્રેત્સ્કી મોડી સાંજે ઘેર પાછો ફર્યો હતો અને લાંબા વખત સુધી હાથ વડે આંખો ઢાંકીને મંત્રમુગ્ધ બની કપડાં ઉતાર્યા વિના જ બેસી રહ્યો. તે સૌથી પ્રથમ વાર એમ અનુભવી રહ્યો હોય તેમ લાગતું હતું કે તે એવી કઈ વસ્તુ છે જે જિંદગીને જીવવા લાયક બનાવે છે; તેનો બધો અહંકાર અને દૃઢનિશ્ચયો, પેલી બધી સાવ વાહિયાત વાતો પળવારમાં હવામાં ઊડી ગયાં; તેનું સમગ્ર અસ્તિત્વ માત્ર એક જ લાગણી, માત્ર એક જ ઇચ્છા—ખુશીની કોઈની માલિકી, પ્રેમ, સ્ત્રીના મીઠા પ્રેમની ઇચ્છામાં તરબોળ થઈ ગયું. તે દિવસથી કોરોબ્યીન પરિવારનો તે રોજનો મુલાકાતી બની ગયો. છ મહિના પછી તેણે વાર્વારા પાવ્લોવ્ના સમક્ષ પોતાના પ્રેમની જાહેરાત કરી અને તેની પત્ની બનવાનો પ્રસ્તાવ મૂક્યો. તેનો પ્રસ્તાવ સ્વીકારવામાં

* શેવલ સાઈફરવાળાં સુવર્ણ મોનોગ્રામના આકારમાં શ્રેષ્ઠતાનું પદક.

આવ્યો; જનરલને ઘણા વખત પહેલાં જ લગભગ લાવ્રેત્સ્કીની પહેલી મુલાકાત પ્રસંગે જ મિખાઈલેવિચે સૂચિત કર્યું હતું કે લાવ્રેત્સ્કીના કબજામાં કેટલા ગુલામો હતા; જુવાનના આખા અનુનય કાળ દરમિયાન અને જ્યારે તે તેની સમક્ષ પ્રસ્તાવ મૂકી રહ્યો હતો તે દરમિયાન પણ વાર્વારા પાવ્લોવ્નાએ પોતાની સામાન્ય સ્વસ્થતા અને માનસિક ગાંભીર્યને જેમનાં તેમ જાળવી રાખ્યાં હતાં—વાર્વારા પાવ્લોવ્ના પણ એ વાત સંપૂર્ણપણે જાણતી હતી કે તેને અનુનય કરનાર માણસ શ્રીમંત હતો; જ્યાં સુધી કાલીઓપા કાર્લોવ્નાની વાત હતી તેણે વિચાર્યું: "મારી દીકરી સારા માણસ સાથે પરણી રહી છે." અને પોતાના માટે નવી ટોપી ખરીદી.

## ૧૫

આમ તેનો પ્રસ્તાવ સ્વીકારવામાં આવ્યો પણ કેટલીક શરતો સાથે. સૌથી પહેલી તો શરત એ હતી કે લાવ્રેત્સ્કીએ તત્કાળ યુનિવર્સિટીનું ભણતર છોડી દેવું. કોઈ ભલી સ્ત્રી વળી વિદ્યાર્થી સાથે લગ્ન કરે અને વળી એક જમીનદાર, શ્રીમંત માણસ માટે છવ્વીસ વર્ષની ઉંમરે શાળાના વિદ્યાર્થીની જેમ ભણવાનો વિચાર જ કેવો બેઢંગો છે? બીજી શરત એ હતી કે નવવધૂ માટે લગ્નનો બધો જ સાજસામાન પસંદ કરવાની અને ખરીદવાની તથા વરરાજાના પણ લગ્નનો સાજસામાન પસંદ કરવાની જવાબદારી વાર્વારા પાવ્લોવ્નાને માથે રહેશે. તેનામાં વ્યવહાર બુદ્ધિ અને સુરુચિની કોઈ કમી નહોતી અને તે બહુ આરામપસંદ હતી અને તેને પ્રાપ્ત કરવાની પણ એટલી જ ક્ષમતા હતી. લગ્ન પછી તરત જ જ્યારે તેઓ બન્ને તેણે ખરીદેલી આરામદાયી ગાડીમાં સાથે જ લાવ્રેત્સ્કી જવા માટે નીકળ્યા ત્યારે જ લાવ્રેત્સ્કીને તેની આ ક્ષમતાનો આભાસ વિશેષ કરીને થયો હતો. તેની આસપાસની દરેક વસ્તુમાં વાર્વારા પાવ્લોવ્નાના તરફથી કેવી દૂરંદેશી, કાળજી ને તૈયારી સ્પષ્ટપણે દેખાતી હતી! જુદા જુદા ખૂણાઓના કેવા આકર્ષક શૃંગારદાનો દેખાતા હતા; ટોઈલિટ સેટ અને કૉફીનાં વાસણો



કેટલાં ઉમદાં હતાં અને સવારે વાર્વારા પાવ્લોવ્ના પોતે કેટલી સરસ કૉફી બનાવતી હતી!

તે સમયે લાવ્રેત્સ્કી બારીકાઈથી અવલોકન કરવાની મન:સ્થિતિમાં નહોતો: તે ખુશીને મારે પોતાને ધન્ય થયેલ માનતો અને આનંદોલ્લાસના કેફમાં મદમસ્ત થયેલ હતો; તેણે પોતાની જાતને વાર્વારા પાવ્લોવ્નાને હવાલે એક બાળકની જેમ સંપૂર્ણપણે સમર્પિત કરી દીધી હતી... તે ખરેખર બાળક જેટલો નિર્દોષ હતો, આ જુવાન એલ્સીડેસ.* તેની અતિ મોહક પત્નીને જોતાં જ શું મન આનંદિત નહોતું થઈ ઊઠતું; તેનામાં અકથનીય વિલાસપૂર્ણ ભાવી ઉલ્લાસોનાં આશ્વાસન શું સમાયેલાં નહોતાં? તેણે આ આશ્વાસનોને આશા કરતાં વધારે પૂરાં કર્યાં. ભર ઉનાળામાં લાવ્રીકી આવી પહોંચતાં તેણે જોયું કે ઘર એકદમ અંધકારમય અને ગંદુ હતું, નોકરો જૂની ઢબનાં અને સુસ્ત હતાં પણ પોતાના પતિને આ વાતનો અણસારો પણ ન આપવાનોમાં ડહાપણ સમજ્યું. જો તેનો લાવ્રીકીમાં જ સ્થાયી થવાનો ઈરાદો હોત તો તેણે બેશક શરૂઆતમાં જ ત્યાંની ઘરસહિત દરેકે દરેક વસ્તુ બદલી નાખી હોત; પણ પેલાં સૂનકાર, ભેંકાર વિસ્તીર્ણ મેદાનોમાં રોકાવા માટેનો વિચાર કદી તેના મનમાં પળવાર માટે પણ નહોતો આવ્યો. જાણે તે કોઈ છાવણીમાં રહેતી હોય તેમ બધી જ અગવડોને કોઈપણ જાતનો વિરોધ કર્યા વિના વેઠતાં અને લહેરીપણે તેમનો મજાક બનાવતાં ત્યાં રહી. માર્ફા તિમોફેયેવ્ના ફૂવાને મળવા આવી; વાર્વારા પાવ્લોવ્નાને તો તે બહુ ગમી ગઈ પણ તેને વાર્વારા પાવ્લોવ્ના ન ગમી. નવી માલિકણનું ગ્લાફીરા પેત્રોવ્ના સાથે પણ નહોતું બનતું. તેણે ગ્લાફીરાને એટલી હદ સુધી ઉત્તેજિત કરી કે છેવટે એક સવારે તે લાવ્રેત્સ્કીના અધ્યયન ખંડમાં દોડી ગઈ અને તેના ટેબલ ઉપર ચાવીઓનો ઝુમખો ફેંકતાં સ્પષ્ટપણે કહી દીધું કે હવે તે પળવાર માટે પણ એ ઘરની દેખરેખ રાખી શકતી નહોતી તથા પળવાર માટે પણ ત્યાં રોકાવાનો સ્પષ્ટ ઇનકાર કરી દીધો. આ આવનારી આકસ્મિક ઘટના માટે તૈયાર લાવ્રેત્સ્કી તરત જ તેના ચાલ્યા જવા માટે રાજી થઈ ગયો. ગ્લાફીરા પેત્રોવ્નાએ આ વાતની

* યૂનાની પૌરાણિક કથાઓનો નાયક, શક્તિનું પ્રતીક.

અપેક્ષા નહોતી રાખી. "ઘણું સારું," તેણે કહ્યું, તેની આંખો ભરાઈ આવી. "એમ લાગે છે કે જાણે આ ઘરમાં હું એકલી જ વધારાની છું, હું બહુ સારી રીતે જાણું છું કે મને અહીંથી મારા પોતાના ઘરમાંથી હાંકનાર કોણ છે. પણ ભત્રીજા મારા માત્ર આટલા શબ્દો ધ્યાનમાં રાખજે—તને કદી ક્યાંય ઘરનું સુખ નહિ મળે, તું પોતાની આખી જિંદગી રખડતો ભટકતો રહેશે. હું માત્ર આટલું જ કહેવા ઇચ્છું છું." તે જ દિવસે તે પોતાના ગામના નાનકડા મહેલ તરફ જતી રહી અને એક અઠવાડિયા પછી જનરલ કોરોબ્યીન ત્યાં આવી પહોંચ્યા, અને ચહેરાના વિષાદપૂર્ણ દેખાવ અને હાવભાવ સાથે આખી જમીન જાયદાદની દેખરેખ પોતાના હાથમાં લઈ લીધી.

સપ્ટેંબરમાં વાર્વારા પાવ્લોવ્ના પોતાના પતિને સાથે લઈ સેંટ પીટર્સબર્ગ ચાલી ગઈ. તેણે બે શિયાળાઓ સેંટ પીટર્સબર્ગમાં (ઉનાળામાં તેઓ ત્સાર્સ્કોયે સેલો રહેવા જતા હતા) સુંદર, હવાઉજાસવાળા અને આકર્ષક રીતે રાચરચીલાંથી સજાવેલા ફ્લેટમાં ગાળ્યાં. તેમણે ન માત્ર મધ્યમવર્ગનાં જ લોકો પણ ભદ્ર સમાજનાં લોકો સાથે પણ પરિચય વધાર્યો, તેમના ઘેર અવારનવાર જતા હતા અને લોકોનું પણ પોતાને ઘેર બોલાવીને મનોરંજન કરતા હતા અને સૌથી આકર્ષક સંગીત સભાઓ અને નૃત્ય જલસાઓ યોજાતા હતા. વાર્વારા પાવ્લોવ્ના મહેમાનોને દીવો પતંગિયાને આકર્ષે છે તેમ આકર્ષતી હતી. આ પ્રકારની ધાંધલધમાલવાળી જિંદગી ફ્યોદર ઇવાનોવિચની અભિરુચિથી તદ્દન મળતી નહોતી. તેની પત્નીએ તેને સરકારી સેવામાં પદ લેવાની સલાહ આપી; પિતાની કીર્તિને ધ્યાનમાં રાખતાં અને પોતાની રુચિઓને જોતાં તે સરકારી સેવામાં જવા જરાપણ તૈયાર નહોતો. પણ સેંટ પીટર્સબર્ગમાં તે માત્ર વાર્વારા પાવ્લોવ્નાને ખાતર જ રોકાયો હતો. થોડા જ વખતમાં તેણે સમજી લીધું કે ગમે તે હોય પણ તેને એકાંત શોધતો રોકવા માટે કોઈ આડે નથી આવતું; ખરેખર શું સેંટ પીટર્સબર્ગમાં તેની પાસે તદ્દન શાંત અને સૌથી વધુ આરામદાયક અધ્યયન ખંડ નહોતો; શું તેની ફિકરમંદ પત્ની પણ તેને આમાં મદદ કરવા તૈયાર નહોતી? અને તેથી કરીને બધું જ ઠીકઠાક ચાલતું હતું. તેણે ફરીથી એક વખત પોતાની જાતને પોતે જેને અધૂરું ભણતર સમજતો હતો તેમાં વ્યસ્ત કરી



લીધી, તેણે ફરીથી વાંચવાનું શરૂ કરી દીધું. સાથે સાથે અંગ્રેજી ભાષા ભણવાનું કામ પણ હાથમાં લીધું. તેનાં મજબૂત પહોળાં ખભાવાળી કાયાકૃતિ હંમેશાં તેના લખવાના ઢાળિયા પર ઝૂકેલી રહેતી, તેની પૂરી દાઢીવાળો રતુમડો ચહેરો શબ્દકોશે અને નોટબુકમાં હંમેશાં અડધો છુપાયેલો રહેતો હતો, આ જોવું ખરેખર નવાઈ પમાડે તેવું હતું. આખી સવાર તે અધ્યયનમાં વ્યતીત કરતો, ત્યારબાદ તે ભવ્ય ભોજન લેતો (વાર્વારા પાવ્લોવ્ના બહુ સારી ગૃહિણી હતી) અને સાંજે તે ખુશીને મારે ખીલેલા જુવાન ચહેરાઓની આકર્ષક, સુગંધિત, ઝળહળતી દુનિયામાં પગ મૂકતો અને આ દુનિયાનું કેંદ્રબિંદુ એ જ ખંતીલી ગૃહસ્વામિની તેની પત્ની હોતી. એક દીકરાને જન્મ આપીને તેણે તેને ખુશ કરી મૂક્યો હતો પણ બિચારું બાળક ટૂંકી જિંદગી લઈને જન્મ્યું હતું; તે વસંતમાં મૃત્યુ પામ્યો; અને ઉનાળામાં ડૉક્ટરોની સલાહને અનુસરતાં લાવ્રેત્સ્કી પોતાની પત્નીને વિદેશમાં કોઈ દરિયાકાંઠાનાં હવાખાવાનાં સ્થળે લઈ ગયો. આવી વિપદા પછી તેને કોઈ મનરંજનની જરૂર હતી અને તેના સ્વાસ્થ્ય માટે હૂંફાળું વાતાવરણ પણ સારું હતું. ઉનાળો અને પાનખર તેમણે જર્મની અને સ્વીટઝર્લેંડમાં વીતાવ્યા. અને શિયાળામાં જેવી રીતે કોઈપણ સહજ ઇચ્છા કરી શકે છે તેવી રીતે તેઓ પૅરિસ ગયા. પૅરિસમાં વાર્વારા પાવ્લોવ્ના ફરીથી ગુલાબની જેમ ખીલી ઊઠી અને તેણે સેંટ પીટર્સબર્ગમાં જેટલી ઝડપથી અને હોશિયારીપૂર્વક પોતાનો નાનકડો માળો તૈયાર કરી લીધો હતો તેટલી જ ઝડપથી અહીં પણ કરી લીધો. તેણે તદ્દન શાંત પણ ટાપટીપિયાં લત્તામાં એક ઘર શોધી કાઢ્યું; પોતાના પતિ માટે એવું ડ્રેસીંગ ગાઉન બનાવડાવ્યું જે તેણે પોતાની જિંદગીમાં પહેલાં કદી નહોતું પહેર્યું; તેણે એક ચબરાક નોકરાણી, ઉમદા રસોઈયો અને સ્ફૂર્તિલો નોકર રાખ્યાં; આકર્ષક સરસામાન અને ઉમદા પિયાનો ખરીદ્યાં. એક અઠવાડિયાની અંદર જ તે ખરેખર પૅરિસમાં જ જન્મી હોય તેવી રીતે પોતાની શાલ ઓઢીને, માથે નાની છત્રી રાખીને અને હાથમાં દસ્તાના પહેરીને ગલીઓમાં જતી આવતી થઈ ગઈ હતી. સૌથી પહેલાં તો માત્ર રશિયનો જ તેને મળવા આવતાં હતાં પણ પછી ફ્રેંચ લોકો દેખાવા લાગ્યાં. જેઓ અદ્ભુત શિષ્ટાચાર અને મધુર નામોવાળાં અતિ વિનયી અને મિલનસાર કુંવારા યુવાનો હતા; તેઓ

બધાં છટાબંધ બોલતાં હતાં, સહજ સુંદર ઢબે ઝૂકીને નમન કરતાં હતાં અને જોતાં જ મનને ગમી જાય તેવી ઢબે આંખો ઝીણી કરતાં હતાં; તેમનાં ગુલાબી હોઠો હેઠળથી સફેદ દાંત ચમકતા હતા અને જ્યાં સુધી તેમના સ્મિતની વાત છે ત્યાં સુધી તેઓ ખરેખર અનુકરણીય હતાં! દરેકે દરેક પોતપોતાનાં મિત્રોને સાથે લઈને આવતાં હતાં અને થોડાં જ વખતમાં લા બેલ માદામ દે લાવ્રેત્સ્કી શોસ્સે દ'આન્તેનથી રૂ દે લીલ્લ સુધી પ્રચલિત થઈ ગઈ. તે દિવસોમાં (એ ૧૮૩૬ની સાલ હતી) વેરવિખેર થયેલા કીડીઓનાં રાફડામાંની કીડીઓની જેમ દરેક ઠેકાણે ટોળે વળતાં પત્રકારો અને ખબરપત્રીઓની પેઢી હજી બહાર નીકળી આવી નહોતી પણ તેમ છતાં કોઈક મ. જુલ નામનો એક સદ્‌ગૃહસ્થ વાર્વારા પાવ્લોવ્નાના સ્વાગત ખંડમાં આવતો જતો થયો હતો જે કદરુપી સિકલવાળો અને હલકી ખ્યાતિ પ્રાપ્ત હતો, અને સજા પામેલ દ્વન્દ્વયુદ્ધીઓ અને માણસોની જેમ ઉદ્ધત અને તિરસ્કારને પાત્ર હતો. વાર્વારા પાવ્લોવ્નાને મ. જુલ તદ્દન અનાકર્ષક લાગ્યો હતો પણ તેમ છતાં તે તેને આવકારતી હતી કારણ કે તે જુદાં જુદાં ઘણાં છાપાઓ માટે થોડુંઘણું લખવાનું કામ કરતો હતો અને વારંવર વાર્વારા પાવ્લોવ્નાનું નામ ચર્ચામાં ઉપર લઈ આવતો હતો. ક્યારેક તે તેને પ્રિયા મેડમ લાવ્રેત્સ્કી કહીને બોલાવતો તો ક્યારેક આ કુલીન સ્ત્રી, એટલી પ્રિય, જે ***સડક પર રહે છે; આ માધ્યમ દ્વારા તે આખી દુનિયાને નહિ તો ઓછામાં ઓછા એ છાપાઓનાં સેંકડો ગ્રાહકો જેમને આ માદામ લાવ્રેત્સ્કીમાં લેશમાત્ર રસ નથી તેમને કહેતો કે તે કેવી આકર્ષક અને સુરુચિ સભર મહિલા હતી, કેવી રીતે તે ફ્રેંચ સ્ત્રીના જેવી બુદ્ધિ અને સમજશક્તિ ધરાવતી હતી—ફ્રેંચ માણસ આનાથી વધારે વખાણ કોઈના પણ કરી શકતો નહોતો—સંગીત માટે તેમનામાં કેવી નોંધપાત્ર ઈશ્વરી બક્ષિસ હતી અને કેટલી સરસ રીતે તે વાલ્સ નૃત્ય નાચતી હતી (વાર્વારા પાવ્લોવ્ના ખરેખર એવી રીતે વાલ્સ નૃત્ય નાચતી હતી કે બધાં જ દર્શકોનું ધ્યાન આપમેળે જ તેના ઝૂલતા સ્કર્ટની કોર તરફ આકર્ષાઈ જતું હતું)... ટૂંકમાં તેણે દેશ વિદેશમાં તેની નામના ફેલાવી હતી અને ચોક્કસપણે તે આનંદદાયક વાત હતી. માર્સે તે સમય સુધીમાં મંચ અભિનય ત્યજી દીધો હતો અને તે હજી



ફરી પાછી દેખાઈ નહોતી; તેમ છતાં પણ વાર્વારા પાવ્લોવ્ના નિયમિતપણે થીયેટર જોવા જતી હતી. ઇટાલિયન સંગીત સાંભળીને તે અત્યંત ખુશ થતી હતી અને ઓદ્રીની* પાયમાલી પર હસતી હતી, 'કોમેડી ફ્રાન્સેસ'માં અત્યંત મર્યાદિતપણે બગાસાં ખાતી હતી તથા અત્યંત ભાવના પ્રધાન મેલોડ્રામામાં અભિનય કરતી માદામ ડોરવાલને જોઈને એટલી વિચલિત થઈ જતી કે આંખોમાં આંસુ ધસી આવતાં. આ બધાંથી ચઢિયાતી વાત એ હતી કે લીસ્ત પોતે બે વાર તેનાં સ્વાગત ખંડમાં પરિચય આવી ચૂક્યો હતો અને તે એટલો તો સારો અને સાદોસીધો હતો—કે બસ એ પ્રસંગ માત્ર રોમાંચકારી હતો! આવા મનપસંદ વાતાવરણમાં શિયાળો વીતી ગયો, જેના અંતમાં વાર્વારા પાવ્લોવ્નાને રાજદરબારમાં પણ બોલાવવામાં આવી. જ્યાં સુધી ફ્યોદર ઈવાનોવિચની વાત હતી, તે કંટાળ્યો નહોતો, જોકે કેટલીક વખત તેને જિંદગી એટલી તો ખાલી ખાલી લાગતી હતી કે તેના ખભા ઉપર જાણે ભારરૂપ થઈ ગઈ હોય તેવું અનુભવતો હતો. તે છાપાં વાંચતો હતો, સોરબોન્ન અને કોલેજ દે ફ્રાન્સમાં બધાં જ વ્યાખ્યાનોમાં નિયમિતપણે હાજરી આપતો હતો તથા ચેમ્બર્સમાં થતી બધી જ ચર્ચાઓનો ધ્યાનપૂર્વક અનુસરતો હતો અને તેણે જળસિંચાઈ ઉપરના વિખ્યાત વૈજ્ઞાનિક પ્રબંધમા અનુવાદ કરવાનું શરૂ કરી દીધું હતું. "પળવાર પણ પગને વાળ્યા વિના હું કામ કરતો રહું છું." તેણે વિચાર્યું, "તે બધું કોઈક વખત સુલભ બનશે; પણ આવતા શિયાળામાં કોઈપણ કિંમતે મારે રશિયા પાછા જવું જોઈએ અને ઉત્સાહભેર કામે ચઢી જવું જોઈએ." એ કહેવું મુશ્કેલ છે કે આ કામ ચોક્કસપણે શું છે તેનો સુસ્પષ્ટ વિચાર તેના મનમાં હતો કે નહિ. માત્ર ભગવાન જ જાણે છે કે શિયાળામાં તે પાછો રશિયા જવામાં સફળ થશે કે નહિ—આ દરમિયાન તે પોતાની પત્ની સાથે બાદનબાદન જવા નીકળ્યો હતો... એક અણધાર્યા પ્રસંગે તેની બધી યોજનાઓ ધૂળધાણી કરી નાખી.

* ફ્રાંસીસી પ્રહસન અભિનેતા.



6 383

## ૧૬

વાર્વારા પાવ્લોવ્નાની ગેરહાજરીમાં અચાનક એક દિવસ લાવ્રેત્સ્કી તેના નીજી ઓરડામાં પ્રવેશ્યો ત્યારે તેણે છો પર સાવધાનીપૂર્વક ગડી કરેલ કાગળની ચબરખી પડેલી જોઈ. તેણે યંત્રવત્ તે ચબરખી ઉપાડીને ખોલી તો તેમાં ફ્રૅંચ ભાષામાં આ પ્રમાણે લખેલું વાંચ્યું:

"મારી પ્રિય દેવી બેટ્સી! (તમને બાર્બ કે વાર્વારા કહેવા માટે મારું મન જરા પણ માની નથી શક્યું.) હું તમારી રાહ જોતો વીથિના ખૂણે વ્યર્થ ઊભો રહ્યો; આવતી કાલે દોઢ વાગે અમારા નાનકડા ઘેર આવી જજો. તમારો ભલો જાડો પતિ સામાન્યપણે તે સમયે પોતાનાં પુસ્તકોમાં ડૂબેલો રહે છે; આપણે ફરીથી પેલાં તમારા કવિ પૂશ્કિનનું તમે મને શીખવાડેલું ગતિ ગાઈશું: 'ઘરડો પતિ, ઘાતકી પતિ!' તમારા હાથ અને પત્ર પર સહસ્ર ચુંબનો. હું તમારી રાહ જોઈશ. ઍર્નેસ્ત."

લાવ્રેત્સ્કીએ જે કંઈ વાંચ્યું તેનું તાત્પર્ય એકદમ તો તેના મગજમાં ઊતર્યું નહિ, તેણે તે બીજી વાર વાંચ્યું—અને તેનું માથું ભમવા લાગ્યું, તેના પગ નીચેની જમીન જાણે ઝોલા ખાતાં જહાજના તૂતકની જેમ ઝૂલવા લાગી. તે એકદમ ચીસ પાડી ઊઠયો, જોર જોરથી હાંફવા લાગ્યો અને ધ્રુસ્કા ભરતાં રડી પડયો.

તેનું મગજ એકદમ બહેર મારી ગયું. તેણે પોતાની પત્નીનો એટલો આંધળો વિશ્વાસ કર્યો હતો કે છેતરામણ, અવિશ્વાસની શક્યતાનો ખ્યાલ સુદ્ધાં તેના મનમાં કદી પ્રવેશ નહોતો! આ ઍર્નેસ્ત, તેની પત્નીનો પ્રેમી સોનેરીવાળવાળો ત્રેવીસ વર્ષનો અવિનયી દેખાવવાળો હતો. જેનું નાક નાનું અને બૂચું તથા મૂંછો વ્યવસ્થિતપણે કાપેલી હતી અને તેનાં બધાં જ પરિચિતોમાં સૌથી વધુ બિનમહત્ત્વનો હતો. થોડી મિનિટો વીતી ગઈ, અડધો કલાક વીતી ગયો; લાવ્રેત્સ્કી હજીપણ પેલી અત્યંત મહત્ત્વની ચબરખીને હાથમાં મસળતો ઊભો હતો અને શૂન્ય દૃષ્ટિએ છો તરફ તાકી રહ્યો હતો; ધૂમરાતા અંધકારની ભુલભુલામણીમાંથી નિસ્તેજ ચહેરાઓ જાણે તેની તરફ બિહામણાં રૂપો ધારણ કરી ધસી આવતાં હોય તેમ લાગતું હતું; તેના દિલમાં દર્દની તીવ્ર ટીસ ઊઠી; તેને લાગ્યું કે જાણે તે પડી રહ્યો છે, કોઈ અંતહિન



પાતાળમાં ઊંડો ને ઊંડો પડતો જઈ રહ્યો છે. રેશમનો પરિચિત સરસરાટ સાંભળતાં તેની બધિરતા તૂટી; ટોપી અને શાલમાં વાર્વારા પાવ્લોવ્ના હમણાં જ પોતાની સેર પૂરી કરીને પાછી ફરી હતી. લાવ્રેત્સ્કી પગથી માથા સુધી ધ્રૂજી ઊઠયો અને ઓરડામાંથી બહાર ધસી ગયો. તેણે અનુભવ્યું કે તે ક્ષણે તે તેનાં અંગેઅંગ ચીરી નાખવા, ભૂતની જેમ અધમૂઓ કરતો માર મારવા અને પોતાના જ હાથે તેનું ગળું દબાવી નાંખવા માટે સમર્થ હતો. વાર્વારા પાવ્લોવ્ના દંગ રહી ગઈ, તેણે તેને રોકવાનો પ્રયત્ન કર્યો; તે માત્ર ગુસપુસ અવાજે "બેટ્સી" એટલું જ બોલી શક્યો અને એકદમ ઘરમાંથી બહાર ધસી ગયો.

લાવ્રેત્સ્કીએ ભાડાની ઘોડાગાડી લીધી અને કોચવાનને તેને શહેરની બહાર લઈ જવા કહ્યું. બાકીનો તે દિવસ અને આખી રાત તે આમતેમ ભમતો રહ્યો, તે વારંવાર રોકાતો અને નિરાશામાં હાથ મસળતો રહેતો; કોઈક ક્ષણે તો તેનું વર્તન બિલકુલ ગાંડા માણસ જેવું થઈ જતું હતું. અને બીજી જ ક્ષણે તેને અચાનક બધી વસ્તુઓ બહુ હાસ્યાસ્પદ લાગતી, તે પોતાને પણ બહુ ઉલ્લાસિત હોય તેમ અનુભવવા લાગ્યો. સવારે ઠંડી લાગતાં તે શહેરનાં પરિસરની કોઈ કંગાળ વીશીમાં ગયો, એક ખાનગી ઓરડાની માંગણી કરી અને બારી સામે એક ખુરશી પર બેસી ગયો. તે બગાસાં પર બગાસાં ખાઈ રહ્યો હતો. તે મહા મુશ્કેલીએ પોતાના પગ પર ઊભો થઈ શકતો હતો, તે શારીરિક રીતે તદ્દન ક્ષીણ અને દુ:ખથી વિહ્‌વળ થઈ ગયો હતો પણ તે થાક અનુભવતો નહોતો; જોકે તેમ છતાં થાક તો તેની ઉપર પોતાની અસર કરી જ રહ્યો હતો: તે બેઠો હતો અને કંઈપણ સમજ્યા વગર શૂન્યમનસ્કપણે શૂન્યમાં તાકી રહ્યો હતો; તે સમજી શકતો નહોતો કે તેને શું થઈ ગયું હતું, શા માટે તે તદ્દન એકલો હતો, તેનાં અંગેઅંગ અકડાઈને સૂન્ન કેમ થઈ ગયાં હતાં, મોંમાં શા માટે કડવાશ ભરાઈ ગઈ હતી અને તેના દિલ પર જાણે પત્થર પડયો હોય તેમ કેમ લાગતું હતું, શા માટે તે આ વિચિત્ર ખાલી ઓરડામાં હતો; તે એ સમજી શકતો નહોતો કે શા માટે વાર્વારાએ પોતાની જાતને આ ફ્રૅંચ માણસને હવાલે સોંપી હતી અને તે ધોખો આપી રહી હતી એમ જાણતી હોવા છતાં કેવી રીતે તે પહેલાંની જેમ જ

શાંત, સંતુલિત, લાગણીસભર અને વિશ્વાસપૂર્ણ વર્તન કરતી રહી શકી હતી! "મને કંઈ પણ સમજણ નથી પડતી!" તે સૂકાયેલા હોઠે ગણગણ્યો. "હવે કોણ ખાતરીપૂર્વક કહી શકે છે કે સેંટ પીટર્સબર્ગમાં પણ તેણે..." તેણે પ્રશ્નને અધૂરો જ છોડયો અને ફરીથી બગાસું ખાધું તે પગથી માથા સુધી થરથર ધ્રૂજતો અને કાંપતો હતો. સુખદ અને ઉદાસ સ્મૃતિઓ એક સરખી માનસિક વેદના સાથે તેને ડંખ મારી રહી હતી; અચાનક તેના મનમાં એ ખ્યાલ વીજળીની જેમ ચમકી ગયો કે કેટલાક દિવસો પહેલાં વાર્વારા તેની તથા ઍર્નેસ્તની હાજરીમાં પિયાનો પાસે બેઠી હતી અને તેણે પેલું 'ઘરડો પતિ, ઘાતકી પતિ!' ગીત ગાયું હતું. તેને તેના ચહેરાનાં હાવભાવ, તેની આંખોમાં વિચિત્ર ચળકાટ, અને તેના ગાલ ઉપરની સુરખી યાદ આવી ગયાં—તે એકદમ ઊછળી પડયો; તે તેમની પાસે જઈને કહેવા ઈચ્છતો હતો: "તમારે મારી સાથે મજાક ન કરવો જોઈએ; મારાં પરદાદાઓ ખેડૂતોને તેમની પાંસળીઓએ લટકાવી દેતાં હતાં અને મારા દાદા પોતે પણ ખેડૂત હતા."—અને પછી તેઓ બન્નેને મારી નાખવા ઈચ્છતો હતો. ત્યારબાદ તેને એમ લાગ્યું કે તે બધું એક સ્વપ્નવત્ હતું, ના, સ્વપ્ન પણ નહિ, પણ કોઈક પ્રકારનાં મૂરખાવેડાં હતાં—તેણે માત્ર કરવાનું એટલું હતું કે પોતાની જાતને હલાવીને આસપાસ નજર નાખવી... તેણે ચોમેર નજર નાખી અને જેવી રીતે બાજ પોતાના શિકારમાં પોતાના પંજા ખૂંપવે છે તેવી રીતે વેદના તેના અંતરાત્મામાં ઊંડે ને ઊંડે શૂળની જેમ ભોંકાતી રહી. આ બધાંમાંય વળી વધીને લાવ્રેત્સ્કી આવતાં થોડાક મહિનાઓમાં પિતા બનવાનો હતો... ભૂત, ભવિષ્ય અને તેની આખી જિંદગી ઝેર બની ગઈ હતી. છેવટે તે પૅરિસ પાછો ફર્યો, હોટલમાં એક ઓરડો લીધો અને નીચે પ્રમાણેનાં પત્ર સાથે ઍર્નેસ્તની ચબરખી વાર્વારા પાવ્લોવ્નાને મોકલી:

"આ સાથે મોકલેલી કાગળની ચબરખી તમને બધું જ કહેશે. જોકે મારે એટલું તો કહેવું જ જોઈએ કે તમારી પાસેથી મેં આવી આશા નહોતી રાખી, તમારા જેવી હંમેશાં સાવધાન રહેનારી આવા મહત્ત્વપૂર્ણ કાગળો આમતેમ પાડતી ફરે." (બિચારો લાવ્રેત્સ્કી કલાકો સુધી આ વાક્યાંશ ઉપર વિચાર કરતો રહ્યો અને મનમાં ગોઠવતો રહ્યો



હતો.) "હવે હું તમને ફરી કદી નહિ મળી શકું; હું માનું છું કે તમે પણ મળવાનો આગ્રહ નહિ રાખો. હું દર વર્ષે પંદર હજાર ફ્રાંક્સનું ભથ્થું બાંધી આપું છું—તેનાથી વધારે હું નહિ આપી શકું. ગામની ઑફિસમાં તમારું સરનામું મોકલી આપજો. તમારી જે પણ મરજીમાં આવે તેમ કરો; જ્યાં પણ તમારે રહેવું હોય ત્યાં રહો. હું તમારી ખુશી માટે કામના કરું છું. જવાબ આપવાની કોઈ જરૂર નથી."

લાવ્રેત્સ્કીએ લખ્યું તો હતું કે જવાબ આપવાની જરૂર નથી... પણ તે જવાબ આવવાની રાહ જોતો હતો, જવાબ માટે તે તલસતો હતો, આ સમજાવી ન શકાય તેવા અને માની ન શકાય તેવા પ્રસંગની સમજૂતી આપતા જવાબની તે આશા રાખતો હતો. વાર્વારા પાવ્લોવ્નાએ વળતામાં ફ્રેંચ ભાષામાં એક લાંબો કાગળ તેને લખ્યો. આ જોરદાર ફટકો હતો; તેની વધેલી ઘટેલી શંકાઓ પણ નાબૂદ થઈ ગઈ—મનમાં ને મનમાં કોઈ શંકા સંઘરી રાખવા બદલ તેણે પોતાને બેઇજ્જત પણ અનુભવ્યો. વાર્વારા પાવ્લોવ્નાએ પોતાના બચાવ પક્ષે કંઈ નહોતું લખ્યું: તે માત્ર તેને મળવા ઈચ્છતી હતી; તેણે તેને તેનો અફર ચુકાદો લાગુ ન કરવા માટે વિનંતી કરી હતી. પત્ર કોઈપણ જાતની લાગણી વિનાનો અને અસ્વાભાવિક હતો જોકે ઠેકઠેકાણે આંસુનાં નિશાન જરૂર નજરે પડતાં હતાં. લાવ્રેત્સ્કી ખિન્નતાપૂર્વક હસ્યો અને પત્ર લાવનારને એ કહેવા હુકમ કર્યો કે બધું જ બરોબર હતું. ત્રણ દિવસ પછી તે પૅરિસમાં નહોતો: તે રશિયા ન જતાં ઈટાલી ગયો હતો. તે પોતે જ એ નહોતો જાણતો કે શા માટે તેણે ઈટાલી પસંદ કર્યું હતું; ખરેખર તો તેનાથી કંઈ ફરે નહોતો પડવાનો કે તે ક્યાં ગયો—બસ ટૂંકમાં તે ઘરે પાછો જવા નહોતો ઈચ્છતો. તેણે પોતાના કારભારીને પોતાની પત્નીના ભથ્થા વિષે લખી જણાવ્યું અને સાથે સાથે તેને એ પણ આદેશ આપ્યો કે પળવારનો વિલંબ કર્યા વિના હિસાબકિતાબની રાહ જોવા વિના જનરલ કોરોબ્યીન પાસેથી તરત જ જમીન-જાયદાદની સંભાળનું કામ લઈ લેવું અને લાવ્રિકીમાંથી એ મહાશયની વિદાયની ગોઠવણ કરી આપે. લાવ્રેત્સ્કીએ છૂટા કરાયેલ જનરલની ગૂંચવાયેલી પ્રતિષ્ઠાની દશા અને હારનું તાદૃશ્ય ચિત્ર પોતાના મનમાં ચીતર્યું અને પોતાનાં બળાપામાં પણ તેણે એક જાતનો દુષ્ટ સંતોષ અનુભવ્યો. સાથે સાથે તેણે

ગ્લાફીરા પેત્રોવ્નાને પણ લાવ્રિકી પાછા ફરવા કહેતો પત્ર લખ્યો અને તેના નામનું મુખત્યારનામું તૈયાર કરાવીને મોકલ્યું; જોકે ગ્લાફીરા પેત્રોવ્ના લાવ્રિકી પાછી ન ફરી અને તેણે છાપાઓમાં એ સૂચના છપાવી દીધી કે મુખત્યારનામાને રદલાતલ ગણવામાં આપે. તેને પોતાના પક્ષે આમ કરવાની જરાપણ જરૂર નહોતી. પોતાના ઈટાલીના નાનકડા શહેરમાંના ગુપ્તવાસમાં લાવ્રેત્સ્કી લાંબા વખત સુધી પોતાની પત્નીની હિલચાલ પર નજર નાખવા લલચાતો રહ્યો. છાપાઓની ખબરો પરથી તેણે જાણ્યું કે પોતાની યોજના ઘડી હતી તે પ્રમાણે તે પૅરિસમાંથી બાદેન-બાદેન ગઈ હતી. થોડાં જ દિવસ પછી અમારા મિત્ર જુલના હસ્તાક્ષરવાળા ફકરામાં તેનું નામ છપાયું. લેખકની શૈલીની પ્રણાલિકાગત નાદાની મારફત કોઈપણ મૈત્રીપૂર્ણ દિલાસાની નોંધ સ્પષ્ટપણે પારખી શકતું હતું; જ્યારે ફ્યોદોર ઈવાનિચે તે ફકરો વાંચ્યો ત્યારે ઊંડા પ્રતિક્ષોભની લાગણીમાં તે ડૂબી ગયો. ત્યારબાદ તેણે જાણ્યું કે તેણે દીકરીને જન્મ આપ્યો હતો; બે મહિના પછી તો કારભારીએ નોંધ મોકલી કે વાર્વારા પાવ્લોવ્નાએ પોતાના પહેલાં ત્રણ મહિનાનું ભથ્થું લઈ લીધું હતું. ત્યાર પછી તો અફવાઓ વધારે ને વધારે ખરાબ રીતે ફેલાતી ગઈ અને છેવટે કરુણાભરી હાસ્યપદ વાર્તાની ટોચે પહોંચી ગઈ જે બધાં જ છાપાંઓ મારફત દૂર દૂર તક ફેલાઈ ગઈ હતી. તેમાં તેની પત્નીએ અત્યંત શરમજનક ભૂમિકા ભજવી હતી. તે બધું હવે પૂરું થઈ ગયું હતું. વાર્વારા પાવ્લોવ્ના "કુખ્યાત" બની ગઈ હતી.

લાવ્રેત્સ્કીએ હવે તેની હિલચાલ પર નજર રાખવાનું બંધ કરી દીધું હતું; પણ તે લાંબા સમય સુધી પોતાની જાત પર કાબૂ મેળવી શક્યો નહોતો. કોઈક કોઈક વાર તો પોતાની પત્નીને મળવાની એટલી તો તીવ્ર ઈચ્છા તેને ઊઠતી હતી કે તેને બધું જ છોડી દેવાની ઈચ્છા થઈ આવતી, કદાચ તેને માફ પણ કરી દે... માત્ર ફરી એક વાર તેનો લાડપ્યારભર્યો અવાજ સાંભળવાને ખાતર, તેના હાથનો હૂંફાળો સ્પર્શ અનુભવવા ખાતર. ગમે તેમ પણ સમય પોતાનું કામ કરતો હતો. પીડાઓ સહન કરીને શહીદ બનવાનું તેના ભાગ્યમાં લખાયેલું નહોતું; તેનો જોમવાળો સ્વભાવ, ખડતલ પ્રકૃતિ ફરીથી જાગૃત થઈ ગઈ. તેની આંખો ખુલી ગઈ હતી: તેને જે ફટકો લાગ્યો હતો



તે પણ હવે એટલો અણધાર્યો લાગતો નહોતો; તે પોતાની પત્નીને સમજી ગયો હતો—આપણે આપણાં એકદમ અંગત પ્રિયજનોને સાચી રીતે માત્ર ત્યારે જ સમજી શકીએ છીએ જ્યારે તેમનાથી જુદાં પડીએ. તે ફરીથી એક વખત પોતાનું અભ્યાસ કાર્ય કરી શકતો હતો અને પોતાનું કામ ફરીથી ઉપાડી શકતો હતો, જોકે હવે તેનામાં પહેલાં જેવો ઉમંગ રહ્યો નહોતો; જીવનની કસોટીઓ અને તેની શરૂઆતની તાલિમ દ્વારા ઉદ્‌ભવેલો સંશયવાદ તેનાં દિલમાં હંમેશ માટે ઘર કરી ચૂક્યો હતો. તે પોતાની આસપાસની બધી જ વસ્તુઓ પ્રત્યે ઉદાસીન બની ગયો. ચાર વર્ષ વીતી ગયાં અને છેવટે તેણે અનુભવ્યું કે હવે તેનામાં ઘેર પાછા ફરવાની અને પોતાનાં લોકોને મળવાની શક્તિ આવી ગઈ હતી. તે ન તો સેંટ પીટર્સબર્ગ રોકાયો કે ન તો માસ્કો રોકાયો અને સીધો ***નામક શહેરમાં આવ્યો. જ્યાંથી અમે તેનીથી જુદા પડયા હતા અને હવે અમે અમારા પ્રિય વાચકોને અમારી સાથે પાછા ફરવાની વિનંતી કરીશું.

## ૧૭

બીજા દિવસે સવારે લગભગ દસ વાગ્યે લાવ્રેત્સ્કી કાલીતિન કુટુંબના ઘરના આંગણાનાં પગથિયા ચડતો દેખાયો હતો. ત્યાં તેને ટોપી અને દસ્તાના પહેરેલી બહાર આવતી લીઝા મળી ગઈ.

"તમે ક્યાં જઈ રહ્યાં છો?" તેણે પૂછ્યું.

"પ્રાર્થનામાં. આજે રવિવાર છે."

"તમે દેવળમાં જાવ છો?"

લીઝાએ વિસ્મિત મૌન સાથે તેની તરફ જોયું.

"મને ક્ષમા કરશો," લાવ્રેત્સ્કીએ કહ્યું. "હું... મારો આશય એ નહોતો. હું તમારાથી વિદાય લેવા આવ્યો છું. હું એકાદ કલાકમાં ગામ તરફ જવા નીકળી રહ્યો છું."

"તે અહીંથી બહુ દૂર નથી, કેમ ખરું ને?" લીઝાએ પૂછ્યું.

"લગભગ પચ્ચીસ વેર્સ્તા."

આયાની સાથે લેના બહાર આવી.

"સારું, અમને ભૂલશો નહિ," પગથિયાં ઊતરતાં લીઝાએ કહ્યું.

"મને પણ ન ભૂલશો. અરે હા, ઠીક યાદ આવ્યું." તેણે ઉમેર્યું, "તમે દેવળમાં જઈ રહી છો એટલે—કદાચ તમને મારા માટે પણ પ્રાર્થના કરવામાં કોઈ વાંધો નહિ આવે."

લીઝા રોકાઈ અને પાછળ ફરીને તેની સામે જોયું.

"જો તમે ઇચ્છતા હો તો," તેની તરફ આંખોમાં આંખો પોરવી જોતાં તેણે જવાબ આપ્યો. "હું તમારા માટે પણ પ્રાર્થના કરીશ. ચાલ આવ, લેના."

દીવાનખાનામાં લાવ્રેત્સ્કીએ માર્યા દ્મીત્રીયેવ્નાને એકલી જ જોઈ. તેના શરીરમાંથી ઓદેકોલોન અને ફુદીનાની ગંધ આવી રહી હતી. તે માથામાં દુ:ખાવાની અને રાત્રે સારી રીતે ઊંઘ ન આવ્યાની વાત કરતી હતી. તેણે પોતાના હંમેશના સુસ્ત સૌજન્ય સાથે તેને આવકાર્યો અને ધીરે ધીરે વાતચીતનો દોર બાંધ્યો.

"વ્લાદીમિર નિકોલાઇચ સારા સ્વભાવનો ગમે તેવો જુવાન છે—તમારો શો ખ્યાલ છે?" તેણે તેને પૂછ્યું.

"આ વ્લાદીમિર નિકોલાઇચ કોણ છે?"

"કેમ, ભૂલી ગયા, પેલો પાન્શીન, જે ગઈકાલે અહીં હતો. તમારો તેની ઉપર સારો એવો પ્રભાવ પડયો છે; હું તમને ખાતરીપૂર્વક કહું છું, મારા પ્રિય ભાઈ, તે મારી લીઝાની સાથે ગળાબૂડ પ્રેમમાં ડૂબેલો છે. હા, તો તે સારા કુટુંબનો છે, તેની કારકિર્દી બહુ ઉજ્જવળ છે, તે બહુ હોશિયાર છે અને દરબારમાં નોકરી પણ કરે છે. જો ભગવાનની ઇચ્છા હશે તો... એક મા તરીકે હું એટલું જ કહી શકું છું કે મને બહુ ખુશી થશે. બેશક, આ બહુ મોટી જવાબદારી છે, બાળકોની ખુશી ચોક્કસપણે માબાપ ઉપર અવલંબિત હોય છે, તેનાથી તમે છૂટી નથી શકતા, તમે જાણો છો અહીં હું આ બધો વખત તદ્દન એકલી જ બધું જ કામ મારી પોતાની જાતે કરું છું અને બીજું શું શું નથી; બાળકોને મોટા કરવા, તેમને ભણાવવા ગણાવવા, તે બધું કોણે કર્યું? મેં જ સ્તો. તમે સાચું માનો, અત્યારે પણ મેં એક ફ્રેંચ ગર્વનસ રાખી છે..."



માર્યા દ્મીત્રીયેવ્ના પોતાની ચિંતાઓની જંજાળ અને માતૃત્વની લાગણીઓના વર્ણનમાં ડૂબી ગઈ. લાવ્રેત્સ્કી પોતાની ટોપીને હાથમાં વાળતો ચૂપચાપ તેને સાંભળતો હતો. તેની થીજેલી ભારે નજરે વાચાળ સ્ત્રીને મૂંઝવણમાં મૂકી દીધી.

"અને તમને લીઝા કેવી લાગે છે?" તેણે પૂછ્યું.

"યેલીઝાવેતા મિખાઇલોવ્ના ખૂબ સારી છોકરી છે," લાવ્રેત્સ્કીએ જવાબ આપ્યો. તે ઊભો થયો, નમીને અભિવાદન કરતાં તેનાથી વિદાય લીધી અને માર્ફા તિમોફેયેવ્નાને મળવા ગયો. માર્યા દ્મીત્રીયેવ્નાએ તેની દૂર જતી આકૃતિ તરફ નાખુશીભરી નજર નાખીને વિચાર્યું: "તે કેવો ગમાર જેવો છે, ખરેખરો ગામડિયો. હવે હું સમજી શકું છું કે શા માટે તેની પત્ની તેને વફાદાર ન રહી શકી."

માર્ફા તિમોફેયેવ્ના પોતાના ઘરેલૂ કર્મચારી ગણથી ઘેરાઈને પોતાના ઓરડામાં બેઠી હતી. તેમાં પાંચ પ્રાણીઓ હતાં, લગભગ બધાં તેને વહાલાં હતાં: ગળાપર ફૂલેલા અન્નાશયવાળું સમજુ બુલફિંચ પક્ષી, જેની શોખીન તે ત્યારથી બની હતી જ્યારથી તેણે સીટી મારવાનું અને પાણી ચોરવાનું બંધ કરી દીધું હતું; બીકણ, સંકોચાયેલ નાનકડો રોસ્કા નામનો કૂતરો; ચીડિયણ નામનો માત્રોસ બિલાડી; શમળી રઘવાયી નાનકડી નવ વર્ષની મોટી મોટી આંખો અને નાનકડા અણિયાળા નાકવાળી શુરોચકા નામની છોકરી, અને એક મોટી ઉંમરની સફેદ ટોપી અને ઘેરાં કપડાં ઉપર ટૂંકું કથ્થઈ જાકીટ પહેરેલ લગભગ પંચાવન વર્ષની સ્ત્રી, જેનું નામ નસ્તાસ્યા કાર્પોવ્ના ઓગારકોવા હતું. શુરોચકા ગરીબ ઘર બાળકી હતી અને અનાથ હતી. માર્ફા તિમોફેયેવ્નાએ રોસ્કાની જેમ તેને પણ દયા ખાઈને પોતાને ઘેર રાખી લીધી હતી; બાળકી અને કૂતરો બન્ને તેને ગલીમાં મળ્યાં હતાં; બન્ને દૂબળાં પાતળાં અને ભૂખ્યાં હતાં; બન્ને પાનખરના વરસાદમાં ભીંજાયેલાં હતાં; રોસ્કાની ખોટ કોઈને ન જણાઈ અને શુરોચ્કાને તેના કાકાએ ખુશી ખુશી છોડી દીધી. તે એક દારૂડિયો મોચી હતો, તેની પાસે પોતાનું પેટ ભરવા પૂરતું પણ ખાવાનું નહોતું અને પોતાની ભત્રીજીને ખવડાવવા પીવડાવવાને બદલે પોતાના કાલબૂત વડે તેના માથા ઉપર મારતો હતો. માર્ફા

તિમોફેયેવ્નાએ નાસ્તાસ્યા કાર્પોવ્ના સાથે પરિચય તેની મઠની મુલાકાત દરમિયાન કર્યો હતો; દેવળમાં તેમણે તેની પાસે જઈને પહેલાં વાત કરવાની શરૂઆત કરી હતી (માર્ફા તિમોફેયેવ્નાનું કહેવું હતું કે તે એટલી રસવિભોર થઈને સાચી લગનથી પ્રાર્થના કરતી હતી કે તેને તે ખૂબ ગમી ગઈ), અને તેને ચા પીવા માટે આમંત્રણ આપ્યું. ત્યારથી તે તેનાથી જુદી નહોતી પડી. નાસ્તાસ્યા કાર્પોવ્ના બહુ ખુશમિજાજ અને નરમ સ્વભાવની, સંતાનવિહોણી વિધવા અને ગરીબ નમ્ર સ્ત્રી હતી. તેના ગોળાકાર માથા પર સફેદ વાળ હતા, તેના સફેદ નરમ હાથ હતા, મોટી માયાળુ સિકલવાળો નરમ ચહેરો હતો, તેનું નાક ઉપર તરફ વળેલું હસવું આવે તેવું વિચિત્ર હતું, તેને માર્ફા તિમોફેયેવ્ના માટે ઊંડો આદર ભાવ હતો, જોકે માર્ફા તિમોફેયેવ્ના હંમેશાં તેના નરમ દિલની ઠેકડી ઉડાવતી રહેતી હતી: જુવાનિયાઓ માટે તેના દિલમાં નબળાઈ હતી અને સૌથી સરળમાં સરળ મથક પર નાની છોકરીઓની જેમ શરમથી લાલ થઈ જતી હતી. તેની પાસે કુલ મળીને બારસો રૂબલની મૂડી હતી; તે માર્ફા તિમોફેયેવ્નાના ખર્ચે પણ તેની સાથે બરાબરીના સ્તર પર રહેતી હતી—માર્ફા તિમોફેયેવ્ના કોઈપણ પ્રકારની ગુલામગીરી સાંખી શકતી નહોતી.

"અરે! ફેદ્યા!" જેવો તેણે તેને જોયો કે તરત જ તે લગભગ બૂમ પાડી ઊઠી. "ગઈકાલ રાત્રે તેં મારું કુટુંબ નહોતું જોયું—અમે બધાં અહીં આ રહ્યાં, સાથે બેસીને ચા પી રહ્યાં છીએ; રજાના દિવસની આ અમારી બીજી વારની ચા છે. તું આ બધાંને લાડથી થાબડી શકે છે, માત્ર શુરોચ્કા તને તેમ નહિ કરવા દે અને બિલાડી પણ તને વલૂરિયાં ભરશે. તું આજે જ જઈ રહ્યો છે?"

"હા," લાવ્રેત્સ્કી નીચા સ્ટૂલ ઉપર ગોઠવાયો. "હું માર્યા દ્મીત્રીયેવ્નાની વિદાય તો લઈ આવ્યો છું. મને યેલીઝાવેતા મિખાઈલોવ્ના પણ મળી."

"અરે બેટા, તેને લીઝા કહીને બોલાવ; તે વળી ક્યારથી તારા માટે મિખાઈલોવ્ના બની ગઈ છે! હવે તું બહુ આમતેમ ન થા, નહિ તો શુરોચ્કાનું સ્ટૂલ તોડી નાંખશે."



"તે દેવળે જઈ રહી હતી," લાવ્રેત્સ્કીએ આગળ કહ્યું. "હું નહોતો જાણતો કે તે આટલી ધાર્મિક હશે."

"હા, ફેદ્યા, તે બહુ ધાર્મિક છે: તારા કે મારા કરતાં પણ વધારે, ફેદ્યા."

"તો શું તમે ધાર્મિક નથી?" નાસ્તાસ્યા કાર્પોવ્ના તોતડાતા અવાજે વચ્ચે બોલી. "તમે આજે વહેલી સવારની પ્રાર્થનામાં નથી ગયાં પણ સાંજની પ્રાર્થનામાં તો જવાનાં છો."

"ના, મારી બેન, તું એકલી જ જજે—હું તો બહુ આળસુ થઈ ગઈ છું," માર્ફા તિમોફેયેવ્નાએ જવાબ આપ્યો. "હું ચા બહુ પીતી થઈ ગઈ છું." જ્યારે તે નાસ્તાસ્યા કાર્પોવ્ના સાથે વાતચીત કરતી ત્યારે તેની સાથે બરાબરીના સ્તર પર વર્તાવ કરતી હોવા છતાં પણ તેને 'તું' કહીને સંબોધતી—ગમે તેમ છેવટે તો તે પેસ્તોવ કુટુંબની હતી: પેસ્તોવ કુટુંબના ત્રણ માણસો ઈવાન ભયાનકના ખાસ દરબારીઓના રહી ચૂક્યા હતા; માર્ફા તિમોફેયેવ્ના તે ભૂલી શકતી નહોતી.

"હું એ પૂછવા ઈચ્છતો હતો કે," લાવ્રેત્સ્કીએ ફરી બોલવાનું શરૂ કર્યું, "માર્યા દ્મીત્રીયેવ્ના હમણાં જ મને કહી રહી હતી પેલા વિષે શું નામ એનું?—હા પાન્શીન. તે કેવા પ્રકારના સદ્‌ગૃહસ્થ છે?"

"અરે ભગવાન, કેવી વાતોડિયણ સ્ત્રી છે તે!" માર્ફા તિમોફેયેવ્ના બડબડી. "હું ધારું છું કે તેણે તને કોઈ ગુપ્ત વાત કહેતી હોય તેમ કહ્યું હશે કે કેવો સરસ સાથી તેણે ભરમાવ્યો છે. શા માટે તે તેના પેલા પાદરીના દીકરા સાથે જ ગુપ્તેગો નથી કરતી અને બીજાં લોકોને એકલાં છોડી નથી દેતી? ભગવાનની કૃપાથી હજી કંઈ એવા વાવડ નથી! તેમ છતાં તે તેના વિષે નકામી વાતો કરી રહી."

"શા માટે, ભગવાનની કૃપાથી?" લાવ્રેત્સ્કીએ પૂછ્યું.

"કારણ કે પેલો સુંદર સદ્‌ગૃહસ્થ મને જરાપણ નથી ગમતો; અને ગમે તેમ તેના વિષે ખુશ થવા જેવું છેય શું?"

"તમને તે નથી ગમતો?"

"ના, જરાપણ નહિ. તે દરેકે દરેકને મોહિત નથી કરી શકવાનો. નાસ્તાસ્યા કાર્પોવ્ના અહીં તેના પ્રેમમાં છે તેટલું પૂરતું છે."

બિચારી વિધવા તો એકદમ હબક ખાઈ ગઈ.

"અરે, માર્ફા તિમોફેયેવ્ના, કેવી રીતે તમે આવી વાત કહી શકો છો, તમને ભગવાનનો જરાપણ ભય નથી!" તે એકદમ ગભરાઈને બોલી, તેનો ચહેરો અને ગરદન શરમને મારે લાલચોળ થઈ ગયાં હતાં.

"અને તે જાણે છે, બદમાશ," માર્ફા તિમોફેયેવ્ના વચ્ચે જ બોલી પડી, "સ્ત્રીના દિલ સુધી કેવી રીતે પહોંચવું તે તે બહુ સારી રીતે જાણે છે: તું જાણે છે તેણે એને છીંકણીની દાબડી ભેટ આપી છે. તેની પાસે ચપટી છીંકણી માંગ ફેદ્યા, તું જોઈ શકીશ કે કેવી સરસ છે તે, દબડીના ઢાંકણા ઉપર ઘોડાની પીઠ પર સવાર હુસ્સારનું ચિત્ર બનેલું છે. હવે, પોતાનો બચાવ કરવાનો પ્રયત્ન ન કર, ભલી બાઈ."

નાસ્તાસ્યા કાર્પોવ્ના નિરાશાના ભાવમાં માત્ર પોતાના હાથ પહોળા કરીને રહી ગઈ.

"લીઝા વિષે શું?" લાવ્રેત્સ્કીએ પૂછ્યું. "તે તેને પસંદ કરે છે?"

"હું માનું છું તે તેને પસંદ કરે છે—પણ વળી ત્યાં—ભગવાન જાણે છે! તું જાણે છે વિચિત્ર હૃદય અંધારિયા જંગલ જેવું છે અને તેમાંય વળી છોકરીનું વધારે. ઉદાહરણ માટે શુરોચ્કાના દિલને જ લો—કરો તેને સમજવાનો પ્રયત્ન! જ્યારથી તું આવ્યો છે ત્યારથી બહાર આવવાને બદલે શા માટે તે પોતાની જાતને સંતાડી રહી છે?"

શુરોચ્કા પોતાનું ખિલખિલાટ હાસ્ય દબાવીને ઓરડામાંથી બહાર ધસી ગઈ. લાવ્રેત્સ્કી પોતાની બેઠક ઉપરથી ઊઠ્યો.

"હા," તેણે ધીમેથી કહ્યું. "છોકરીઓનું દિલ ઉખાણા જેવું છે."

તેણે તેની રજા લેવાની તૈયારી કરી.

"ભલે, થોડાં જ વખતમાં આપણે ફરીથી મળીશું?" માર્ફા તિમોફેયેવ્નાએ પૂછયું.

"ઘણું કરીને સંભવ છે, કાકીબા; તમે જાણો છે તે અહીંથી બહુ દૂર નથી."

"અરે હા, બેશક, તું તો વાસીલ્યેવ્સ્કોય જઈ રહ્યો છે. તું લાવ્રિકીમાં રહેવા નથી ઇચ્છતો; સારું, એ તો તારી અંગત વાત છે; માત્ર એક વાત સાંભળ, જ્યારે તું ત્યાં જઈ જ રહ્યો છે તો તારી માની અને દાદીની પણ કબરે જરૂર જઈ આવજે. કદાચ વિદેશમાં તેં ઘણાં ચિત્રવિચિત્ર વિચારો મનમાં સંઘર્યાં હશે અને કોણ જાણે કદાચ તેઓ પોતાની કબરોમાં અનુભવશે કે તું તેમની પાસે આવ્યો છે. હા, અને ફેદ્યા, ગ્લાફીરા પેત્રોવ્ના માટે પ્રાર્થના કરાવવાનું ન ભૂલતો; લે આ તેના માટે એક રૂબલનો સિક્કો. ચલ, ચલ લઈ લે તે. તે કામ પૂરું કરાવવા હું ઇચ્છું છું. જ્યારે તે જીવતી હતી ત્યારે તે મને પણ નહોતી ગમતી પણ એ વાતની કોઈ ના નથી પાડી શકવાનું કે તે કુમારિકાનું એક આગવું સ્વતંત્ર ચરિત્ર હતું. તે સાચે જ બહુ હોશિયાર હતી, અને તારી સાથે પણ ખરાબ વર્તાવ નથી કર્યો. સારું સારું હવે, ભગવાન તને સુખી રાખે, હું તો બસ બકબક કરીને તને કંટાળો જ આપીશ."

અને માર્ફા તિમોફેયેવ્નાએ પોતાના ભત્રીજાને આલિંગનમાં લીધો.

"અને લીઝા પાન્શીનની સાથે નહિ પરણે, તું ચિંતા ન કરતો, તે તેનાથી પણ ઘણો વધારે સારો પતિ પામવા યોગ્ય છે."

"હું તો લેશમાત્ર ચિંતા નથી કરતો," લાવ્રેત્સ્કીએ જવાબ આપ્યો અને ત્યાંથી નીકળી ગયો.

## ૧૮

ચાર કલાક પછી તે ઘર તરફ પોતાને રસ્તે હતો. તેની ઘોડાગાડી ગામના ધૂળિયા રસ્તા પર ઝડપથી સરકી રહી હતી. પખવાડિયાથી વરસાદ પડયો નહોતો: હવામાં બહુ હળવો ધુમ્મસ છવાયેલો હતો અને દૂર દૂરનાં જંગલોને પોતાનામાં છુપાવી લીધાં હતાં જ્યાંથી બળવાની ગંધ આવતી હતી. ઝાંખા આસમાની આસમાનની પાર ઝાંખી ઝાંખી ધારવાળાં ગમગીન વાદળાંનાં ઝુંડ સરકી રહ્યાં હતાં; સૂકા પવનના સપાટા ફૂંકાતા હતા જેની ગરમી ઉપર લેશમાત્ર અસર નહોતી થતી. પોતાનું માથું તકિયા પર ટેકવીને અને હાથને છાતી પર

વાળીને લાવ્રેત્સ્કી તેની સામે પંખાની જેમ ફેલાયેલા ઝડપથી પસાર થતાં ખેતરાંઓને નિહાળતો હતો; આ ઉપરાંત ધીરે ધીરે પાછળ ખસતી નેતરની ઝાડીઓને, પસાર થઈ રહેલી ગાડીને તિરસ્કારપૂર્વક જોતાં પેલાં બેવકૂફ રેવન અને કાગડાઓને, વર્મવુડ, મગવર્ટ અને પહાડી એશનાં છોડવાંઓથી ઘેરાયેલ ખેતરની લાંબી પટ્ટીઓને નિહાળતો હતો; જ્યારે તેણે વિસ્તીર્ણ મેદાનના વેરાન પ્રદેશની આ તાજી અને છલકાતી નગ્નતા, લીલોતરી, લાંબાં ઢોળાવો, ઓકની ઝાડીઓ વડે આવરાયેલી ખીણો, નાનકડાં વાદળાંથી ઘેરાયેલાં ગામો, પાતળાં પાતળાં બર્ચ વૃક્ષો, લાંબા વખતથી ન જોયેલ આ સમગ્ર રશિયન પ્રાકૃતિક દૃશ્યને જોયું ત્યારે તેનું દિલ એક સાથે મીઠી અને દુ:ખભરી લાગણીઓથી હચમચી ઊઠયું જેનાથી તેના દિલનાં તાર ધીરેથી ઝણઝણી ઊઠયાં. ધીરેધીરે તેના વિચારો ભમવા લાગ્યા; તે પેલાં વાદળાંઓનાં આકારો જેટલાં જ ઝાંખાં અને અસ્પષ્ટ હતાં. આ વાદળા પણ માથા પર જાણે ભટકી રહ્યાં હોય તેવાં લાગતાં હતાં. તેને પોતાનું બાળપણ, પોતાની મા યાદ આવી ગઈ, પોતાની માના મૃત્યુની ઘડી વખતનું દૃશ્ય તેની આંખો સામે તરવરવા લાગ્યું, કેવી રીતે તેને તેની પાસે લાવવામાં આવ્યો હતો, કેવી રીતે તેણે તેનું માથું પોતાની છાતી સરસું ચાંપ્યું હતું, અને ક્ષીણ અવાજે તેની ઉપર વિલાપ કરવાનું શરૂ કર્યું હતું, પછી ગ્લાફીરા પેત્રોવ્નાની તરફ જોઈને પોતાની જાત ઉપર કાબૂ મેળવી લીધો હતો. તેને પોતાના પિતાની યાદ આવી, જે શરૂઆતમાં ચપળ હતા, હંમેશ માટે અસંતુષ્ટ અને મધુર અને રણકાદાર અવાજવાળા હતા. પછી આંધળા, દયાજનક અને વિખરાયેલા વાળવાળી સફેદ દાઢીવાળા; તેને યાદ આવ્યું કે એક દિવસે સાંજના વાળુ વખતે થોડું વધારે પી લીધા પછી અને પોતાના નેપકીન ઉપર રસો ઢોળાતાં અચાનક કેવી રીતે હસવા લાગ્યા હતા અને પોતાની દૃષ્ટિહીન આંખોને મીંચકારતા અને રતુમડે ચહેરે પોતાની સફળતાઓ સંબંધી વાતો કરવાનું શરૂ કરી દીધું હતું; તેને વાર્વારા પાવ્લોવ્નાની યાદ આવી ગઈ અને તે આપમેળે એક એવા માણસની જેમ તરફડવા લાગ્યો જે અચાનક ઊઠેલા દર્દની ટીસથી તરફડી ઊઠે છે. તેણે પોતાનું માથું ધુણાવ્યું. પછી તેના વિચારો લીઝા ઉપર સ્થિર થઈ ગયા.



"અહીં", તેણે વિચાર્યું. "આ નવું પ્રાણી હજી જિંદગીનાં ઉંબરામાં પ્રવેશી રહ્યું છે. સરસ છોકરી. મને નવાઈ લાગે છે કે તેનું શું થશે? તે આકર્ષક પણ છે. થોડો ફિક્કો તાજગીભર્યો ચહેરો અને મોં પર તથા આંખોમાં ગાંભીર્ય અને સીધેસાદો નિષ્કપટ ભોળો દેખાવ. અફસોસની વાત છે તે થોડી વધારે પડતી ઉત્સાહી લાગે છે. તેનું કાઠું સુંદર રીતે કેળવાયેલું છે, તેની ચાલ અત્યંત ચપળતાભરી છે અને તેના અવાજમાં નરમાશ છે. વિશેષ કરીને તે અચાનક જેવી રીતે રોકાઈ જાય છે જરા પણ મલકાયા વિના એક ચિત્તે સાંભળે છે અને પછી એકદમ વિચાર મગ્ન બનીને પોતાના વાળ પાછળ ઉછાળે છે તે મને બહુ ગમે છે. હું પણ એમ નથી વિચારતો કે પાન્શીન તેને યોગ્ય છે, પણ જોકે તેનામાં ખોટ પણ શી છે? તદુપરાંત હું પણ કેવાં દિવાસ્વપ્નો જોઈ રહ્યો છું? બધાં જ જે રસ્તે જાય છે તે પણ તે જ રસ્તે એક દિવસ જશે. હું એક ઝોકું લઈ લઉં તે જ વધારે સારું રહેશે." અને લાવ્રેત્સ્કીએ આંખો મીંચી લીધી.

તે એકદમ ઘસઘસાટ તો ઊંઘી ન શક્યો પણ ઝોકાં ખાતો અર્ધનિંદ્રામાં ડૂબી ગયો. ભૂતકાળનાં સંસ્મરણો ધીરે ધીરે ઊઠવાનાં ચાલુ રહ્યાં અને બીજાં સંસ્મરણો સાથે ભેળસેળ થતાં તેના દિલને જકડતાં ગયાં. કોઈક અજ્ઞાત કારણસર લાવ્રેત્સ્કીએ પોતાના વિચારો રોબેટે પીલ તરફ વાળ્યાં—... ફ્રાંસનો ઇતિહાસ... એ વાત પર કે જો તે જનરલ હોત તો તેણે કેવી રીતે યુદ્ધ જીત્યું હોત—તેણે જાણે ગોળીઓ ચાલવાના ધડાકાઓ, ભયના સંકેતો અને લશ્કરની કૂચના અવાજો પણ સાંભળ્યા હોય તેવું અનુભવ્યું. ...તેનું માથું તકિયા પરથી સરકી ગયું, તેણે આંખો ખોલી... એ જ ખેતરો, એ જ વિસ્તીર્ણ મેદાનનાં દૃશ્યો, ઊડતી ધૂળના ગોટાઓમાંથી આગળ જોડેલા ઘોડાની ઘસાયેલી નાળો વારાફરતી ચમકતી હતી; ગાડીવાનનો લાલ કળીઓવાળો પીળો ડગલો પવનના સપાટાની સાથે ઊડતો હતો... "ઘર તરફ પાછું પ્રસ્થાન કેવું સરસ છે, મારા ભલાભાઈ!" લાવ્રેત્સ્કીના મનમાં વિચાર ઉદ્ભવ્યો. તે બૂમ પાડી ઊઠયો: "વધારે ઝડપથી આગળ વધ!" તેણે પોતાનો ડગલો શરીરે લપેટયો અને હૂંફ મેળવવા ગાડીની ગાદીમાં વધારે દબાતો સૂઈ ગયો. ગાડીએ એકદમ આંચકો માર્યો: લાવ્રેત્સ્કી બેઠો થઈ ગયો અને પોતાની આંખો પૂરી ખોલી નાખી. તેની સામેના



7 183

ટેકરા ઉપર એક નાનકડું ગામ હતું; થોડીક જમણી બાજુ એક નાનકડી જર્જર થયેલી હવેલી જોઈ શકાતી હતી જેની બારીની પટ્ટીઓ બંધ હતી અને આગળ નાનકડી વાંકી દેવડી હતી; ઝાંપાથી જ માંડીને આખું વિશાળ આંગણું કૌવચનાં ઝાડીઝાંખરાથી ઢંકાયેલું હતું જે ભાંગનાં છોડવાં જેટલાં જ લીલ અને ઘીચોઘીચ હતાં. આ હતું વાસીલ્યેવ્સ્કોયે.

ગાડીવાને ઝાંપા પાસે આવીને ગાડી ઊભી રાખી; લાવ્રેત્સ્કીના નોકર ઊભો થઈને જાણે કૂદી પડવાની તૈયારી કરતો હોય તેમ બૂમ પાડી ઊઠયો "એય!" ખોખરો, દબાયેલો ભસવાનો અવાજ થયો પણ કોઈ કૂતરો પણ નજરે ન પડયો: નોકરે ફરીથી એ જ સ્થિતિમાં ઊભા રહીને બૂમ પાડી "એય!" ભસવાનો તેવો જ અસ્પષ્ટ અવાજ ફરીથી આવ્યો અને પળવાર પછી કોણ જાણે ક્યાંથીય એક માણસ ઊછળીને દોડતો દોડતો આંગણામાં આવી પહોંચ્યો. તેણે નાનકીનનો ઝભ્ભો પહેર્યો હતો, તેનું માથું બરફ જેવું સફેદ હતું; તેણે પોતાના હાથ વડે આંખો પર છાજલી બનાવતાં ગાડી તરફ તાક્યું, અચાનક તેણે પોતાનાં બન્ને હાથ થાપાઓ પર મારીને આમતેમ કૂદકાં મારવાનું શરૂ કર્યું અને પછી ઝાંપો ખોલવા દોડયો. કૌવચનાં ઝાડીઝાંખરાઓ પરથી પસાર થતાં ચરચર અવાજ કરતી ઘોડાગાડી આંગણામાં આગળ વધી અને દેવડી સામે આવીને રોકાઈ ગઈ. દેખીતી રીતે પગનો ચપળ સફેદ વાળવાળો માણસ પહેલાં જ પોતાનાં વાંકા વળેલાં પગને પહોળા રાખીને પગથિયાં પાસે ઊભો થઈ ગયો હતો; તેણે આગળા ખોલ્યા, ગાડીની હુડને પાછળ ધકેલી અને માલિકને નીચે ઊતરવામાં મદદ કરી, પછી તેનો હાથ ચૂમ્યો.

"કેમ છે, ભલા માણસ!" લાવ્રેત્સ્કીએ કહ્યું. "મારું માનવું છે તારું નામ આન્તોન છે, કેમ ખરું ને? એમ તો તું હજી પણ જીવતો છે?"

વૃદ્ધ માણસે ચૂપચાપ માથું નમાવ્યું અને લથડાતી ચાલે ચાવીઓ લાવવા ગયો. જ્યારે તે જતો રહ્યો ત્યારે ગાડીવાન કેડે હાથ દઈને, બંધ બારણા તરફ મોં ફાડીને તાકતો સ્થિર બેઠો હતો; લાવ્રેત્સ્કીનો નોકર પોતાની જગ્યા પરથી નીચે કૂદી આવ્યા પછી ગાડીવાનની બાજુની બેઠક ઉપર એક હાથ રાખીને ચિત્રની મુદ્રામાં એવી રીતે



ઊભો હતો જાણે તે જગ્યાએ ચોંટી ગયો હોય. વૃદ્ધ ચાવીઓ લઈ આવ્યો. અકારણ પોતાના શરીરને સાપની જેમ આમળતાં કોણીઓને બહાર કાઢતાં તે તાળું ખોલીને એક બાજુ ખસી ગયો અને એક વાર ફરીથી એકદમ નીચે ઝૂક્યો.

"હા, તો હવે હું મારા ઘેર છું, અહીં હું ફરીથી પાછો આવ્યો છું." લાવ્રેત્સ્કીએ નાનકડા ખંડમાં પ્રવેશતાં વિચાર્યું; જ્યારે એક એક કરીને ચૂં ચૂં અવાજની સાથે બારીઓની પટ્ટીઓ ખોલી નાખવામાં આવી અને સૂમસામ ઓરડાઓમાં સૂર્યપ્રકાશ ફેલાઈ ગયો.

## ૧૯

એ નાનકડું ઘર જ્યાં લાવ્રેત્સ્કી આવ્યો હતો અને બે વર્ષ પહેલાં ગ્લાફીરા પેત્રોવ્ના મૃત્યુ પામી હતી; તે ગઈ શતાબ્દીમાં મજબૂત અને નક્કર ચીડનાં લાકડામાંથી બાંધવામાં આવ્યું હતું; તે દેખાવમાં જ માત્ર જર્જરિત લાગતું હતું પણ હકીકતમાં હજી બીજાં પચાસ વર્ષો ટકી રહે એવું હતું. લાવ્રેત્સ્કીએ બધાં ઓરડાઓમાં આંટો માર્યો અને બધી જ બારીઓ ખોલાવી નંખાવી જેથી ઓતરંગ હેઠળ ધૂળથી ભરાયેલ સંતાયેલી વૃદ્ધ માખીઓને પરેશાની થઈ: ગ્લાફીરા પેત્રોવ્નાના મૃત્યુ પછી કોઈએ તે ખોલી નહોતી. ઘરમાં દરેકે દરેક ચીજ વાણસ્પર્શી હતી: દીવાનખાનામાં પાતળાં પાયાવાળો દીવાન, જેની ઉપર ચમકીલું ભૂખરા રંગનું દમાસ્કનું કપડું મઢેલું હતું, જે ઠેકઠેકાણેથી ઘસાયેલું અને કરચલીઓ વળેલું હતું, તે દીવાન કેથેરીન મહાનના જમાનાની યાદ અપાવતો હતો, આ જ દીવાનખાનામાં માલિકણની ઊંચી સીધી પીઠવાળી સૌથી પ્રિય આરામ ખુરશી પડી હતી, જેનો તેણે પોતાની વૃદ્ધાવસ્થામાં પણ ટેકો નહોતો લીધો. મુખ્ય દીવાલ ઉપર ફ્યોદોરના પરદાદા આન્દ્રેઈ લાવ્રેત્સ્કીનું જૂનું ચિત્ર લટકતું હતું; ઘેરી વિકૃત થયેલ પૃષ્ઠભૂમિમાંથી તેમનો ચિંતાગ્રસ્ત ગમગીન ચહેરો ભાગ્યે જ નજરે ચડતો હતો; તેમની ભારે ઝૂકેલી પાંપણો હેઠળથી નાની ડોળા કાઢતી આંખો બિહામણી લાગતી હતી; તેના

ચિંતાગ્રસ્ત ખરબચડાં કપાળ ઉપર કાળા પાવડર લાગ્યા વિનાના વાળ ઊભા થઈ ગયેલા હતા. ફ્રેમના ખૂણા પરથી ઈમ્મોર્ટેલ્સનાં ફૂલોનો ધૂળ ભરેલો હાર લટકતો હતો. "ગ્લાફીરા પેત્રોવ્નાએ તે હાર પોતે જાતે બનાવ્યો હતો," અન્તોને કહ્યું. સૂવાના ઓરડામાં કોઈક જૂના જમાનાનાં સારાં કપડાના પટ્ટીદાર ચંદરવા હેઠળ સાંકડો ઊંચો ખાટલો હતો; ખાટલા પર ફટકી ગયેલા રંગવાળા તકિયા અને તાર તાર થઈ ગયેલ ચાદર પડેલા હતા, તેના તકિયા પર "ધન્ય કુમારી વર્જીન મંદિરમાં રજૂઆત" વર્ણવતું પવિત્ર ઈકોન લટકતું હતું. આ એ જ પવિત્ર ઈકોન હતું જેને વૃદ્ધ અવિવાહિતાએ પોતાની મૃત્યુશય્યા પર છેલ્લી વાર પોતાના ઠંડા હોઠે દબાવ્યું હતું. બારીની પાસે લાકડામાં જડેલી શૃંગાર મેજ ઊભી હતી જેમાં ઠેકઠેકાણે પિત્તળની વસ્તુઓ બેસાડેલી હતી અને કાળાશ પડતી સોનાનો ઢોળ ચઢાવેલ ફ્રેમમાં અરીસો જડેલો હતો. આ અરીસામાં ચહેરો વિકૃત દેખાતો હતો. સૂવાના ઓરડાની બાજુમાં ઈકોનનો ઓરડો હતો, જે વાસ્તવમાં નાંગી દીવાલોવાળી એક ઓરડી હતી જેને એક ખૂણામાં ઈકોન માટે મોટું કબાટ પડયું હતું; છો પર ઘસાયેલો ગાલીચો પાથરેલો હતો; આ ગાલીચા ઉપર ગ્લાફીરા પેત્રોવ્ના ઘૂંટણે પડીને પ્રાર્થના કરતી હતી. આન્તોન લાવ્રેત્સ્કીનાં નોકર સાથે તબેલો અને ગાડીવાન માટેના ઘરને ખોલવા માટે ગયો; તેની જગ્યાએ એક નાનકડી લગભગ તેની ઉંમરની એક વૃદ્ધ સ્ત્રી દેખાઈ, જેણે પોતાની ભ્રમ્મરો સુધી નીચો રૂમાલ માથે બાંધેલો હતો; તેનું માથું હાલતું રહેતું હતું અને તેની આંખો શૂન્ય દૃષ્ટિએ પણ આતુરતાના ભાવ સાથે તાકતી રહેતી હતી જે કોઈપણ જાતની શંકા ઉઠાવ્યા વગરની સેવાની વર્ષોની આદત હતી. તે આંખોમાં એ જ સમયે આદરયુક્ત ખેદની ભાવના પણ મિશ્રિત હતી. તેણે લાવ્રેત્સ્કીના હાથ ચૂમ્યા અને તેના આદેશની રાહ જોતી ચૂપચાપ બારણામાં જ ઊભી રહી. લાખ પ્રયત્ન કરવા છતાં પણ તે ન તો તેનું નામ યાદ કરી શક્યો કે ન તો તેણે તેને કદી જોઈ હોય તેમ યાદ આવી શક્યું. એમ ખબર પડી કે તેનું નામ અપ્રાક્સેયા હતું; ચાળીસ વર્ષ પહેલાં ગ્લાફીરા પેત્રોવ્નાએ તેને ઘરમાંથી કાઢીને મરઘાંઘરમાં કામ કરવા મોકલી દીધી હતી; તે બહુ ઓછું બોલતી હતી—જાણે તેની બધી ચેતનાઓ જ લુપ્ત થઈ ગઈ હતી—તે



પોતાના પેલા બીધેલા દેખાવ વડે તેની સામે માત્ર તાકી શકતી હતી. આ બે વૃદ્ધ પ્રાણીઓ અને લાંબાં ડગલાંઓ પહેરેલાં માટલા જેવાં પેટવાળાં અન્તોનનાં ત્રણ પરપૌત્રો સિવાય આ ભૂસંપત્તિ પર એક બૂઢો નાનકડો ખેડૂત પણ રહેતો હતો જેને ગુલામીમાંથી છૂટો કરવામાં આવ્યો હતો, તે જંગલી કૂકડાની જેમ કંઈક ને કંઈક ગણગણતો રહેતો હતો અને કોઈપણ કામનો નહોતો; પેલો અશક્ત શિકારી કૂતરો પણ એટલો જ નકામો હતો જેણે ભસીને લાવ્રેત્સ્કીનું પુનરાગમનનું સ્વાગત કર્યું હતું; તે ગ્લાફીરા પેત્રોવ્ના આદેશ પર ખરીદાયેલ ભારે સાંકળે બંધાયેલો દસ વર્ષથી ત્યાં રહેતો હતો, તે મહામુશ્કેલીએ હાલવા અને પોતાના ભારને ઘસડવા જેટલો સમર્થ હતો. આખા ઘરમાં આંટો મારી લીધા પછી લાવ્રેત્સ્કી બગીચામાં ગયો. જેના દૃશ્યને જોઈને તેનું મન આનંદિત થઈ ઊઠયું. તેમાં ચોમેર નકામું ઘાસ, બર્ડોક, ગૂઝબરિ, અને રાસબરીની ઝાડીઓ ઘીચોઘીચ ઊગેલી હતી પણ લીંબોઈનાં અસંખ્ય જૂનાં વૃક્ષોને કારણે ઘણી છાયા હતી જે પોતાના આકાર અને તેમની ડાળીઓની એક સમાન ગોઠવણી એ બન્નેને માટે નોંધપાત્ર હતાં; તેઓ એકબીજાંની એકદમ નજીક વાવવામાં આવેલાં હતાં અને પણ જાણે ક્યારેક કદાચ સો વર્ષો પહેલાં તેમની છાંટણી કરવામાં આવી હતી. બગીચાને છેડે નાનકડું સ્વચ્છ પાણીનું તળાવ હતું જેની ફરતે પાતળાં બદામી રંગનાં રશ છોડવાંઓ ઊગેલાં હતાં. માનવજીવનના ચિહ્નો બહુ ઝડપથી ભૂંસાઈ જાય છે; ગ્લાફીરા પેત્રોવ્નાની ઘરવાડી હજી તદ્દન વેરાન નહોતી થઈ ગઈ પણ પેલી તદ્દન શાંત સુખનિદ્રામાં ડૂબી ગયેલી લાગતી હતી જેમાં દરેકે દરેક વસ્તુ પૃથ્વીમાં વિશ્વાસ મૂકે છે, જ્યાં ગાંડી કરી મૂકનાર ભીડનાં દૂષણે હજી તેને દૂષિત નહોતી કરી. ફાદર ઈવાનિચે પણ ગામમાં એક લટાર મારી; ખેડૂત સ્ત્રીઓ પોતાના ગાલો પર હાથ ટેકવીને પોતાની ઝૂંપડીઓનાં પગથિયાં પરથી જ તેને જોતી રહી, માણસોએ દૂરથી જ નમીને સલામ કર્યા; બાળકોએ આમતેમ નાસભાગ કરી મૂકી, કૂતરાં બેપરવાઈથી ભસ્યાં. તેને ભૂખ લાગવાની શરૂ થઈ પણ તેનાં નોકરો અને રસોઈયાની સાંજ પહેલાં આવવાની આશા નહોતી, લાવ્રિકીથી ખાવા પીવાનાં કરિયાણાની ગાડીઓ હજી આવી પહોંચી નહોતી—તેને અન્તોનનો આશરો લેવાની ફરજ પડી. તે પોતાના માલિકની ઈચ્છાઓને પૂર્ણ

કરવામાં ઉતાવળે વ્યસ્ત થઈ ગયો: તેણે એક વૃદ્ધ મુરઘી પકડીને મારી નાંખી, તેનાં પીંછા સાફ કર્યાં; અપ્રાક્સેયાએ તેને ઘસી ઘસીને સાફ કરી અને તાવડીમાં રાંધવા મૂકતાં પહેલાં એવી રીતે ઝબોળી ઝબોળીને ધોઈ કે જાણે કે કપડું ધોઈ રહી હોય; છેવટે જ્યારે તે મુરઘી રંધાઈ ગઈ ત્યારે અન્તોને મેજપોશ પાથરીને ટેબલ તૈયાર કર્યું, તેની ઉપર ચપ્પુ અને કાંટા, ત્રણ પાયાવાળી કાળી પડેલી નિમકદાની અને સાંકડા ગળાવાળી કટગ્લાસની ગોળ કાચની ડાટ લાગેલી સુરાઈ મૂક્યાં; ત્યારબાદ તેણે લહેકાભર્યા અવાજે પોતાના માલિકને જણાવ્યું કે જમવાનું પીરસવામાં આવી ગયું હતું અને પોતે તેની ખુરશી પાછળ ઊભો થઈ ગયો, તેની જમણી મુઠ્ઠી નેપકીનમાં વીંટળાયેલી હતી અને તેના શરીરમાંથી સાયપ્રસનાં ઝાડની ગંધ જેવી તીવ્ર, બહુ પ્રાચીન પ્રકારની ગંધ આવી રહી હતી. લાવ્રેત્સ્કીએ થોડો સૂપ ખાઈને મુરઘી તરફ હાથ લંબાવ્યો; તેની ચામડી દરેક ઠેકાણે મોટા મોટા દાણાથી ઢંકાયેલી હતી; તેની દરેક ટાંગ ઉપર એક છેડેથી બીજા છેડા સુધી તોડે તૂટે નહિ તેવાં સ્નાયુઓ હતાં, તેના માંસમાંથી લાકડાની અને તેની રાખના ક્ષારવાળા પાણીની ગંધ આવતી હતી. લાવ્રેત્સ્કીએ જમવાનું પૂરું કર્યા પછી કહ્યું તેને ચા પીવાની ઈચ્છા હતી, જો... "હમણાં જ લાવ્યો સાહેબ," વૃદ્ધ આન્તોને તેની વાત પૂરી થતાં પહેલાં જ કહ્યું અને પોતાના શબ્દો પાળ્યા પણ. લાલ કાગળના ટુકડામાં લપેટાયેલી ચપટી ચા ક્યાંકથી શોધી કાઢવામાં આવી; નાનકડો પણ ખૂબ દમદાર અને ઘોંઘાટ કરતો સમોવાર શોધી કાઢવામાં આવ્યો અને ખાંડ પણ જે નાના નાના ભેજવાળાં ટુકડાંઓ જેવી હતી. લાવ્રેત્સ્કીએ એક મોટા પ્યાલામાં ચા પીધી; તેને આ પ્યાલો પોતાના બાળપણના દિવસોથી ખૂબ સારી રીતે યાદ હતો; તેની ઉપર રમવાનાં પત્તાં ચીતરવામાં આવ્યાં હતાં અને તે માત્ર મહેમાનો માટે જ વાપરવામાં આવતો હતો—અને અત્યારે તે તે જ પ્યાલામાં મહેમાનની જેમ પી રહ્યો હતો. નોકરો સાંજે આવી પહોંચ્યા; લાવ્રેત્સ્કી પોતાનાં ફોઈબાના પલંગમાં સૂવા ઈચ્છતો નહોતો; તેણે ખાવાનાં ઓરડામાં પોતાનો પલંગ પથરાવ્યો. મીણબત્તી બુઝાવી નાખ્યા પછી તે ઉદાસીભર્યા વિચારો વિચારતો પોતાની આસપાસ જોતો લાંબા વખત સુધી બેસી રહ્યો; તેણે એવા કોઈપણ વ્યક્તિને માટે પરિચિત



લાગણીનો અનુભવ કર્યો કે જેને લાંબા વખત સુધી જ્યાં કોઈ ન રહ્યું હોય તેવી જગ્યાએ રાત ગાળવાનો અવસર પ્રાપ્ત થયો હોય; એવું લાગતું હતું કે આ અંધારું જે ચારે બાજુએથી તેને જકડી રહ્યું હતું, ઘરમાં આવીને વસનારા આ નવા માણસથી ટેવાયેલું નહોતું, ઘરની દરેકે દરેક દીવાલ પણ જાણે ચકિત થઈ ગઈ હોય તેમ લાગતું હતું. છેવટે ને નિસાસો નાખી, કામળો ખેંચીને ઓઢીને સૂઈ ગયો. ઘરનાં બીજા બધાં લોકોનાં સૂઈ ગયા પછી પણ અન્તોન જાગતો હતો, તે બહુ વાર સુધી અપ્રાક્સેયા સાથે ગુસપુસ અવાજે વાતો કરતો રહ્યો, દબાયેલા અવાજે કણસતો રહ્યો અને બે એક વાર તેણે હાથ વડે પોતાની છાતી પર ક્રૂસનું નિશાન બનાવ્યું; તેમનામાંથી કોઈએ કદી ધારણા નહોતી રાખી કે તેમનો માલિક વાસીલ્યેવ્સ્કોયેમાં આવીને રહેશે, જ્યારે તેની પાસે નજીકમાં આટલી સરસ જમીનજાયદાદ અને સુસજ્જ હવેલી હતી; તેમના મનમાં એ વિચાર સુદ્ધાં ઉદ્ભવી શકે તેમ નહોતો કે તે જગ્યા તેના માટે તિરસ્કરણીય હતી—તે જગ્યા કષ્ટદાયી સ્મરણોથી ભરપૂર હતી. ગુસપુસ વાતો કરી લીધા પછી અન્તોને લાકડી લીધી અને વખારની પાસે લટકતા ચોકીદારના પાટિયા સાથે અફળાવી જેની ઉપર લાંબા વખતથી કોઈ અવાજ કરવામાં આવ્યો નહોતો. તે ત્યાં આંગણામાં સફેદવાળવાળું માથું ઢાંક્યા વિના નીચે સૂઈ ગયો. મે મહિનાની કોમળ અને સૌમ્ય રાત હતી, વૃદ્ધ મીઠી સુખનિંદ્રામાં પોઢી ગયો.

## ૨૦

બીજા દિવસે સવારે લાવ્રેત્સ્કી વહેલો ઊઠ્યો, કારભારી સાથે વાતચીત કરી, ખળાની મુલાકાત લીધી, ઘરના કૂતરાની સાંકળ ખોલી નાખવાનો આદેશ આપ્યો; જે માત્ર બેતાલ અવાજે ભસ્યો પણ પોતાના ખડામાંથી બહાર ન નીકળ્યો, ઘેર પાછા આવીને શાંતિપૂર્ણ વ્યસ્તપણામાં ડૂબેલો બની ગયો જેમાં તે આખો દિવસ વ્યસ્ત રહ્યો હતો. "અહીં તદ્દન નદીના તળિયે પહોંચીને લંગર નાંખ્યું છે મેં."

તેણે ઘણીવાર મનમાં ને મનમાં કહ્યું. તે બારી પાસે એવી રીતે નિશ્ચલ બેઠો રહ્યો જાણે તેની આસપાસ વહેતા જીવનના શાંતિપૂર્ણ પ્રવાહને, ગ્રામના શાંતિપૂર્ણ જીવનના અનોખા અવાજને સાંભળી રહ્યો હોય. કૌવચની ઝાડીઓ હઠેળથી ક્યાંકથી ધીમો સ્વર સંભળાયો; કોઈ મચ્છરે તેના સૂરમાં સૂર પૂરાવ્યો. પહેલો સ્વર તો ધીમે ધીમે શમી ગયો પણ મચ્છરે ગણગણાટ કરવાનું ચાલુ રાખ્યું. માળીઓનાં ધીમાં અને સ્થિર, સતત એકધાર્યા અને શોકાતુર બણબણાટને ચીરતો જાડા ભમરાનો જોરદાર ગણગણાટ સંભળાયો, જે એકધાર્યો છત સાથે પોતાનું માથું અફળાવી રહ્યો હતો; બહાર કૂકડાએ કૂકડેકૂક કર્યું અને તે અંતિમ સ્વરને પોતાના ભારે અવાજમાં લંબાવી રહ્યો હતો; ગાડી ખડખડાટ કરતી પસાર થઈ ગઈ; ગામમાં ક્યાંક ઝાંપાનો કડકડાટ થયો. "તું શું કહે છે?" ખેડૂત સ્ત્રીનો કર્કશ અવાજ ગૂંજ્યો. "મારી લાડલી," આન્તોને બે વર્ષની છોકરીને કહ્યું જેને તે પોતાના હાથમાં ઉછાળીને રમાડી રહ્યો હતો. "ક્વાસ લઈ આવ," સ્ત્રીના અવાજે ફરીથી કહ્યું—અને અચાનક ચોમેર નીરવ નિસ્તબ્ધતા છવાઈ ગઈ; જરાપણ ખડખડાટ નહોતો સંભળાતો, જરા સરખો પણ અવાજ નહોતો, હવામાં પાંદડું પણ હાલતું નહોતું સંભળાતું; જમીન પર અબાબીલો એક પછી એક કરીને જરાપણ અવાજ કર્યા વિના ચક્કર કાપતી હતી અને તેમનું આ શાંત ઊડાણ દિલને ઉદાસ કરતું હતું. "તદ્દન નદીના તળિયે પહોંચીને મેં લંગર નાંખ્યું છે," લાવ્રેત્સ્કીએ ફરીથી વિચાર્યું. "અને અહીં જિંદગી હંમેશાં શાંત રહે છે અને અહીં જિંદગીમાં કોઈપણ જાતની ઉતાવળ વર્તાતી નથી," તે મનમાં ને મનમાં વિચારતો રહ્યો. "જે કોઈપણ તેના ઘેરામાં આવી જાય છે તેણે તેની તાકાત આગળ હથિયાર હેઠા મૂકવા જ પડે છે; અહીં બધી જ ચિંતાઓ મનમાંથી દૂર થઈ જાય છે; મન પર કોઈપણ જાતનો ભાર નથી રહેતો; અહીં તેનું જ કામ દરેક રીતે સારી રીતે ચાલી શકે છે જે પોતાનાં હળના નિશાનથી પાછળ ચાલતા હળ ચલાવનારની જેમ પોતાના જીવનનું વહેણ એકધાર્યું બનાવે છે. અને આ એકાંત સ્તબ્ધતામાં કેવી શક્તિ, કેવો ઉત્સાહ સંતાયેલાં પડયાં છે. અહીં બારીની નીચે ગીચોગીચ ઘાસમાંથી સશક્ત બુર્દોક બહાર નીકળી આવે છે; તેની ઉપર લવેજનાં રસદાર દંઠલો બહાર નીકળી આવે છે, અને



હજી પણ તેનાથી વધારે ઉપર અક્ષત કુંજ પોતાનાં ગુલાબી તંતુઓને ફેલાવી રહ્યો છે; ખેતરોમાં પેલી તરફ પાકેલી રાઈ ચમકતી રહે છે, ખાટ પર કણસલાં બેસી ગયાં હોય છે, દરેક વૃક્ષ પરનું દરેક પાંદડું અને સાંઠા પરના ઘાસનું દરેક તણખલું પોતાની ભરપૂરસીમા સુધી પાકવા લાગે છે અને ખીલી ઊઠે છે. મારા જીવનનો સૌથી સારો સમય એક સ્ત્રીને ચાહવામાં વીતી ગયો," લાવ્રેત્સ્કી પોતાના વિચારોમાં ફરીથી ડૂબી ગયો. "એકાંતવાસની નીરસતા હવે કદાચ મને સ્વસ્થ કર, મને સાંત્વના આવે અને મને આરામથી મારું કામ શરૂ કરવા માટે તૈયાર કરે." અને ફરીથી એક વખત તે કોઈપણ જાતની આશા વિના નિસ્તબ્ધતાના સ્વરને સાંભળવા લાગ્યો—અને હજી પણ તે નિરંતરપણે એ દુવિધામાં હતો જાણે કોઈ વસ્તુની આશા રાખતો હોય; નિસ્તબધતાએ ચારે બાજુએથી તેને ઘેરી લીધો; સૂરજ શાંત આસમાની આસમાનને ધીરે ધીરે પાર કરી રહ્યો હતો અને માથા પર ધીમે ધીમે વાદળાં ઘેરાઈ રહ્યાં હતાં; એમ લાગતું હતું કે જાણે તેઓ ક્યાં અને શા માટે ઘેરાઈ રહ્યાં છે તે જાણતાં હતાં. આ જ સમયે દુનિયાની બીજી જગ્યાઓ પર જિંદગી ખળભળી રહી હતી, જલ્દી જલ્દી આગળ વધી રહી હતી અને પોતાના રસ્તે ટકરાતી વધતી હતી; અહીં તે જરાપણ અવાજ કર્યા વિના સરકી ગઈ હતી, બિલકુલ તેવી જ રીતે જેવી રીતે કળણવાળા ઘાસ પરથી પાણી; અને આજે બહુ વાર સુધી લાવ્રેત્સ્કી પાછળ હટતાં આ જીવન વિશે વિચારવાથી પોતાને રોકી ન શક્યો જે અણજાણે જ ધીરે ધીરે સરકતું વધી રહ્યું હતું; વીતેલા દિવસોનું દુઃખ તેના દિલમાં વસંતના શરૂઆતના બરફની જેમ ઓગળી રહ્યું હતું—અને વાત કંઈક વિચિત્ર જરૂર લાગતી હતી પણ પોતાની માતૃભૂમિનો પ્રેમ તેના દિલમાં પહેલાં કદી આટલો ઊંડો અને મજબૂતાઈથી જાગ્યો નહોતો.

## ૨૧

બે અઠવાડિયાની અંદર ફ્રોદોર ઈવાનિચે ગ્લાફીરા પેત્રોવ્નાના નાનકડાં ઘરને વ્યવસ્થિત કરી દીધું, આંગણાની અને બગીચાની સફાઈ કરાવી; લાવ્રિકીમાંથી આરામદાયક ફર્નીચર મંગાવવામાં આવ્યું; શહેરમાંથી વાઇન, પુસ્તકો અને સામયિકો મંગાવવામાં આવ્યાં; તબેલામાં ઘોડા દેખાવા લાગ્યા; ટૂંકમાં ફ્રોદોર ઈવાનિચે પોતાની જરૂરિયાતોની દરેક વસ્તુ એકઠી કરી લીધી હતી અને જિંદગીનાં નિયમિત વલણમાં ગોઠવાઈ ગયો હતો, જેના વિષે કોઈપણ એ કહી શકતું નહોતું કે તે ગામનાં એક જમીનદારના જીવનનું વલણ હતું કે એકાંતવાસી યતિનું. તેના દિવસો એકધાર્યા વીતતા ગયા પણ તે કંટાળ્યો નહોતો. તે કદી કોઈને મળતો પણ નહોતો; તે ખૂબ ખંતપૂર્વક જમીન જાયદાદની સંભાળના કામમાં ડૂબી ગયો; ઘોડે ચઢીને તે ગામમાં ફરતો હતો અને થોડું ઘણું વાંચતો હતો. ગમે તેમ તે વાંચતો થોડું હતો પણ વૃદ્ધ અન્તોનની વૃત્તાંત કથાઓ સાંભળવી વધારે પસંદ કરતો હતો. લાવ્રેત્સ્કી સામાન્યપણે બારી પાસે પોતાની ચિલમ અને ઠંડી ચાનો પ્યાલો લઈને બેસતો; અન્તોન પીઠ પાછળ હાથ વાળીને બારણા પાસે ઊભો રહેતો અને જૂના વખતની અસંબદ્ધ લાંબીલાંબી કથાઓ કહેવાનું શરૂ કરતો; પેલા માન્યામાં ન આવે તે દિવસોની કથાઓ જ્યારે ઓટ અને રાઈ તોલીને નહિ પણ મોટા મોટા કોથળાઓ ભરીને બે કે ત્રણ કોપેક કોથળા દીઠમાં વેચાતા હતા; જ્યારે અભેદ્ય જંગલો અને વેરાન વિસ્તીર્ણ મેદાનો ચોમેર શહેર સુધી વિસ્તરેલાં હતાં. "અને અત્યારે," વૃદ્ધે જે એંસી વર્ષની ઉંમર પાર કરી ચૂક્યો હતો, ફરિયાદભર્યા સ્વરે કહ્યું, "એટલાં તો જંગલો કાપી નાંખ્યાં છે અને એટલી જમીન તો જોતી નાંખી છે કે ક્યાંય ગાડી પસાર થવા જેટલી જગ્યા પણ ભાગ્યે જ રહી છે." અન્તોન પોતાની માલિકણ ગ્લાફીરા પેત્રોવ્ના વિષે પણ ઘણી વાતો સંભળાવતો હતો; તે કેટલી દૂરદર્શી અને કરકસરિયણ હતી; કેવી રીતે એક જુવાન પાડોશી સદ્‌ગૃહસ્થે અહીં તેની ખુશામત કરીને પ્રીતિ સંપાદન કરવાનો પ્રયત્ન કર્યો હતો અને ઘણીવાર તેને અહીં મળવા આવતો હતો અને કેવી રીતે તેની માલિકણ તેને ખુશ કરવા ઘેરા લાલ રંગની



રીબનોવાળી ભભકદાર ટોપી અને ત્રુ-ત્રુ-લેવાન્ટાઇનનું પોતાનું પીળું ગાઉન પણ પહેરવા રાજી થઈ ગઈ હતી; પણ પાછળથી જ્યારે આ જ સદ્‌ગૃહસ્થે મોટી નાસમજનું ઉદાહરણ આપતાં એ પૂછ્યું હતું કે તેમની હેસિયત કેટલાની છે તો કેવી રીતે માલિકણ ક્રોધે ભડકી ઊઠી હતી અને તેને ઘરમાં પગ પણ મૂકવાની મનાઈ કરી દીધી હતી; કેવી રીતે તેમણે તરત જ એ આદેશ આપી દીધો હતો કે તેમના મૃત્યુ પછી નાનામાં નાના ટુકડા સહિત દરેકે દરેક વસ્તુ ફ્રોદોર ઈવાનિચને મળે અને ખરેખર લાલ રીબનવાળી ભભકદાર અને ત્રુ-ત્રુ-લેવાન્તાઈનના પીળા ગાઉન સહિત પોતાનાં [illegible]ની દરેકે દરેક ઘરવખરી જેમની તેમ મળી. લાવ્રેત્સ્કીને કેટલાંક જૂનાં કાગળિયાં અને રસપ્રદ દસ્તાવેજો મળવાની આશા હતી પણ ત્યાં માત્ર એક પુસ્તક સિવાય તેમાંનું કશું જ નહોતું. જેમાં તેનાં દાદાએ પ્યોતર આન્દ્રેઈચે, એક જગ્યાએ લખ્યું હતું: "સેંટ પીટર્સબર્ગના શહેરમાં તુર્કીના રાજા સાથે મહારાજાધિરાજ પ્રિંસ આલેક્સાન્દર આલેક્સાન્દ્રોવિચ પ્રોઝોરોવ્સ્કી દ્વારા કરવામાં આવેલ શાંતિ સુલેહનો ઠરાવ"; બીજે ઠેકાણે છાતીના રોગ માટે કોઈ દવા વિષે લખ્યું હતું જેની સાથે એક નોંધ પણ લખવામાં આવી હતી: "આ દોરવણીઓ પવિત્ર ટ્રિનિટી દેવળના વડા પાદરી ફ્રોદોર અવ્ક્સેન્ત્યેવિચ તરફથી જનરલની પત્ની પ્રાસ્કોવ્યા ફ્રોદોરોવ્ના સાલ્તિકોવાને આપવામાં આવી હતી"; બીજે કોઈક ઠેકાણે રાજકીય સમાચારોની નોંધ હતી: "એમ લાગે છે કે ફ્રેંચ વાઘોની ચર્ચા હવે બંધ થઈ ગઈ છે," અને તેની બાજુમાં જ આ પ્રમાણે નોંધવામાં આવ્યું હતું: "મોસ્કોવ્સ્કીયે [illegible]ની સીનીયર મેજર મિખાઈલ પેત્રોવિચ કોલીચેવના મૃત્યુની ઘોષણા કરે છે. આ પ્યોતર વાસીલ્યેવચ કોલીચેવનો પુત્ર હોઈ શકે?" લાવ્રેત્સ્કીને કેટલાંક જૂનાં કેલેન્ડરો, કલ્પનાઓ પર આધારિત પુસ્તકો તથા શ્રી અમ્બોદીકની રહસ્યપૂર્ણ કૃતિઓ પણ મળ્યાં; આ ઘણા લાંબા સમયથી ભુલાઈ ગયેલા પણ પરિચિત 'પ્રતીક અને સંકેત ચિહ્નો' પુસ્તકે તેના મનમાં ઘણી બધી સ્મૃતિઓને જાગ્રત કરી. ગ્લાફીરા પેત્રોવ્નાના શૃંગાર મેજમાં લાવ્રેત્સ્કીને કાળી રીબન વડે બાંધેલ નાનકડું પડીકું મળ્યું જેને કાળા લાખથી મહોરબંધ કરવામાં આવ્યું હતું અને ખાનામાં એકદમ અંદર ખોસેલું હતું. પડીકામાં સામસામી બે છબીઓ

હતી; એક છબી તેના પિતાના જુવાનીના દિવસોનું પેસ્ટલ રંગનું રેખાચિત્ર હતી, જેમાં તેમના કપાળ ઉપર લટકતા મુલાયમ વાળના ગુચ્છા અને બદામના આકારની સુસ્ત આંખો અને અધખુલ્યા હોઠ ચીતરવામાં આવ્યા હતા. બીજી છબી લગભગ તદ્દન ભૂંસાઈ ગયેલ હતી, જેમાં હાથમાં સફેદ ગુલાબવાળી, સફેદ પોશાકમાં સજ્જ, નિસ્તેજ ચહેરાવાળી સ્ત્રી ચીતરવામાં આવી હતી. આ તેની મા હતી. ગ્લાફીરા પેત્રોવ્ના કદી પોતાનું રેખાચિત્ર બનાવડાવવા તૈયાર નહોતી થઈ. "માલિક સરકાર ફ્યોદોર ઈવાનીચ, હું પોતે," અન્તોન લાવ્રેત્સ્કીને ઘણીવાર કહેતો હતો, "જોકે ત્યારે હું આ ઘરમાં નહોતો રહેતો તેમ છતાં પણ તમારા પરદાદા આન્દ્રેઈ અફનાસ્યેવિચ હજી સુધી યાદ છે; સાચું કહો તો જ્યારે તેઓ મૃત્યુ પામ્યા ત્યારે હું પૂરો અઢાર વર્ષનો પણ નહોતો. એક વખત બગીચામાં તેઓ મારી સામે આવી ગયા ત્યારે હું હજી કહી શકું છું કે હું પગથી માથા સુધી થરથર ધ્રૂજી ઊઠ્યો હતો; પણ ત્યારે તેમણે કર્યું કશું જ નહોતું, માત્ર મારું નામ પૂછ્યું અને મને તેમના ઓરડામાંથી હાથરૂમાલ લઈ આવવા માટે મોકલ્યો હતો. ખરેખર તેઓ બહુ મહાન કુલીન ગૃહસ્થ હતા—હા, અને તેઓ કદી કોઈનાથી દબાય તેવા નહોતા. આ બધાનું કારણ હતું તેમની પાસેનું ચમત્કારિક તાવીજ, તમારા પરદાદા પાસે, એથોસ પર્વતના એક જોગીએ તેમને તે ભેટ તરીકે આપ્યું હતું, આ તાવીજ. અને તેણે તેમને કહ્યું, આ જોગીએ: 'મારા માલિક, હું તમને આ ભેટ પ્રેમાળ પરોણાગત માટે આપું છું; જ્યાં સુધી તમે આ પહેરી રાખશો ત્યાં સુધી તમને કોઈ વાતનો ડર નહિ રહે.' માલિક, તમે જાણો છો કેવો સમય હતો તે: માલિક જે ઇચ્છે તે કરી શકતા હતા; કોઈક કોઈક વખત ભલા માણસના મનમાં તેમની સાથે ટક્કર લેવાની વાત આવી જતી પણ જ્યારે તે હજી માત્ર તેમની તરફ જોતો ત્યારે તેઓ તેને એટલું જ કહેતા: 'બિચારી માછલી' (તેઓ હંમેશાં આમ કહેતાં) એ તેમની પ્રિય ઉક્તિ હતી. અને તે, તમારા પરદાદા, ભગવાન તેમના આત્માને શાંતિ બક્ષે, નાનકડા લાકડાના ઘરમાં રહેતા હતા; અને જે સામાન પોતાની પાછળ છોડી ગયાની વાત હતી તેમાં ચાંદીની થાળીઓ અને બીજું શું શું નહોતું, બધાં જ ભંડારો ખચાખચ ભરેલાં હતાં! તેઓ બહુ કરકસરિયા હતા, હા. પેલી સુરાહી, જે તમે કહ્યું તમને બહુ



ગમે છે તે પણ તેમની હતી: તેઓ હંમેશાં તેમાંથી જ વોદ્કા પીતા હતા. હવે તમારા દાદા પ્યોતર આન્દ્રેઈચને લો—તેમણે પોતાના માટે પત્થરની હવેલી બંધાવી લીધી પણ કદી કંઈ સારું ન કરી શક્યા; બધું જ વેરણછેરણ થઈ ગયું અને તેમની હાલત તેમના પિતા કરતાં પણ વધારે ખરાબ થઈ ગઈ હતી, જીવનમાં કદી કોઈ સુખ ન ભોગવ્યું, પોતાની બધી જ ધનદોલત વેડફી નાંખી અને પોતાની પાછળ એવી કોઈપણ વસ્તુ છોડી નથી ગયા જેથી કોઈ તેમને યાદ કરે; તેમણે ચાંદીની ચમચી પણ પોતાની પાછળ નામ માટે છોડી નહોતી—જે કંઈ પણ બચ્યું છે તે માત્ર ગ્લાફીરા પેત્રોવ્નાની કરકસર અને કાળજીને કારણે."

"શું એ વાત સાચી છે," લાવ્રેત્સ્કી વચમાં જ બોલી પડ્યો, "કે લોકો તેને મખ્ખીચૂસ ડોસી કહેતાં હતાં?"

"હા, પણ કોણ તેમને એમ કહેતું હતું!" અન્તોને નાખુશીભર્યા સ્વરે વિરોધ કર્યો.

એક વખત વૃદ્ધે એ પૂછવાની હિમ્મત એકઠી કરી: "એક વાત જણાવશો, માલિક, અમારી માલિકણ ક્યાં છે?"

"મેં મારી પત્નીને છૂટાછેડા આપી દીધા છે," લાવ્રેત્સ્કીએ મહા પ્રયત્ને કહ્યું, "તેના વિષે ફરી કદી કશું ન પૂછતો."

"ભલે, સાહેબ," વૃદ્ધે દુ:ખપૂર્વક જવાબ આપ્યો.

ત્રણ અઠવાડિયા વીતી ગયાં પછી લાવ્રેત્સ્કી ઘોડા પર સવાર થઈને કાલીતિન પરિવારનાં લોકોને મળવા માટે ***નગર ગયો. અને સાંજ તેમની સાથે વીતાવી. લેમ્મ ત્યાં હતો; લાવ્રેત્સ્કીએ તેનામાં ઊંડો રસ લીધો. જોકે પોતાના પિતાની મહેરબાનીથી તે કોઈપણ વાજિંત્ર વગાડતો નહોતો તેમ છતાં પણ તે સંગીતનો ખરા દિલનો શોખીન હતો, અસલ, શાસ્ત્રીય સંગીત. પાન્શીન તે સાંજે કાલીતિન પરિવારમાં શામેલ થયેલો નહોતો. ગવર્નર જનરલે કોઈક કામ અંગે તેને શહેરમાંથી બહાર મોકલ્યો હતો. લીઝાએ એકલાં જ અત્યંત ચોકસાઈપૂર્વક પિયાનો વગાડ્યો; લેમ્મ અત્યંત ઉલ્લાસિત થઈ ગયો; અને જોમમાં આવીને કાગળના ટૂકડાને પાઈપની જેમ ગોળગોળ વાળીને લાકડી તરીકે વાપરી તાલ આપવાનું શરૂ કરી દીધું. માર્યા દમીત્રિયેવ્ના પહેલાં તો આ દૃશ્ય જોઈને હસી પણ પછી સૂવા જતી

રહી. તેનું કહેવું હતું કે બેથોવેન સંગીત તેના મજ્જાતંતુ માટે ઉત્તેજનાકારક હતું. અડધી રાત્રે લાવ્રેત્સ્કી લેમ્મને તેના ઘર સુધી છોડવા ગયો અને તેની સાથે ત્યાં સવારે ત્રણ વાગ્યા સુધી રોકાયો. લેમ્મે ઘણી બધી વાતો કરી; તેની વાંકી વળી ગયેલી શરીરાકૃત્તિ એકદમ ટટ્ટાર થઈ ગઈ; તેની આંખો પહોળી અને ચમકતી થઈ ગઈ; તેના માથા ઉપરના વાળ પણ સીધા સટ થઈ ગયા હતા. કેટલા લાંબા ગાળાથી કોઈએ તેનામાં રસ નહોતો લીધો અને લાવ્રેત્સ્કી સ્પષ્ટ રીતે તેનામાં રસ લઈ રહ્યો હતો, ઉત્સુકતાપૂર્વક તથા સહાનુભૂતિપૂર્વક તેને સવાલો પૂછી રહ્યો હતો. આથી વૃદ્ધનું દિલ દ્રવીભૂત થઈ ઊઠયું; તેણે અંતમાં પોતાના મહેમાનને પોતાની સંગીત રચનાઓ બતાવી, પોતાની રચનાઓનાં કેટલાંક અંશો વગાડયાં અને પોતાના દમ વિનાના અવાજમાં ગાઈને પણ સંભળાવ્યા, જેમાં શિલરનું કથાકાવ્ય 'ફ્રીદોલીન' પણ સમાવિષ્ટ હતું જેનું સંગીતઆયોજન તેણે તૈયાર કર્યું હતું. લાવ્રેત્સ્કીએ તેની પ્રસંશા કરી, કેટલીક સંગીત રચનાઓ ફરીથી ગાવાની માંગણી કરી અને છૂટા પડતાં પહેલાં તેને પોતાની સાથે આવીને થોડાંક દિવસ રહેવા માટે આમંત્રણ પણ આવ્યું. તેને વિદાય આપવા માટે ઘરમાંથી બહાર નીકળી આવેલ લેમ્મે તેનું આમંત્રણ સહર્ષ સ્વીકાર્યું અને ખરા ભાવપૂર્વક તેની સાથે હસ્તધૂનન કર્યું; પણ જ્યારે તે ભીની ભીની તાજી હવામાં, પરોઢનાં પહેલાં કિરણોમાં એકલો પડી ગયો ત્યારે તેણે પોતાની આસપાસ ચોમેર જોયું, આંખો કંઈક વિચારપૂર્વક ઝીણી કરી, તે થરથર થથરી ઊઠયો અને ગ્લાનિભર્યા ભાવ સાથે પોતાના ઓરડામાં પાછો સરકી ગયો: "કદાચ હું ભાન ભૂલી ગયો હોઈશ," તે પોતાના સખત નાના પલંગ પર આવતાં ગણગણ્યો. જ્યારે થોડાંક દિવસો પછી લાવ્રેત્સ્કી પોતાની ગાડીમાં તેને બોલાવી જવા માટે આવ્યો ત્યારે સહેજ માંદગીનું બહાનું કાઢવાનો પ્રયત્ન કર્યો પણ ફ્રોદોર ઈવાનિચ સીધો તેના ઓરડામાં ગયો અને તેને જવા માટે તૈયાર કર્યો. લેમ્મ સૌથી વધારે તો એ વાતથી પ્રભાવિત થયો કે લાવ્રેત્સ્કીએ ખાસ તેના માટે શહેરમાંથી પિયાનો મંગાવવાનો આદેશ આપ્યો હતો. તેઓ બન્ને કાલીતિન પરિવારની હવેલી તરફ ગયા અને સાંજ ત્યાં ગાળી પણ તે પહેલાં જેટલી રોચક નહોતી રહી. પાન્શીન ત્યાં હતો, તેણે પોતાના તાજેતરના પ્રવાસ



વિષેની ઘણીબધી વાતો કરી અને તે ગામના જે કુલીનોને મળ્યો હતો તેમનો અત્યંત રમૂજી રીતે મજાક ઉડાવી રહ્યો હતો અને તેમની નકલ ઉતારી રહ્યો હતો; લાવ્રેત્સ્કી હસતો રહ્યો પણ લેમ્મ એક ખૂણામાં જ ભરાઈ રહ્યો જ્યાં તે ભમરો ચઢાવીને ચૂપચાપ બેઠો હતો, તેનું સંકોચાયેલું શરીર કરોળિયાની જેમ હલચલ કરતું હતું અને છેવટે જ્યારે લાવ્રેત્સ્કી જવા ઊઠયો માત્ર છેક ત્યારે જ તેનામાં ચમક આવી. ગાડીમાં પણ વૃદ્ધ નિશ્ચલપણે મૌન અને સંકોચાયેલો રહ્યો, પણ [illegible] હૂંફાળું વાતાવરણ, સૌમ્ય હળવો પવન, ઝાંખા પડછાયાં, ઘાસ અને બર્ચની કળીઓની મહેક, તારલાં જડેલી ચંદ્રહીન રાતની શાંત શાંતિ, ઘોડાંઓની ખરીઓની ટાપોનો માપસરનો અવાજ અને તેમનો ગડગડાટ, રસ્તાના કિનારાઓનું સંપૂર્ણ જાદુ, વસંત અને રાતની મોહિની બિચારા જર્મનના આત્મા પર જાદુ કરી ગઈ હતી અને ચૂપ્પી તોડવામાં તેણે જ પહેલ કરી હતી.

## ૨૨

તેણે સંગીત વિષે, લીઝા વિષે અને એક વખત ફરી સંગીત વિષે વાત કરવાનું શરૂ કર્યું. જ્યારે તે લીઝા વિષે બોલતો હતો ત્યારે શબ્દો વધારે ધીમેથી ઉચ્ચારતો હોય તેમ લાગતું હતું. લાવ્રેત્સ્કીએ વાતચીતનું વહેણ તેની સંગીત રચનાઓ તરફ વાળ્યું અને મજાક મજાકમાં તેના માટે તેને લિબ્રેટો લખવાની માંગણી કરી.

"હંઅ, લિબ્રેટો!" લેમ્મે જવાબ આપ્યો. "ના, તે મારા બસની બહાર છે; હવે મારામાં તે તાદૃશ્ય અનુભૂતિ, કલ્પનાનું તે ઉડાણ નથી જે ઓપેરો માટે જરૂરી છે; મારી શક્તિઓ ક્ષીણ થઈ રહી છે... પણ જો હું હજી પણ કંઈ કરવા સમર્થ હોઉં તો—મને રોમાન્સ રચીને પણ આત્મસંતોષ થશે; બેશક, હું ઈચ્છીશ કે તેના શબ્દો યોગ્ય બંધબેસતા હોય..."

આટલું બોલીને તે ચૂપ થઈ ગયો અને પોતાની આંખો આસમાન તરફ ઊંચી ઉઠાવી લાંબા સમય સુધી નિશ્ચલ બેઠો રહ્યો.

"ઉદાહરણ તરીકે," તેણે થોડીવાર પછી કહ્યું, "કંઈક આ પ્રકારનું,—'એ તારલાં, આ નિષ્કલક ચમકતાં તારલાં...'"

લાવ્રેત્સ્કીએ થોડાંક તેની તરફ વળીને તેની ઉપર નજર નાખી.

"એ તારલાં, ઓ નિષ્કલંક ચમકતાં તારલાં." લેમ્મ ફરીથી બોલ્યો, "ઉપરથી તેમ નિહાળો એ બન્નેને, જે છે ન્યાયી અને જે છે અન્યાયી... પણ કેવળ નિષ્કપટ હૃદય",—કે પછી એના જેવું જ કંઈક—'સમજી શકે છે'—ના, તે નહિ—'ચાહી શકે છે તને.' "પણ હું કવિ તો નથી—ન તો હોઈ પણ શકું છું! આવાં જ પ્રકારનું કંઈક પણ કંઈક વધારે ઉદાત્ત."

લેમ્મે પોતાની હેટ માથા પર પાછળની તરફ નમાવી; સ્વચ્છ રાત્રિના ઝાંખા પ્રકાશમાં તેનો ચહેરો પહેલાં કરતાં વધારે નિસ્તેજ અને વધારે જુવાન દેખાતો હતો.

"'અને તું પણ," તેણે આગળ ચલાવ્યું, તેનો અવાજ ધીરેધીરે ડૂબતાં ગણગણાટમાં પરિવર્તિત થઈ ગયો, "તું જાણે છે કોણ ચાહે છે, કોણ ચાહી શકે છે, કારણ છે તું નિષ્કલંક છે, તું એકલો જ દિલાસો આપી શકે છે..." "ના, વાત કંઈ બરાબર જામી નહિ! હું કવિ તો નથી," તેણે કહ્યું, "ગમે તેમ, પણ કંઈ એવી જ શૈલીમાં..."

"મને અફસોસ છે કે હું પણ કવિ નથી," લાવ્રેત્સ્કીએ કહ્યું.

"પોકળ સ્વપ્નાં!" લેમ્મે કહ્યું અને ગાડીના એક ખૂણામાં લપાઈ ગયો. તેણે આંખો મીંચી લીધી જાણે તે ઊંઘવા માટે તૈયારી કરી રહ્યો હોય.

થોડીક ક્ષણો વીતી ગઈ... લાવ્રેત્સ્કીએ સાંભળ્યું... "તારલાં, નિષ્કલંક તારલાં, પ્રેમ," વૃદ્ધ ગુસપુસ અવાજે બોલ્યો."

"પ્રેમ," લાવ્રેત્સ્કીએ મનમાં ને મનમાં ફરીથી ઉચ્ચાર્યું. તે વિચારોમાં ખોવાઈ ગયો અને તેનું દિલ ભારે થઈ ગયું.

"તમે ફિદોલિન માટે સરસ સંગીત ધૂન તૈયાર કરી છે, ક્રિસ્તોફોર ફ્રોદોરિચ," તેણે મોટેથી કહ્યું. "તમારો શો ખ્યાલ છે— આ ફિદોલિન, કાઉન્ટે જ્યારે પોતાની પત્ની સમક્ષ તે ભેટ કર્યું ત્યાર પછી તે તેનો પ્રેમી બન્યો હતો, કે કેમ?"

"આ તો તમે એમ વિચારો છો," લેમ્મે જવાબ આપ્યો.



"કારણ કે કદાચ તમે એનો અનુભવ કર્યો હશે..." તે અચાનક બોલી ગયો અને મૂંઝવણમાં પડી જઈ મોં બીજી બાજુ ફેરવી લીધું. લાવ્રેત્સ્કી બળજબરી હસ્યો અને તેણે પણ મોં બીજી બાજુ ફેરવી લઈ રસ્તા તરફ જોવાનું શરૂ કર્યું.

જ્યારે ગાડી વાસીલ્યેવ્સ્કોયેમાં નાનકડી છાપરીવાળી જગ્યા પાસે આવી પહોંચી ત્યારે તારલા ઝાંખા થઈ ગયા હતા અને આસમાન ભૂખરું થવા લાગ્યું હતું. લાવ્રેત્સ્કીએ અતિથિને તેનો ઓરડો બતાવ્યો અને પોતાના અધ્યયન કક્ષમાં પાછો આવીને બારી પાસે બેસી ગયો. અત્યાર બગીચામાં બુલબુલ પો ફાટવા પહેલાંનું પોતાનું છેલ્લું ગીત ગાઈ રહી હતી. લાવ્રેત્સ્કીને કાલીતિન પરિવારના બગીચામાં ગાતી બુલબુલ યાદ આવી ગઈ; તેને બુલબુલનાં પહેલાં સૂરો સાંભળતા જ લીઝાની આંખો અંધારી બારી તરફ વળી હતી તે વખતની તેની સૌમ્ય હિલચાલ પણ યાદ આવી ગઈ. તેણે તેના વિષે વિચાર કરવાનું શરૂ કર્યું અને તેના દિલે ફરીથી રાહત અનુભવી. "નિષ્કલંક કુમારિકા," તે થોડા દબાયેલા અવાજે ગણગણ્યો; "નિષ્કલંક તારલાં," તેણે હળવા સ્મિત સાથે ઉમેર્યું અને પલંગ તરફ સરકી ગયો.

પણ લેમ્મ ઘૂંટણો ઉપર સંગીતનું પુસ્તક રાખીને લાંબા સમય સુધી પલંગ પર બેઠો રહ્યો. મીઠી અને અદ્ભુતપૂર્ણ ધૂન તેના મનમાં વારંવાર ગૂંજી ઊઠતી હતી; તેના મનમાં ખળભળાટ ઊઠતો હતો અને કોઈક જ્યોત જલતી હતી, તે તેના ઝઝૂમતા અસ્તિત્વની જડતા અને મીઠાશ અનુભવી શકતો હતો... પણ તે તેને પકડી શકતો નહોતો.

"ન તો કવિ કે ન તો સંગીતકાર," છેવટે તે બબડયો.

અને તેનું થાકેલું પાકેલું ભારે માથું તકિયામાં ધસી ગયું.

## ૨૩

બીજા દિવસે યજમાન અને અતિથિએ બગીચામાં લીંબુડીના જૂના ઝાડ નીચે બેસીને ચા પીધી.

"ઉસ્તાદ!" લાવ્રેત્સ્કીએ સાથે સાથે કહ્યું. "તમારે જલ્દી જ એક વિજયોત્સવનું કેન્ટાટા લખવું પડશે."

"કયા અવસર માટે?"

"શ્રીમાન પાન્શીન અને લીઝાનો લગ્નસમારંભ. ગઈકાલે તે તેની તરફ કેવી રીતે ધ્યાન આપી રહ્યો હતો તે તમે નોંધ્યું હતું? એમ લાગે છે કે તેઓ બન્નેની વાત તદ્દન સ્પષ્ટ અને દેખીતી છે."

"તે કદાપિ નહિ બને!" લેમ્મ બરાડી ઊઠયો.

"શા માટે નહિ?"

"કારણ કે તે અસંભવ છે. જોકે," પળવાર થોભ્યા પછી તેણે ઉમેર્યું, "દુનિયામાં દરેક વસ્તુ સંભવ છે. ખાસ કરીને તમારાં જેવાં લોકોની વચ્ચે, અહીં રશિયામાં."

"હાલ પૂરતી તેમાંથી રશિયાની વાત પડતી મૂકીએ; પણ આ લગ્નમાં ખોટું શું છે?"

"તે તદ્દન ભૂલભરેલું છે, તદ્દન ભૂલભરેલું. યેલીઝાવેતા મિખાઈલોવ્ના નિખાલસ, ઉમદા લાગણીઓવાળી, ગંભીર છોકરી છે અને તે... ટૂંકમાં સાચે સાચું કહો તો તે કળા-પ્રેમી હો-વા-નો નર્યો ઢોં-ગ કરે છે."

"પણ લીઝા તેને પ્રેમ કરે છે, એ સાચું નથી?"

લેમ્મ ઊભો થઈ ગયો.

"ના, તે તેને પ્રેમ નથી કરતી. મારો કહેવાનો ભાવાર્થ છે તે તદ્દન ભોળા દિલની છે અને પોતે જ નથી જાણતી કે પ્રેમ શું છે. માદામ ફોન કાલીતિન તેને કહે છે કે તે સારો જુવાન છે અને તે માદામ ફોન કાલીતિનાની વાત ચૂપચાપ માની લે છે કારણ કે આમ તો તેની ઉમ્મર ઓગણીસ વર્ષની હોવા છતાં તે બાળક જેવી ભોળી છે: તે સવારે પ્રાર્થના કરે છે, સાંજે પ્રાર્થના કરે છે—એ બધું તો બહુ બરાબર છે; પણ તે તેને પ્રેમ નથી કરતી. તે માત્ર તેને જ પ્રેમ કરી શકે છે જે સુંદર છે, અને તે સુંદર નથી, એટલે કે તેનો આત્મા સુંદર નથી."

લેમ્મે પોતાનું આ નાનકડું ભાષણ ચાના ટેબલની સામે આગળ પાછળ નાનાં નાનાં ડગલે આંટા મારતાં, પોતાની નજરોને જમીન પર ગાડેલી રાખતાં છટાપૂર્વક અને જોમપૂર્વક આપ્યું.



"પ્યારો ઉસ્તાદ!" લાવ્રેત્સ્કી અચાનક બોલી પડયો. "હું માનું છું કે તમે પોતે મારા સગપણની બહેનના પ્રેમમાં પડી ગયા લાગો છો."

લેમ્મ એકદમ અટકી ગયો.

"મહેરબાની કરીને," તેણે કાંપતા અવાજે શરૂ કર્યું, "આવી રીતે મારો મજાક ન ઉડાવો. હું ગાંડા જેવો નથી—હું હંમેશાં આગળ દૂર દૂર સુધી ફેલાયેલાં અંધકારની પાર જોઉં છું નહિ કે આશાભર્યા ભવિષ્યમાં."

લાવ્રેત્સ્કીનું મન તીવ્ર પશ્ચાતાપથી ભરાઈ ગયું; તેણે વૃદ્ધ લેમ્મની માફી માંગી. ચા પીધા પછી લેમ્મે પોતાનું કેન્ટાટા વગાડી સંભળાવ્યું. અને જમવાના સમય દરમિયાન લાવ્રેત્સ્કીની પહેલ ઉપર ફરીથી લીઝા વિષે વાતચીત કરવાની શરૂ કરી. લાવ્રેત્સ્કીએ અત્યંત ધ્યાનપૂર્વક અને ઉત્સુકતાપૂર્વક તેની વાતો સાંભળી.

"તમારું કહેવું શું છે, ક્રિસ્તોફોર ફ્યોદોરિચ," અંતમાં તેણે કહ્યું, "હવે અહીં દરેક વસ્તુ વ્યવસ્થિત લાગે છે; બગીચો પૂર બહારમાં ખીલ્યો છે, જો એક દિવસ માટે તેને તેની મા અને વૃદ્ધ ફોઈબા સાથે અહીં આમંત્રીએ તો કેવુંક રહેશે, હેં? આ વિચાર તમને ગમ્યો?"

લેમ્મ માથું નમાવી ચૂપચાપ ખાવા લાગ્યો.

"ભલે, બહુ સારી વાત છે," તેણે ભાગ્યે જ સાંભળી શકાય તેવા ધીમાં ગણગણાટમાં કહ્યું.

"અને આપણું કામ પાન્શીન વિના પણ ચાલી શકશે?"

"ચાલી શકશે," વૃદ્ધે લગભગ બાળસહજ સ્મિત સાથે હોંકારો ભણ્યો.

બે દિવસ પછી ફ્યોદોર ઈવાનોવિચ કાલીતિન પરિવારને મળવા ઘોડા પર સવાર થઈને શહેર તરફ રવાના થઈ ગયો.

# ૨૪

બધાં લોકો તેને ઘેર જ મળી ગયાં, પણ તે એકદમ પોતાના મનની વાત કહી ન શક્યો; તે સૌથી પહેલાં લીઝા સાથે વાતની ચર્ચા કરવા ઈચ્છતો હતો. તક પણ આપમેળે જ મળી ગઈ: દીવાનખાનામાં તેઓ બન્ને એકલાં પડયાં. તેઓ વાતચીત કરવા લાગ્યાં; લીઝા તેની સાથે ટેવાઈ ગઈ હતી—ખરેખર તો સામાન્યપણે તે કોઈનાથી શરમાતી નહોતી. તેણે તેને ધ્યાનથી બોલતી સાંભળી, તેના ચહેરાનું અધ્યયન કર્યું અને મનમાં ને મનમાં લેમ્મના શબ્દો ઉપર જતાં તેને તે સાચા લાગ્યા. ક્યારેક ક્યારેક એવું બને છે કે બે પરિચિતો જેઓ એકદમ નિકટના સંબંધો નથી ધરાવતાં તેઓ એકાએક અને ક્ષણિક રૂપે એકબીજા તરફ ખેંચાઈ આવે છે અને આ નિકટતાની અનુભૂતિ તરત જ પારસ્પરિક નજરોમાં તદ્દન મૈત્રીપૂર્ણ મલકાટો અને હાવભાવની અભિવ્યક્તિ દ્વારા વ્યક્ત કરવામાં આવે છે. લાવ્રેત્સ્કી અને લીઝા સાથે પણ બિલકુલ આમ જ બન્યું. "તો તેઓ એવા છે," જ્યારે તેણે લાવ્રેત્સ્કી તરફ માયાળુપણે જોયું ત્યારે આમ વિચાર્યું. "તો તું એવી છે," તે પણ વિચારી રહ્યો હતો. તેથી કરીને જ્યારે લીઝાએ લેશમાત્ર ખમચાટ વિના તેને એમ કહ્યું કે તે લાંબા વખતથી પોતાના મનનો ભાર હળવો કરવા ઈચ્છતી હતી પણ તેને ડર હતો કે ક્યાંક તેને માઠું ન લાગી જાય, ત્યારે લાવ્રેત્સ્કીને બહુ આશ્ચર્ય ન થયું.

"ડરો નહિ, મને કહો," તેણે જવાબ આપ્યો અને તેની સામે આવીને રોકાઈ ગયો.

લીઝાએ પોતાની નિર્મળ આંખો તેની તરફ ઊંચી ઉઠાવી.

"તમે એટલા સારા છો," તેણે શરૂ કર્યું અને એ વિચાર તેના મનમાં એકદમ દોડી ગયો: "તે ચોક્કસપણે સારા છે." "તમે મને માફ કરશો, જોકે મારે તમારી સાથે એ વાત કરવાની હિમ્મત ન કરવી જોઈએ... પણ કેવી રીતે તમે... શા માટે તમે તમારી પત્નીથી વિખૂટા પડી ગયા?"

લાવ્રેત્સ્કી એકદમ આંચકો ખાઈ ગયો, તેણે લીઝા તરફ જોયું અને તેની પાસે બેસી ગયો.



"મારી દીકરી," તેણે કહેવાનું શરૂ કર્યું, "મહેરબાની કરીને મારા તે પાલવને ન છેડ; તારા હાથ અત્યંત કોમળ જરૂર છે પણ તેનાથી પીડા તો એટલી જ થશે."

"હું જાણું છું," લીઝાએ એવી રીતે આગળ ચલાવ્યું જાણે તેણે તેની વાત જ ન સાંભળી હોય, "તેણે તમને અન્યાય કર્યો હશે, હું તેનો બચાવ કરવા નથી ઈચ્છતી; પણ ભગવાને જેમને જોડયાં છે તેને કોઈ કેવી રીતે છૂટાં પાડી શકે છે?"

"આ વિષેનાં આપણાં દૃષ્ટિકોણો એકબીજાંથી ઘણાં ઘણાં ભિન્ન છે, એલીઝાવેતા મિખાઈલોવ્ના," લાવ્રેત્સ્કીએ કંઈક અંશે કઠોરપણે આમ પ્રત્યુત્તર વાળ્યો. "આપણે એકબીજાને સમજી નહિ શકીએ."

લીઝાનો ચહેરો ઊતરી ગયો, તેના શરીરમાં જરાક કંપકપી આવી ગઈ, પણ તે ચૂપ ન રહી શકી.

"તમારે માફી આપવી જ પડશે," તે નરમાશપૂર્વક બબડી, "જો તમે માફ થવા ઈચ્છતા હો તો."

"માફી!" લાવ્રેત્સ્કી વચમાં જ બોલી ઊઠયો. "તુ જે વ્યક્તિની તરફેણમાં બોલી રહી છે તેના વિષે સૌથી પહેલાં જાણી લેવું જોઈએ! પેલી સ્ત્રીને માફ કરું, પાછી મારા ઘરમાં લાવું, પેલી પોકળ, આત્માવિહીન સ્ત્રીને અને કોણે તને કહ્યું કે તે પાછી આવવા ઈચ્છે છે? શા માટે, અરે તે તો પોતાની સ્થિતિથી સંપૂર્ણપણે સંતુષ્ટ છે... ઓફ, તેના વિષે વાત કરવાની શો ફાયદો? તેનું નામ તો તમારા હોઠો પર કદી ન ચઢવું જોઈએ. તું એટલી તો નિષ્કલંક ભોળી છે કે તું એ પણ નહિ જાણી શકે કે તે કેવા પ્રકારનું પ્રાણી છે."

"તેની નિંદા કરવી તમારે જરૂરી છે?" લીઝાએ પ્રયત્નપૂર્વક કહ્યું. તેના હાથ દેખીતી રીતે થરથર ધ્રૂજતા હતા. "તમે પોતે તેને ત્યજી દીધી હતી, ફ્યોદોર ઈવાનિચ."

"પણ હું તને કહી રહ્યો છું," લાવ્રેત્સ્કી અધીરાઈપૂર્વક વચમાં જ બોલી પડયો, "તું નથી જાણતી તે કેવું પ્રાણી છે!"

"તો પછી શા માટે તમે તેની સાથે લગ્ન કર્યાં?" લીઝાએ પોતાની નજરો નીચી નાંખતાં ધીમાં અવાજે પૂછયું.

લાવ્રેત્સ્કી એકદમ ઝડપથી ઊભો થઈ ગયો.

"શા માટે લગ્ન કર્યાં? હું નૌજુવાન અને બિનઅનુભવી હતો;

બહારી રૂપની સુંદરતા દ્વારા મુગ્ધ કરીને મને છેતરવામાં આવ્યો હતો. હું સ્ત્રીઓ વિષે જાણતો નહોતો, હકીકતમાં હું કંઈપણ જાણતો નહોતો. ભગવાન તને લગ્નની બાબતમાં વધારે ભાગ્યશાળી બનાવે! પણ, મારી વાત સાચી માન, કદી પૂરી ખાતરીપૂર્વક કંઈ પણ કહી ન શકાય."

"કદાચ હું પણ કમનસીબ રહું," લીઝાએ કહ્યું (તેનો અવાજ રૂંધાયેલો હતો); "પણ તો પછી પોતાની જાતને ભાગ્યને હવાલે સોંપી દેવી જોઈએ; કેવી રીતે એ કહેવું તે હું નથી જાણતી, પણ જો આપણે આપણી જાતને નસીબને હવાલે ન છોડી..."

લાવ્રેત્સ્કીએ પોતાના હાથની મુઠ્ઠીઓ ભીંચી લીધી અને પગ પટક્યો.

"મહેરબાની કરીને ગુસ્સે ન થાઓ, મને માફ કરો," લીઝા ઉતાવળે બોલી ઊઠી.

તે જ ક્ષણે માર્યા દ્મીત્રીયેવ્ના ઓરડામાં પ્રવેશી. લીઝા ઓરડામાંથી જવા માટે ઊભી થઈ.

"એક મિનિટ થોભી જા," લાવ્રેત્સ્કી એકાએક બોલી પડ્યો. "હું તને અને તમારી માને એક વિનંતી કરવા ઇચ્છું છું કે શું તમે બધાં મારા ઘેર આવી શકશો, ગૃહપ્રવેશના અવસર પર? તમે જાણો છો, મેં પિયાનો લઈ લીધો છે; લેમ્મ મારી સાથે રહી રહ્યો છે; લાઈલાકનાં ફૂલ ખીલી રહ્યાં છે; તમે બધાં ગામની તાજી હવામાં વિસામો લેજો અને તે જ દિવસે પાછા આવી જજો—કેમ તમે સંમત છો ને?"

લીઝાએ પોતાની મા તરફ જોયું, માર્યા દ્મીત્રીયેવ્નાએ ચહેરા પર વિષાદભર્યો દેખાવ ધારણ કર્યો; પણ લાવ્રેત્સ્કીએ તેને તેનું મોં ઉઘાડવા માટે જરા પણ સમય ન આપતાં તત્ક્ષણે જ તેના બન્ને હાથ ચૂમી લીધા; માર્યા દ્મીત્રીયેવ્ના હંમેશાં આવા હૃદયસ્પર્શી દેખાડા પ્રત્યે સહજ લાગણીવશ રહે છે અને ઓછામાં ઓછાં આવા સૌજન્યની આશા તેણે આ "ગમાર" પાસેથી નહોતી રાખી; તે થોડી નરમ પડી અને પોતાની મંજૂરી આપી. જ્યારે તે કયો દિવસ નક્કી કરવો તે વિચારી રહી હતી ત્યારે લાવ્રેત્સ્કી લીઝા પાસે ગયો અને હજી અત્યંત ભાવવિભોર થઈને તેને દબાયેલા અવાજે કહ્યું: "આભાર, તું બહુ સારી છોકરી છે; મને દુઃખ છે..." અને પાછો આવ્યો તેના



લીઝાના ચહેરા પર આનંદિત શરમાળ સ્મિત ખીલી ઊઠ્યું; તેની આંખોમાં પણ સ્મિત રમતું હતું—તે ડરતી હતી કે તેણે તેનું મન દૂભવ્યું હતું.

"વ્લાદીમિર નિકોલાઇચ આપણી સાથે આવી શકે છે?" માર્યા દ્મીત્રીયેવ્નાએ પૂછ્યું.

"ચોક્કસ," લાવ્રેત્સ્કીએ જવાબ આપ્યો, "પણ શું એ જ વધારે સારું નહિ રહે કે આ પ્રસંગ ઉપર માત્ર ઘરનાં જ લોકો હોય?"

"પણ મેં વિચાર્યું..." માર્યા દ્મીત્રીયેવ્નાએ કહેવાનું શરૂ કર્યું... "વારુ, જેમ તમારી ઇચ્છા હોય તેમ," તેણે ઉમેર્યું.

લેનોચ્કા અને શૂરોચ્કાને સાથે લઈ જવાનો નિર્ણય કરવામાં આવ્યો. માર્ફા તિમોફેયેવ્નાએ જવાની ના પાડી દીધી.

"મને ખેદ છે, મારા દીકરા," તેણે વાંધો બતાવતાં કહ્યું; "મારાં ઘરડાં હાડકાં માટે બહુ કપરું છે. એટલે દૂર સુધી જવું એ બહુ કપરું કામ છે; અને હું નથી ધારતી કે તારે ત્યાં સૂવા માટેની કોઈ જગ્યા હશે; ગમે તેમ હું અજાણી જગ્યાએ સૂઈ પણ નથી શકતી. નાનડિયાંઓને જ કૂદાકૂદ કરી આવવા દો."

લાવ્રેત્સ્કીને લીઝા સાથે એકલા પડવાની ફરી કોઈ તક ન મળી; પણ તેણે તેની તરફ એવી નજરે જોયું કે તેનાથી તેને સારું લાગ્યું, તેના ચહેરા પર શરમના શેરડા છવાઈ ગયાં અને તેને તેની ઉપર દયા પણ આવી. છૂટાં પડતી વખતે લાવ્રેત્સ્કીએ તેના હાથ જરાક જોરથી દબાવ્યા; એકલાં પડતાં લીઝા વિચારમગ્ન થઈ ગઈ.

## ૨૫

લાવ્રેત્સ્કી જ્યારે ઘેર પહોંચ્યો ત્યારે દીવાનખાનાના ઉંબરા પર તેને ઊંચો દૂબળો પાતળો, અસ્તવ્યસ્ત વાદળી કોટ પહેરેલો, [illegible] પણ સ્ફૂર્તિલા ચહેરાવાળો, અવ્યવસ્થિત થોભિયાવાળો, લાંબા સીધા નાકવાળો, અને ઝીણી સૂજેલી આંખો વાળો માણસ મળ્યો. આ મિખાલેવિચ હતો, તેનો યુનિવર્સિટીના દિવસોનો જૂનો સાથી. લાવ્રેત્સ્કી તેને પહેલાં એકદમ તો ન ઓળખી શક્યો, પણ તેનું

નામ સાંભળતાં જ તેણે તેને પ્રેમપૂર્વક બાથમાં ભીડી લીધો. મોસ્કો પછી તેમણે એકબીજાને જોયા નહોતા. પ્રશ્નો અને આવેશભર્યા ઉદ્‌ગારોની ઝડી વરસવા લાગી; લાંબા વખતથી દબાવવામાં આવેલી સ્મૃત્તિઓને ખોદી ખોદીને બહાર ઘસડવામાં આવી. જલદી જલદી એક પછી એક ચિલમ ભરીને પીતાં, વચ્ચે વચ્ચે ચાનો ઘૂંટડો ભરતાં અને પોતાના લાંબા હાથ વડે હાવભાવ દર્શવતાં મિખાલેવચે લાવ્રેત્સ્કી સમક્ષ પોતાના જીવનની ઘટનાઓ કહી સંભળાવી; તેમાં કશું વિશેષ કરીને આનંદિત કરે એવું નહોતું, તે પોતાના સાહસોમાંની સફળતાની બડાઈ હાંકી શકતો નહોતો—પણ તે એકધાર્યો લૂખું છોભીલું હાસ્ય હસતો રહ્યો. એક મહિના પહેલાં જ તેને ***શહેરથી લગભગ ત્રણસો વેર્સ્તા દૂર એક અમીર ગણોતિયાના ગોદામમાં નોકરી મળી હતી અને લાવ્રેત્સ્કીના વિદેશથી પાછા ફર્યાના સમાચાર સાંભળતાં તે પોતાના જૂના મિત્રને મળવા આટલે દૂર સુધી આવ્યો હતો. મિખાલેવિચ હજી પણ જેટલા આવેશપૂર્વક પોતાની જુવાનીના દિવસોનાં કરતો હતો એટલા જ જૂના જુસ્સા અને ઉત્સાહ સાથે આવેશપૂર્વક વાતો કરતો હતો. લાવ્રેત્સ્કીએ પોતાની બીનાઓ બતાવવાનું શરૂ કર્યું પણ મિખાલેવિચે તેને વચમાંથી જ રોકી લીધો, તે ઉતાવળે ઉતાવળે બબડયો: "મેં સાંભળી લીધું છે, મારા મિત્ર, મેં સાંભળી લીધું છે,—કોણ એવી કલ્પના પણ કરી શકતું હતું?" અને એકદમ વાતચીતને વહેણ સામાન્ય વિષયો તરફ વાળી દીધું.

"પ્રિય દોસ્ત, મારે આવતીકાલે જવું જ પડશે," તેણે કહ્યું, "જોકે આજે જો તું મંજૂરી આપે તો આપણે મોડી રાત સુધી જાગતાં રહીશું. હું એ જાણવા બહુ આતુર છું કે તારાં હાલ કેવાં છે, તારા અભિપ્રાયો, તારી માન્યતાઓ શી છે, તું શું બન્યો છે, જીવને તને શું શીખવાડયું?" (મિખાલેવિચ હજીપણ ત્રીસમા દાયકાની ભાષાશૈલી વાપરતો હતો.) "જ્યા સુધી મારી વાત છે દોસ્ત, હું તો સારો એવો બદલાઈ ગયો છું, જીવનના તરંગો મારી છાતી ઉપરથી એકદમ ઝપાટાથી વહી ગયા છે—કોણે એમ કહ્યું હતું?—જોકે સ્વભાવે હું જરાપણ નથી બદલાયો; હું હજી પણ સારામાં અને સત્યમાં માનું છું, પણ હું માત્ર માનતો જ નથી તેમાં વિશ્વાસ રાખું છું, હા, વિશ્વાસ. સાંભળ, તું જાણે છે હું કવિતા રચવામાં પણ થોડાં ઘણાં



હાથપગ મારું છું; જોકે મારાં પદ્યો બહુ કાવ્યાત્મક નથી; તેમ છતાં પણ તે સાચાં હોય છે. હું તને મારી સૌથી છેલ્લી કવિતા વાંચી સંભળાવીશ; તેમાં મેં મારા દિલની વાત દર્શાવી છે. સાંભળ." મિખાલેવિચે પોતાની કવિતા વાંચવાનું શરૂ કર્યું; તે સારી એવી લાંબી હતી અને તેની છેલ્લી પંક્તિઓ નીચે પ્રમાણે હતી:

મારું દિલ નવી લાગણીઓના સંપૂર્ણ વશમાં છે,
બાળ સમાન મારું દિલ છે:
જે બધું મેં પૂજ્યું હતું તેને ફૂંકી દીધું છે,
અને હવે પૂજી રહ્યો છું તેને જેને ફૂંકી દીધું છે.

મિખાલેવિચ જ્યારે છેલ્લી બે પક્તિઓ ઉચ્ચારી રહ્યો હતો ત્યારે લગભગ રડી પડવાની અણી પર જ હતો; તેના પહોળા ચહેરા પર ક્ષણનો આંચકો પસાર થઈ ગયો—જે ઊંડા ઉદ્વેગનો સંકેત હતો, તેનો સીધો સાદો ચહેરો ચમકી ઊઠયો. લાવ્રેત્સ્કી સાંભળતો બેસી જ રહ્યો તેની અંદર પડકારની ભાવના સળવળી ઊઠી: તે આ મોસ્કોના વિદ્યાર્થીના દૂભાયેલા અને નીરસ તેમ છતાં ખદબદતા ઉત્સાહ દ્વારા ચીડાઈ ગયો હતો. હજી પા કલાક પણ વીત્યો નહોતો તે પહેલાં જ તેમની વચ્ચે દલીલબાજી શરૂ થઈ ગઈ, એવી છેડા પ્રકારની દલીલબાજી જે માત્ર રશિયન લોકો જ કરી શકે છે. ઘણાં વર્ષો સુધી એક બીજાંથી દૂર તદ્દન ભિન્ન ભિન્ન દુનિયાઓમાં રહ્યા પછી, પોતપોતાની અસ્પષ્ટ સમજ સાથે, બીજાં લોકોના વિચારોને એક બાજુએ પડતાં મૂકી, બાલની ખાલ ઉતારતાં અને શબ્દોની ટપાટપી કરતાં, તેઓ સીધે સીધા તદ્દન ગહન વિષયો ઉપર દલીલો કરવામાં પડી ગયા અને એવી રીતે દલીલો કરવા લાગ્યા કે જાણે તે તેમના માટે જિંદગી અને મોતનો સવાલ હતો; તેઓ એટલા તો જુસ્સાપૂર્વક બૂમો પાડી રહ્યા હતા અને ઘાટાઘાટ કરી રહ્યા હતા કે ઘરમાંના બધા જ લોકો ભડકી ગયા અને બિચારો લેમ્મ, જે મિખાલેવિચના આગમનની સાથે જ પોતાના ઓરડામાં ભરાઈ ગયો હતો તે પણ ગભરાઈ ગયો અને અસંદિગ્ધપણે કંઈક કંઈક ભયની લાગણી પણ અનુભવવા લાગ્યો.

"તો પછી ત્યારબાદ તારું કહેવું શું છે? નિરાશ?" મધરાત્રિ વીતી જતાં મિખાલેવિચે ઘાંટા પાડીને કહ્યું.

"શું હું તને નિરાશ માણસ જેવો લાગું છું?" લાવ્રેત્સ્કીએ વળતો સવાલ કર્યો. "તેઓ હંમેશાં નિસ્તેજ અને માંદલાં જેવાં હોય છે—એક હાથે જ હું તને ઉપાડીને બતાઉં?"

"ભલે, ઠીક છે, જો તું નિરાશાવાદી નથી તો પછી શંકાશીલ છે, જે તેનાથી પણ વધારે ખરાબ છે." (મિખાલેવિચના ઉચ્ચારણમાં તેની માતૃભૂમિ ઉક્રાઈનની ઝલક મળતી હતી). "શંકાશીલ હોવાનો અર્થ શું છે? નસીબે યારી ન આપી—સ્વીકાર્યું; એમાં તારો દોષ નથી—જન્મથી જ તારો આત્મા ઉદ્‌વેગમય અને પ્રેમાળ હતો અને તને બળજબરીપૂર્વક સ્ત્રીઓથી દૂર રાખવામાં આવ્યો હતો; સ્વાભાવિકપણે જે સૌથી પહેલી સ્ત્રીના પરિચયમાં તું આવ્યો તેણે તને મૂરખ બનાવ્યો."

"તેણે તને પણ મૂરખ બનાવ્યો હતો", લાવ્રેત્સ્કીએ ઉદાસીનતાપૂર્વક કહ્યું.

"માન્યું, માની લીધું; હું તો નસીબનું સાધન બની ગયો હતો—જવા દે તે, અર્થ વગરનો લવારો છે તે બધો—આમાં કોઈ નસીબની વાત નથી; અસ્પષ્ટ વ્યાખ્યાની જૂની ટેવ, બીજું કંઈ નહિ. પણ આનાથી સાબિત શું થાય છે?"

"તેનાથી એ સાબિત થાય છે કે બાળપણમાં જ મને પાંગળો બનાવી દેવામાં આવ્યો."

"સારું, હવે પોતાની જાતને જરા સંભાળી લે!—તું તો મરદ છે મરદ, કેમ ખરું ને? ખરેખર, તારે કોઈની પાસે તાકાત ઊછીની માંગવા જવાની કોઈ જરૂર નથી! ગમે તેમ હોય પણ એમ કહેવાય છે કે કોઈ એક વિશેષ બનાવને સામાન્ય નિયમમાં રૂપાંતરિત નથી કરી શકાતો, એવો નિયમ જે અફર હોય."

"નિયમની વળી તેની સાથે શું નિસ્બત?" લાવ્રેત્સ્કી વચમાં બોલી પડયો. "હું નથી સ્વીકારતો..."

"ના, તે તારો નિયમ છે, તારો નિયમ..." મિખાલેવિચે પોતાનો વારો આવતાં કહ્યું.

"તું અહમવાદી છે, બસ બીજું કંઈ નહિ!" એક કલાક પછી



તે રાગડાં તાણીને બોલી રહ્યો હતો. "તું આત્મસુખની પાછળ હતો, તું જીવનમાં આત્મસુખની વાંછના કરતો હતો, તું તારા પોતાને માટે જીવવા ઈચ્છતો હતો..."

"આ આત્મસુખ એ વળી કઈ બલા છે?"

"અને ચારે બાજુએથી તું હેઠે પડયો, બધી જ વસ્તુઓ ઊલટપુલટ થઈ, ઊંધી વળી ગઈ."

"આત્મસુખ શું છે, હું તને પૂછું છું?"

"અને તે ઊંધી વળી જ જવી જોઈતી હતી. કારણ કે તેં ત્યાં પગ માટે આધાર શોધવાનો પ્રયત્ન કર્યો જ્યાં કોઈ પાયો નહોતો; કારણ કે તે તારું ઘર સરકતી રેત ઉપર ચણ્યું હતું..."

"પોતાની વાત સ્પષ્ટપણે સમજાવ, ઉપમાઓ ન ઘડ, કારણ કે હું તને સમજી શકતો નથી."

"કારણ કે, ભલે ઠીક છે, જો તું ઈચ્છે તો હસી લે—કારણ કે તારામાં વિશ્વાસ જેવું કંઈ નથી, હૃદયની હૂંફ નથી; તારી પાસે બીજું કંઈ નહિ પણ માત્ર મગજ જ છે, ખાલી તુચ્છ મગજ... તું અત્યંત અભાગી પામર છે, જૂનાં જમાનાનો વોલ્તેરીયન ભક્ત—એ સિવાય બીજું કંઈ નહિ."

"શું કહ્યું, હું—વોલ્તેરીયન ભક્ત?"

"હા, તેવો જ જેવા તારા પિતા હતા અને તને તેનો અંદેશો પણ નહોતો."

"તો પછી હું માત્ર એટલું જ કહી શકું છું કે તું ઝનૂની છે!" લાવ્રેત્સ્કી બરાડયો.

"અફસોસ!" મિખાલેવિચે હતાશપણે જવાબ આપ્યો. "કમનસીબે, હજી સુધી મને એટલી ભારે પદ્‌વી પ્રાપ્ત કરવા જેટલી લાયકાત નથી મળી..."

"હવે મને ખબર પડી કે તને શું કહેવું," મિખાલેવિચે રાતના બે વાગ્યે મોટેથી બરાડીને કહ્યું, "તું ન તો શંકાશીલ છે, ન તો નિરાશાવાદી કે ન તો વોલ્તેરીયન ભક્ત—તું એદી છે, હા, બિલકુલ બરાબર, એદી છે—પૂરેપૂરો એદી, અને તે પણ સુધરેલો એદી. સુધરેલા એદીઓ કંઈપણ કર્યા વિના હાથ પર હાથ ધરી રાહ જોતા ઊભા રહે છે, કારણ કે તેઓ કંઈપણ કરી શકતા નથી; તેઓ

વિચારી પણ શકતા નથી, પણ તું વિચારશીલ વ્યક્તિ છે, અને તું આળસુની જેમ બેસી રહે છે; તું ચુસ્ત અને સ્ફૂર્તિલો બની શકતો હતો—પણ તું નથી; તું માત્ર ભર્યા પેટે પડયો રહે છે અને કહે છે: આવું જ હોવું જોઈએ કારણ કે લોકો જે કંઈ પણ કરે છે તે બધું સાવ વાહિયાત છે, જે છેવટે ક્યાંય દોરી નથી જતું."

"તને વળી એ વિચાર ક્યાંથી આવ્યો કે હું માત્ર પડયો જ રહું છું?" લાવ્રેત્સ્કીએ વિરોધ કર્યો. "શા ઉપરથી તું એમ વિચારે છે કે મારા વિચારો એવા છે?"

"આ સિવાય, તમે બધાં લોકો, તારી આખી જાતિ," મિખાઇલોવીચે બેધડક આગળ ચલાવ્યું, "માત્ર ભણેલાં ગણેલાં એદીઓથી ભરેલી છે. તું જર્મનોની કમજોરીઓ નબળાઈઓ જાણે છે; તું જાણે છે કે અંગ્રેજો અને ફ્રેંચોમાં કઈ કઈ બુરાઈઓ છે,—અને તારી એ જ દયાપાત્ર જાણકારીને તારા શરમજનક એદીપણાને, તારી નિંદનીય આળસને યોગ્ય ઠેરવવા માટેના મુખ્ય આધાર તરીકે વાપરવામાં આવે છે. તમારામાંનાં કેટલાંક લોકો તો હકીકતમાં એ વાત પર એટલા આનંદથી ફૂલ્યાં નથી સમાતાં કે તેઓ બીજાં બધાં બુદ્ધિમાન લોકોની જેમ, કંઈ પણ કર્યાં ધર્યાં વિનાં પડયાં જ રહે છે જ્યારે બીજાઓ, મૂરખ લોકો નાહકની ધમાલ મચાવતાં રહે છે. હા સાહેબ! આપણી વચ્ચે જ એવાં કેટલાંક ચાલાક ભદ્ર લોકો છે—ધ્યાન રાખજે, હું તારી તરફ ઈશારો નથી કરતો—જે આખી જિંદગીભર કંટાળાના ઘેનમાં ડૂબેલાં રહે છે, તેનાથી ટેવાઈ જાય છે અને તેમાં એવી રીતે વળેગલાં રહે છે જેવી રીતે... જેવી રીતે સફેદ ચટણીમાં મશરૂમ," પોતાની ઉપમા ઉપર પોતે જ હસતાં મિખાલેવિચ વગર વિચારે ઉતાવળે બોલી ગયો. "ઓફ, પેલું કંટાળાનું ઘેન—તે આપણને રશિયનોને બરબાદ કરી મૂકશે! તિરસ્કરણીય એદી હંમેશાં માટે કામમાં લાગી જવાનો મનમાં માત્ર વિચાર જ કરતો રહે છે..."

"તું શા માટે આટલો ધમકાવી રહ્યો છે?"—હવે મોટેથી બોલવાનો વારો લાવ્રેત્સ્કીનો હતો. "કામ વિષે... કામ કરવા વિષે વગર વિચાર્યે મોટા મોટા રાગડા તાણી ભાષણ આપવું એ બધી બહુ



સારી વાત છે... ધમકાવવાના બદલે મારે કરવું શું એ બતાવશે તો તમારે સારું રહેશે, પોલ્તાવાનાં દેમોસ્થેનેસ!"

"બસ, તું એટલું જ જાણવા ઇચ્છે છે? જનાબ ભાઈ સાહેબ, એ તો હું કેમે કરીને ન કહી શકું; દરેક માણસે પોતાની જાતે જ તે જાણવું જોઈએ." દેમોસ્થેનેસ કરડાકીથી વળતો જવાબ આપ્યો. "જમીનદાર! જો તમને સારું લાગે તો, એક ઉમરાવ! અને તે એ પણ નથી જાણતો કે તેણે શું કરવું! તારામાં વિશ્વાસની ખોટ છે, નહિ તો તું જાણતો હોત; જ્યાં વિશ્વાસ નથી ત્યાં નિખાલસતા નથી."

"ઓછામાં ઓછો મને દમ ખાવાનો તો સમય આપ, ભલું થાય એનું; મને જરા ચોમેર નજર તો નાખવા દે," લાવ્રેત્સ્કીએ નિવેદન કર્યું.

"એક મિનિટ પણ દમ ખાવા માટે નહિ, એક સેકંડ પણ નહિ!" મિખાલેવિચે રૂઆબભર્યાં હાવભાવ સાથે વળતો જવાબ આપ્યો. "એક સેકંડ પણ નહિ! મૃત્યુ માનવીની રાહ નથી જોતું અને જિંદગીએ પણ રાહ ન જોવી જોઈએ."

"અને લોકોએ કેવા સમય માટે, કેવી જગ્યા માટે પોતાના મગજમાં એદીઓ બનવાની વાત ભરી લીધી છે!" પરોઢિયે ચાર વાગ્યે તે એકદમ બરાડી ઊઠયો. હવે તેનો અવાજ ઘાંટા પાડી પાડીને થોડોક ઘોઘરો થઈ ગયો હતો. "અહીં! અત્યારે! રશિયામાં! જ્યારે દરેકે દરેક વ્યક્તિએ પોતાની ફરજ બજાવવાની છે, ભગવાનનાં પ્રત્યે, રાષ્ટ્ર અને પોતાની જાત પ્રત્યે એક ગંભીર ઉત્તરદાયિત્વ નિભાવવાનું છે! આપણે નિષ્ક્રિયપણે સૂઈ રહ્યા છે જ્યારે સમય હાથતાળી દઈને ચૂપચાપ સરકી રહ્યો છે; આપણે નિષ્ક્રિયપણે સૂઈ રહ્યા છીએ..."

"હવે મને એક વાત સ્પષ્ટપણે કહેવા દે," લાવ્રેત્સ્કીએ કહ્યું, "કે આપણે અત્યારે સૂઈ નથી રહ્યા પણ બીજાંઓને સૂવાં નથી દઈ રહ્યા, એમ કહેવું જોઈએ. આપણે કૂકડાંઓની જેમ ચીસો પાડી રહ્યા છીએ, સાંભળ, પેલો ક્યાંક ત્રીજો કૂકડો તો કૂકડેકૂક નથી કરી રહ્યો કે શું?"

આ મજાક પર મિખાલેવિચ મનમાં ને મનમાં હસી પડયો અને

તે શાંત થઈ ગયો. "સારું, તો આવતી કાલ સુધી," તેણે સસ્મિત કહ્યું અને પોતાની ચિલમ બાજુએ મૂકી.

"આવતી કાલ સુધી," લાવ્રેત્સ્કીએ શબ્દો ફરીથી ઉચાર્યા. પણ મિત્રો કલાક કરતાં પણ વધારે વાર સુધી ગપ્પાં મારતા રહ્યા... ગમે તેમ પણ હવે તેમના અવાજ પહેલાં જેટલા ઊંચા ચઢેલા નહોતા, તેમની વાતચીત શાંત અને ઉદાસ હતી, તેનું દુ:ખ નાજુક હતું.

મિખાલેવિચ લાવ્રેત્સ્કીનાં તેને રોકી રાખવામાં લાખ પ્રયત્ન કરવા છતાં પણ બીજા દિવસે જતો રહ્યો. ફ્યોદોર ઇવાનોવિચ તેને રોકાવા માટે દબાણ ન કરી શક્યો; પણ તેઓને મનભરીને વાતો કર્યાનો સંતોષ હતો. એમ લાગતું હતું કે મિખાલેવિચ પાસે પોતાની પર ખર્ચ કરવા ફૂટી કોડી પણ નહોતી. ગઈકાલે સાંજે તેનામાં બહુ લાંબી ગરીબીના સ્પષ્ટ સંકેતો અને ટેવો જોતાં લાવ્રેત્સ્કીને બહુ ખેદ થયો હતો; તેનાં જૂતાંની એડીઓ ઘસાઈ ગઈ હતી. તેના કોટની પીઠનું એક બટન ગાયબ હતું; તેના હાથ દસ્તાનાઓથી ટેવાયેલા નહોતા; તેના વાળમાં ધૂમ બાઝેલી હતી. ત્યાં પહોંચતાં તેને એ પૂછવાનો વિચાર સુદ્ધાં મનમાં ન ઊઠયો કે તેને નહાવું છે કે નહિ, અને ખાણા સમયે તેણે ખાઉધરાની જેમ ખાધું હતું, માંસની બોટીઓને હાથ વડે ખેંચી ખેંચીને તથા હાડકાંને પોતાના મજબૂત ગંદા દાંત વડે ચબડ ચબડ ચાવીને, એ પણ વાત જાણવામાં આવી કે સરકારી નોકરીમાંથી તેને કંઈ મળ્યું નહોતું, તેની બધી જ આશાઓ હવે પોતાના હાલના માલિક ઉપર કેન્દ્રિત થયેલી હતી જેણે તેને માત્ર એટલા માટે નોકરીમાં લીધો હતો કે ઓફિસમાં "એક ભણેલો ગણેલો માણસ" હોવો જોઈએ. તેમ છતાં પણ મિખાલેવિચ જરાપણ અસ્વસ્થ નહોતો અને દરેક વસ્તુથી વિરક્ત, આદર્શવાદી અને કવિના જેવા જિંદગી જીવતો હતો, તે માનવીની નિયતિ અને પોતાના કામકાજ ઉપર ગંભીરપણે ફિકરમંદ અને ચિંતાતુર રહેતો હતો અને પોતાની જાતને (એ બધાંથી ઉપર રાખવા) જીવતી રાખવા અને ભૂખથી ન સરવા દેવા પ્રત્યે બહુ ઓછું ધ્યાન આપતો હતો. મિખાલેવિચ પરણેલો નહોતો પણ અગણિત વાર પ્રેમમાં પડી ચૂક્યો હતો અને પોતાનાં પ્રેમનાં બધાં જ પાત્રો ઉપર કવિતાઓ લખી હતી. એક વિશેષ કરીને પ્રેરણામય આવેશયુક્ત કાવ્ય કોઈ રહસ્યમયી



"પોલીશ મહિલા"ને સમર્પિત હતું. ...સાચું પૂછો તો, એવી અફવાઓ ફેલાયેલી હતી કે કાળા લાંબા વાળવાળી આ પોલીશ મહિલા યહૂદી સ્ત્રી સામાન્ય હતી અને ઘણા બધા હયદળનાં ઓફિસરોથી પરિચિત હતી. પણ તેનો વિચાર કરવામાં આવે તો તે પણ કંઈ ગણતરીમાં આવે તેમ નહોતું.

મિખાલેવિચની લેમ્મ સાથે ન બની; તેની અશાંતિ ઉપજાવનાર વાતચીત અને તોછડાઈભરી વર્તણૂકે જર્મનને ભયગ્રસ્ત કરી મૂક્યો હતો જે આવી રીતભાતથી જરાપણ ટેવાયેલો નહોતો... એક ગરીબ ભિખારી બીજા ગરીબ ભિખારીને દૂરથી જ ઓળખી કાઢવામાં બહુ ઝડપી હોય છે પણ ઘડપણમાં તેઓ ભાગ્યે જ મિત્રો બની શકે છે અને તેમાં ભાગ્યે જે કોઈ આશ્ચર્યની વાત છે: તેમની પાસે એકબીજા સાથે ભાગ પડાવવા માટે સમાન એવું કશું જ નથી; આશાઓ પણ નથી.

છૂટા પડતાં પહેલાં મિખાલેવિચે લાવ્રેત્સ્કી સાથે એકબીજી વાર લાંબી વાતચીત કરી, તેણે ભાવિની આગાહી કરતાં જણાવ્યું કે જો તે સાનમાં નહિ આવે તો તે પાયમાલ થઈ જશે, તેણે તેને પોતાનાં પોતાના કલ્યાણ તરફ ગંભીર ધ્યાન આપવા માટે અનુરોધ કર્યો, એ તેમ કરતાં પોતાને આદર્શ ઉદાહરણ તરીકે આગળ લઈ આવ્યો કે આપત્તિઓની ભયંકર આગમાં તેણે પોતાની જાતને શુદ્ધ કરી લીધી હતી અને એ જ સૂરમાં ઘણીવાર ફરી ને ફરી કહ્યું કે તે બહુ સુખી માનતો હતો અને પોતાની જાતને આસમાનમાં મુક્તપણે વિહરતાં પક્ષીઓ અને ખીણનાં કમળો સાથે સરખાવી...

"ગમે તેમ, કાળું કમળ," લાવ્રેત્સ્કીએ કહ્યું.

"ચાલ હવે રહેવા દે મારા દોસ્ત, વરણાગિયો ન થા," મિખાલેવિચે આમ પ્રત્યુત્તર વાળ્યો, "તારે તો ભગવાનનો પાડ માનવો જોઈએ કે તારી રગોમાં પણ સામાન્ય વર્ગનાં પ્રામાણિક લોકો જેવું જ લોહી વહી રહ્યું છે. હું માનું છું કે તને તારી ભાવશૂન્યતામાંથી બહાર ઘસડી લાવવા માટે કોઈક પવિત્ર દિવ્ય સ્ત્રીની જરૂર છે."

"આભાર, મારા દોસ્ત," લાવ્રેત્સ્કીએ કહ્યું, "આ દિવ્ય સ્ત્રીઓથી હું લગભગ બહુ ધરાઈ ગયો છું."

"ચૂપ રહે, તું સિનીક ક્યાંકનો!" મિખાલેવિચ ખોટું ઉચ્ચારણ બરાડયો.

"સિનિક," લાવ્રેત્સ્કીએ તેનું ઉચ્ચારણ સુધારતાં કહ્યું.

"બિલકુલ એમ જ, સિનીક," મિખાલેવિચે નિ:સંકોચપણે ફરીથી ઉચ્ચાર્યું.

ઘોડાગાડીમાં બેસી ગયા પછી પણ તેનું વાતચીત કરવાનું ચાલુ હતું, જ્યાં તેની સપાટ, પીળા રંગની અને વજનમાં એકદમ હલકી સૂટકેસ લાવીને મૂકવામાં આવી દીધી હતી. તેણે સ્પેનીશ ઢબનો તાપખીરિયા રંગના કોલરવાળો અને સિંહનાં પંજાઓનાં આકારમાં લાગેલી બિલ્લાની પટ્ટીવાળો ખૂલતો ડગલો પહેરેલો હતો. તે રશિયાના ભવિષ્ય ઉપર પોતાના વિચારોનું વિસ્તૃત વિવરણ કરતો રહ્યો અને પોતાનો શામળો હાથ હવામાં એવી રીતે હલાવતો રહ્યો જાણે ભવિષ્યની સુખસમૃદ્ધિનો બીજ વિખેરી રહ્યો હોય. અંતમાં ઘોડા ચાલી નીકળ્યા... "મારા ત્રણ છેલ્લા શબ્દો યાદ રાખજે," તેણે ગાડીમાંથી શરીર બહાર કાઢીને સમતુલન જાળવતાં બૂમ પાડીને કહ્યું, "ધર્મ, પ્રગતિ, માનવતા!.. આવજે!" આંખો પર ઊતરી આવેલી ટોપીવાળું તેનું માથું અદૃશ્ય થઈ ગયું. લાવ્રેત્સ્કી પગથિયાં પર એકલો રહી ગયો અને જ્યાં સુધી ઘોડાગાડી નજરોથી ઓઝલ ન થઈ ત્યાં સુધી રસ્તા તરફ એકી નજરે તાકતો રહ્યો. "હું માનું છું તે સાચો છે," ઘરમાં પાછાં જતી વખતે તેણે વિચાર્યું: "હું માનું છું હું એદી છું." મિખાલેવિચે જે કંઈ કહ્યું હતું તેમાંથી ઘણું બધું તેના દિલમાં દુર્નિવારપણે ઘૂસી ગયું હતું જોકે તેણે તેની સાથે દલીલો કરી હતી અને અસહમત પણ થયો હતો. જો કોઈપણ માનવી પ્રામાણિક અને સારો છે તો કોઈ પણ તેની સામે ટકી શકતું નથી.

## ૨૯

બે દિવસ પછી માર્યા દ્મીત્રિયેવ્ના બધાં બાળકોને લઈને પોતાનાં વાયદા પ્રમાણે વાસિલ્યેવ્સ્કોયે આવી પહોંચી. નાની છોકરીઓ



લીપી બગીચામાં દોડી ગઈ જ્યારે માર્યા દ્મીત્રિયેવ્ના સુસ્તપણે ઓરડાઓમાં આંટા મારતી રહી અને સુસ્તપણે દરેક વસ્તુની પ્રશંસા કરતી રહી. લાવ્રેત્સ્કીને ત્યાં આવવાને તે તેના ઉપર પોતાની બહુ મોટી મહેરબાની સમજતી હતી, લગભગ બિલકુલ તેવી રીતે જાણે કોઈ દાનધર્મનું કામ હોય. જ્યારે અન્તોન અને અપ્રાક્સેયાએ જમીનદારોનાં નોકરોની યુગો જૂની ઢબથી તેના હાથ ચૂમ્યા ત્યારે તે મહેરબાનીપૂર્વક હસી અને હોંશ વિનાના એકદમ ધીમા અવાજે ચાની માંગણી કરી. વિશેષ પ્રસંગ માટે ગૂંથેલાં સફેદ દસ્તાનાં પહેરેલો અન્તોન મનમાં ને મનમાં એ વાત ઉપર ચીડે ભરાયો કે અતિથિ મહિલાને ચા લાવ્રેત્સ્કીના ભાડૂતી નોકરે આપી, જેનામાં અન્તોનના મત પ્રમાણે યોગ્ય આચાર-વ્યવહારની કોઈ આવડત નહોતી. પણ ખાણા સમયે અન્તોન એકદમ સાવધ થઈ ગયો: તેણે માર્યા દ્મીત્રિયેવ્નાની ખુરશી પાછળ અડગપણે જગ્યા લઈ લીધી અને પોતાની જગ્યા બીજા કોઈને ન આપી. વાસીલ્યેવ્સ્કોયેમાં મહેમાનોના આવવાના અસામાન્ય દૃશ્યથી ખુદ અત્યંત હરખાયેલો અને મૂંઝાયેલો થઈ ગયો હતો: એ જોઈને તેના દિલમાં આનંદ ઊઠી રહ્યો હતો કે તેનો માલિક કેવાં સરસ ભદ્ર માણસ સાથે ઘરોપાની, દોસ્તીની વાતો કરતો ઊઠે છે, બેસે છે. તે દિવસે આવેશની સ્થિતિમાં રહેનાર તે માત્ર એકલો જ નહોતો: લેમ પણ કંઈક ધાંધલમાં હતો. તે છીંકણી રંગના ટૂંકા કોટમાં સજ્જ હતો, તેણે પોતાનો ગળપટ્ટો ગરદન ફરતે કસીને ખેંચેલો હતો; અને વારંવાર પોતાનું ગળું ખોંખારીને સાફ કરતો હતો, તથા અતિશય મિલનસારપણાનાં હાવ ભાવ સાથે લોકો માટે રસ્તો કરતો હતો. લાવ્રેત્સ્કીએ એ નોંધતાં સંતોષ થયો કે ગાઢ મિત્રતાની લાગણી જે તેની અને લીઝાની વચ્ચે ઉદ્‌ભવી હતી તે હજી સુધી કાયમ હતી: જે ક્ષણે તે અંદર આવી ત્યારે તેણે મૈત્રીપૂર્ણ રીતે પોતાનો હાથ લંબાવ્યો હતો. ખાણા પછી લેમ્મે પોતાના કોટના ખિસ્સામાંથી એક પેકેટ બહાર કાઢ્યું, જ્યાં તે આખો વખત ફંફોસતો રહ્યો હતો. તે એક સંગીત લિપિનું હતું. તેણે પોતાના હોંઠ ભીંચીને તે સંગીત લિપિ ચૂપચાપ પિયાનો પર મૂકી દીધી. એક "રોમાંસ" રચના હતી, જે તેણે ગઈકાલ સાંજે જૂની ઢબના કેટલાક શબ્દોના આધાર પર રચી હતી જેમાં તારલાંઓનો આડકતરો ઉલ્લેખ કર્યો હતો. લીઝાએ તત્કાળ પિયાનો પાસે

બેસીને તે વગાડવાનું શરૂ કર્યું... અફસોસ! સંગીત રચના અત્યંત જટિલ અને નિરાશાજનક સીમા સુધી મુશ્કેલ નીકળી, સંગીતકારે કંઈક અત્યંત ગહન અને આવેશવાળા ભાવોદ્‌ગાર વ્યક્ત કરવાનો અથાક પ્રયત્ન કર્યો હતો પણ નિષ્ફળ રહ્યો હતો; તેમાં પ્રયત્ન જરૂર હતો પણ એ સિવાય બીજું કશું નહોતું. લાવ્રેત્સ્કી અને લીઝા બન્નેએ તે અનુભવ્યું અને લેમ્મ પણ તે સમજી ગયો—કારણ કે એક શબ્દ પણ બોલ્યા વિના તેણે સંગીતરચના પાછી ખિસ્સામાં મૂકી દીધી હતી તથા ફરીથી તે વગાડવા માટેના લીઝાના સૂઝાવ પર તેણે માત્ર માથું ધુણાવ્યું અને અર્થપૂર્ણ ઢંગે કહ્યું: "બસ એટલું જ પૂરતું છે!"—પોતાના ખભા ઊંચક્યા અને સંકોચાઈને ત્યાંથી દૂર ખસી ગયો.

સાંજ ઢળતાં આખી મંડળી માછલાં પકડવાં ગઈ. બગીચાની એકદમ નીચેની તરફ તળાવ હતું. તે કાર્પ અને ગ્રાઉંડલિંગ માછલાંથી ભરેલું હતું. માર્યા દ્‌મીત્રિયેવ્નાને કિનારા પાસે છાંયડામાં આરામખુરશી ઢાળી બેસાડવામાં આવી, તેના પગ પાસે ગાલીચો પાથરી દેવામાં આવ્યો અને તેને સૌથી સરસ ગલ પકડાવવામાં આવી. જૂના અનુભવી માછલાં પકડનાર તરીકે અન્તોન સંપૂર્ણપણે તેની સેવામાં લાગી ગયો. તે ગલની દોરી સાથે ઝઝૂમતો રહ્યો, તેણે ગલની આંકડીઓનાં ભક્ષ્ય ભેરવ્યું, તેના લાગેલા કીડાને થપથપાવ્યો, તેની ઉપર થૂંક્યો અને શરીરના મોહક વળાંક સાથે દોરી પણ અંદર ફેંકી. તેના તે દિવસના આચરણ વિષે લાવ્રેત્સ્કી સમક્ષ પોતાની બોર્ડીંગ સ્કૂલવાળી ફ્રેંચ ભાષામાં માર્યા દ્‌મીત્રિયેવ્નાએ કહ્યું: "આજકાલના નોકર પહેલાં જેવા નથી રહ્યા". લેમ્મ બન્ને નાનકડી છોકરીઓ સાથે થોડે વધારે આગળ બંધની નજીક ગયો; માછલાં વારંવાર ભક્ષ્ય તરફ આવતાં હતાં; જ્યારે ગલની દોરી ખેંચવામાં આવતી ત્યારે હવામાં સોનેરી અને રૂપેરી કાર્પ માછલાં ચમકતાં હતાં; નાની છોકરીઓ અવિરતપણે આનંદિત થઈને કિકિયારીઓ કરતી રહી. માર્યા દ્‌મીત્રિયેવ્નાએ પણ બે વાર હળવી દબાયેલી કિકિયારી કરી હતી. લાવ્રેત્સ્કી અને લીઝાએ સૌથી ઓછી વાર આંકડિયો ખેંચી; એનું કારણ કદાચ એ હતું કે તેઓ માછલાં પકડવામાં બીજાં બધાં કરતા ઓછું ધ્યાન આપતાં હતાં અને પોતાની ગલને છેડે બાંધેલાં બૂચનાં કડાંને કિનારા સુધી ઉપર આવી જતાં દેતાં હતાં.



ઊંચા ઊંચા લાલાશ પડતાં સરોડાં તેમની ફરતે કોમળ અવાજે સરસરાટ કરી રહ્યાં હતાં, તળાવનું સ્થિર પાણી સૌમ્યપણે ઝબૂકી રહ્યું હતું, તેઓના બોલવાનો અવાજ ધીમો હતો. લીઝા એક નાના તરાપા ઉપર ઊભી હતી; લાવ્રેત્સ્કી નેતરના વૃક્ષના ઝૂકેલાં થડ ઉપર બેઠો હતો; લીઝાએ સફેદ પટ્ટાવાળા કમરબંધવાળો સફેદ પોશાક પહેર્યો હતો; તેના એક હાથમાં નેતરની ટોપી ઝૂલી રહી હતી અને બીજા હાથે કમાન જેવી કસેલી ગલ અને દોરીવાળી લાકડી પકડી હતી. લાવ્રેત્સ્કી કંઈક અંશે કઠોર રેખાકૃતિવાળા ચહેરે સ્પષ્ટપણે તેની તરફ, તેના કાનની પાછળ કસીને બાંધેલાં વાળ તરફ, તેના બાળક જેવા કોમળ ગાલ જેને સૂરજનાં કિરણો ચૂમી રહ્યાં હતાં તેની તરફ એકીનજરે તાકી રહ્યો હતો અને વિચારતો હતો: "અરે વાહ, મારા તળાવની પાસે ઊભેલી તું કેટલી મોહક લાગે છે!" લીઝા મોં ફેરવીને એવી નજરે પાણી તરફ તાકી રહી હતી કે જેથી તેની નજરો જાણે ઝીણી કરતી કે હસતી હોય એમ લાગતું હતું. નજીકનું લીંબુડીનું ઝાડ તેમની ઉપર પોતાનો છાયડો ફેંકી રહ્યું હતું.

"તમે જાણો છો," લાવ્રેત્સ્કીએ શરૂઆત કરી, "હું આપણી ગઈ વખતની વાતચીત વિષે ખૂબ વિચારતો રહ્યો અને એ નિષ્કર્ષ પર આવ્યો કે તમે ખૂબ ખૂબ ભલી છોકરી છો."

"અરે, હું તમને એવી છાપ આપવા નહોતી ઇચ્છતી કે..." લીઝાએ કહેવાનું શરૂ કર્યું અને ગૂંચવણમાં પડી ચૂપ થઈ ગઈ.

"તમે ખૂબ ભલી સારી છોકરી છો," લાવ્રેત્સ્કીએ ફરીથી કહ્યું. "હું તો તદ્દન અણઘડ જેવો છું, પણ હું કલ્પના કરી શકું છું કે દરેકે દરેક વ્યક્તિને તમે સારાં લાગો એવા છો. ઉદાહરણ તરીકે લેમ્મને જ લો; તે તો સાચું કહો તો તમારા પ્રેમમાં ગાંડો જ થઈ ગયો છે."

લીઝાનાં ભવાંમાં વળ તો ન ચડયાં પણ તે ફડકી જરૂર ઊઠયાં; જ્યારે પણ કોઈ અણગમતી વાત સાંભળતી ત્યારે હંમેશાં એ પ્રમાણે કરતી હતી.

"આજે મને તેના ઉપર બહુ દયા આવી તેના અભાગી રોમાન્સ માટે," લાવ્રેત્સ્કી એકદમ ઉતાવળે બોલ્યો, "જુવાનીમાં અકુશળ થવું સહન કરી શકાય તેમ છે; પણ વૃદ્ધાવસ્થામાં અસમર્થ થઈ જવું એ

બહુ જ દુ:ખની વાત છે. સૌથી ખરાબ વાત એ છે કે માણસ એ નથી અનુભવી શકતો કે તેની શક્તિઓ જવાબ આપી રહી છે. વૃદ્ધને આનાથી બહુ કષ્ટ પહોંચ્યું હશે... જરા જો તો, ત્યાં માછલી ફસાઈ રહી લાગે છે... મેં સાંભળ્યું છે," પળવાર થોભીને લાવ્રેત્સ્કીએ કહ્યું, "કે વ્લાદીમિર નિકોલાઇચે બહુ સરસ ગીત રચ્યું છે."

"હા," લીઝાએ જવાબ આપ્યો, "કોઈ ખાસ વાત નથી, પણ સારું છે."

"તમારો શો અભિપ્રાય છે", લાવ્રેત્સ્કીએ પૂછ્યું, "શું તે સારો સંગીતકાર છે?"

"હું વિચારું છું તેમનામાં સંગીત માટે કુદરતી બક્ષિસ છે પણ હજી સુધી તેમણે તેની તરફ ગંભીરપણે ધ્યાન નથી આપ્યું."

"ઠીક, અને એક વ્યક્તિ તરીકે, તમે તેને સારી વ્યક્તિ કહેશો?"

લીઝા હસી અને ફ્યોદોર ઇવાનિચ તરફ એકદમ ઉતાવળે નજર નાખી.

"કેવી વિચિત્ર વાત તમે પૂછો છો!" પોતાની ગલને ખેંચીને ફરી પાછી પાણીમાં ફેંકતાં તેણે મોટેથી કહ્યું.

"શા માટે વિચિત્ર? હું તેના વિષે એક માણસ તરીકે પૂછું છું જે હમણાં હમણાં જ અહીં એક સગા તરીકે આવ્યો છે."

"સગા તરીકે?"

"હા, હું માનું છું કે સંબંધમાં હું તમારા કાકા થઉં છું."

"વ્લાદીમિર નિકોલાઇચ બહુ ભલા દિલના છે," લીઝાએ કહ્યું. "તે બહુ હોશિયાર છે, માને તેઓ બહુ ગમે છે."

"તમને તેઓ ગમે છે?"

"તેઓ બહુ સારા માણસ છે; શા માટે મને તેઓ ન ગમે?"

"આહ!" લાવ્રેત્સ્કી બડબડ્યો અને ચૂપ થઈ ગયો. તેના ચહેરા પર ઉદાસી અને તિરસ્કારના મિશ્ર ભાવો ઝબૂકી ઊઠ્યા. તેની એકટક નજરે લીઝાને ગૂંચવણમાં નાખી દીધી પણ તે હસતી રહી. "ખેર, ભગવાન તેમને બેઉને સુખી રાખે!" થોડીવાર પછી તે જાણે પોતાની જાત સાથે વાત કરતો હોય તેમ ગણગણ્યો અને પોતાનું મોં બીજી બાજુ ફેરવી લીધું.

લીઝાના મોં પર શરમનાં માર્યે શેરડા પડી ગયા.



"તમે ભૂલ ખાઓ છો, ફ્યોદોર ઇવાનિચ," તેણે કહ્યું, "તમારે એમ વિચારવું ન જોઈએ... પણ તમને વ્લાદીમિર નિકોલાઇચ નથી ગમતા?" તેણે એકાએક પૂછ્યું.

"ના, મને તેઓ નથી ગમતા."

"શા માટે?"

"હું માનું છું કે તેની પાસે દિલ જ નથી."

લીઝાના ચહેરા પરથી મલકાટ દૂર થઈ ગયો.

"તમારામાં લોકોને બહુ કઠોરતાપૂર્વક પારખવાની ટેવ લાગે છે," તેણે થોડીવાર સુધીના વિરામ પછી કહ્યું.

"હું એમ નથી વિચારતો. જ્યારે મને પોતાને જ બીજાંની દયાની જરૂર છે ત્યારે મને લોકોને બહુ કઠોરતાપૂર્વક પારખવાનો શો હક્ક છે? કે પછી તમે એ વાત ભૂલી ગયા છો કે હું બધાંને માટે હાંસીપાત્ર બનેલો છું?.. અરે હા," તેણે ઉમેર્યું, "તમે તમારું વચન પાળ્યું?"

"કયું વચન?"

"તમે મારા માટે પ્રાર્થના કરી હતી?"

"હા, મેં કરી હતી અને હું દરરોજ તમારા માટે પ્રાર્થના કરું છું. પણ મહેરબાની કરીને તેનો મજાક ન ઉડાવશો."

લાવ્રેત્સ્કીએ લીઝાને એ ખાતરી આપવાના શરૂઆત કરી કે એ અપમાન કરવાનો વિચાર સુદ્ધાં તેના મગજથી કોસો દૂર હતો અને બીજાં લોકોની શ્રદ્ધાઓ માટે તેને ઊંડો આદર હતો; પછી તે ધર્મ ઉપર વિવેચન કરવા લાગ્યો, માનવ ઇતિહાસમાં તેનું સ્થાન, ખ્રિસ્તી ધર્મના મહત્ત્વ વિષે પોતાના વિચારો વ્યક્ત કરવા લાગ્યો...

"માનવીને માટે ખ્રિસ્તી થવું જરૂરી છે." લીઝાએ થોડાંક પ્રયત્નપૂર્વક કહેવાનું શરૂ કર્યું, "એટલા માટે નહિ કે તેને દૈવી... અને દુન્યવી... જ્ઞાનનો બોધ થાય પણ એટલા માટે કે દરેકે દરેક માનવી એક દિવસ મૃત્યુ પામવાનો જ છે."

લાવ્રેત્સ્કીએ આશ્ચર્યમાં લીઝા તરફ જોયું અને તેની તાકતી નજરોમાં નજરો પરોવી.

"તમે હમણાં જ પેલો કયો શબ્દ કહ્યો?"

"તે શબ્દ મારો નથી," લીઝાએ જવાબ આપ્યો.

"તમારો નથી... પણ તમે મૃત્યુની વાત શા માટે કરી?"

"હું નથી જાણતી. હું ઘણીવાર તેના વિષે વિચારું છું."

"ઘણીવાર?"

"હા."

"હમણાં તમારી તરફ જોતાં કોઈ પણ એ વાત માની ન શકે: તમારો ચહેરો કેટલો તેજસ્વી અને ખુશખુશાલ દેખાય છે, તમે હસી રહ્યાં છો..."

"હા, હું અત્યારે બહુ ખુશ છું," લીઝાએ તદ્દન ભોળા ભાવે જવાબ આપ્યો.

લાવ્રેત્સ્કીએ પ્રબળ ઈચ્છા થઈ કે તે તેના બન્ને હાથ પકડી લે અને તેમને જોરથી દબાવી દે...

"લીઝા, લીઝા," માર્યા દ્મીત્રિયેવ્નાએ બૂમ પાડી, "અહીં આવ, જો મેં કેવી કાર્પ માછલી પકડી છે!"

"હમણાં આવી, મા," લીઝાએ જવાબ આપ્યો અને લાવ્રેત્સ્કીને નેતરના વૃક્ષ પર બેઠેલો છોડીને તેની પાસે ગઈ. "હું તો તેની સાથે એવી રીતે વાતચીત કરું છું જાણે મારી જિંદગી લગભગ પૂરી જ ન થઈ ચૂકી હોય," તે વિચારમાં ગરકાવ થઈ ગયો. જતાં પહેલાં લીઝાએ પોતાની હેટ એક ડાળખી ઉપર લટકાવી દીધી હતી; લાવ્રેત્સ્કી તે હેટ તરફ, તેની થોડીક કરચલીઓવાળી રીબનો તરફ કંઈક વિચિત્ર અને લગભગ પ્રેમાળ લાગણીપૂર્વક તાકતો રહ્યો. થોડી જ વારમાં જ લીઝા પાછી આવી અને તરાપા ઉપર પોતાની જગ્યાએ ગોઠવાઈ ગઈ.

"શા માટે તમે એમ વિચારો છો કે વ્લાદીમિર નિકોલાઈચમાં દિલ જ નથી?" થોડીક ક્ષણો પછી તેણે પૂછ્યું.

"હું તમને કહી ચૂક્યો છું કે કદાચ હું ભૂલ ખાતો હોઈશ, પણ ગમે તેમ સમય જ એ બતાવશે."

લીઝા વિચારોમાં ખોવાઈ ગઈ. લાવ્રેત્સ્કીએ વાસીલ્યેવ્સ્કોયેમાં પોતાની જિંદગી વિષે, મિખાલેવિચ, અન્તોન વિષે વાતો કરવાનું શરૂ કર્યું; તે લીઝા સાથે વાતચીત કરવાની જરૂરિયાત અનુભવતો હતો; તેના દિલમાં જે કંઈ પણ ઊઠી રહ્યું હતું તે બધું જ તેને કહેવાની જરૂર અનુભવતો હતો; તે અત્યંત આકર્ષક અને ધ્યાનમગ્ન શ્રોતા



હતી; તેનાં અસામાન્ય ટીકાઓ અને અભિપ્રાયો તેને તદ્દન સરળ અને આનંદપણ ભર્યાં લાગતાં હતાં. તેણે તેને એ વાત પણ તેને કહી દીધી.

લીઝા દંગ રહી ગઈ.

"ખરેખર?" તેણે કહ્યું. "અને હું હંમેશાં એ છાપ હેઠળ હતી કે મારી નોકરાણી નાસ્ત્યાની જેમ મારા **પોતાના** કહેવાય તેવા કોઈ શબ્દો નહોતા. એક વખત તેણે પોતાના પરણેતરને કહ્યું હતું: 'તને મારી સાથે કંટાળો આવતો હશે; તું હંમેશાં મારી સાથે કેટલી સારી રીતે વાત કરે છે. જ્યારે મારી પાસે કહેવા માટે મારા પોતાના કોઈ શબ્દો નથી'."

"ભગવાનનો મોટો પાડ તેના માટે!" લાવ્રેત્સ્કીએ વિચાર્યું.

## ૨૭

એ દરમિયાન સાંજ ઢળવા આવી હતી અને માર્યા દ્મીત્રિયેવ્નાએ જાહેર કર્યું કે હવે ઘેર પાછા જવાનો સમય થઈ ગયો હતો. છોકરીઓને માછલાના તળાવ પાસેથી જબરદસ્તી ખેંચી લાવવામાં આવી અને તેમને તૈયાર કરવામાં આવી. લાવ્રેત્સ્કીએ કહ્યું કે તે મહેમાનોને અડધા રસ્તા સુધી વળાવવા જશે અને ઘોડા પર જીન મૂકવાનો આદેશ આપ્યો. જ્યારે તે માર્યા દ્મીત્રિયેવ્નાને ઘોડાગાડીમાં ચઢવા માટે ટેકો આપી રહ્યો હતો ત્યારે તેને અચાનક લેમ યાદ આવી ગયો, પણ વૃદ્ધ ક્યાંય દેખાયો નહિ. માછલાં પકડવાનું પૂરું થતાંની સાથે જ તે ગાયબ થઈ ગયો હતો. અન્તોને, પોતાની ઉંમરની દૃષ્ટિએ જોતાં નોંધપાત્ર જોશ સાથે ઘોડાગાડીનાં બારણાં ધડ દઈને બંધ કર્યાં અને કરડાકીપૂર્વક બૂમ પાડી કહ્યું: "ચાલો, ગાડીવાન!" ઘોડાગાડી ચાલી પડી. પાછળની બેઠકો પર માર્યા દ્મીત્રિયેવ્ના અને લીઝા બેઠાં હતાં જ્યારે છોકરીઓ અને નોકરાણી આગળ બેઠાં હતાં. તે ગરમ અને શાંત સાંજ હતી, બન્ને બાજુઓની બારીઓ નીચી પાડી દેવામાં આવી હતી. લાવ્રેત્સ્કી ઘોડા પર સવાર

થઈને લીઝા બેઠી હતી તે તરફ ગાડીની સાથે સાથે દુડકી ચાલે ચાલી રહ્યો હતો, તેનો હાથ બારણા ઉપર ટેકવેલો હતો—લગામ તેણે સમતલ ગતિએ ચાલતાં ઘોડાની ગરદન ઉપર મૂકી દીધી હતી—અને થોડી થોડી વારે જુવાન સુંદરી સાથે થોડાંક શબ્દોની આપલે કરતો હતો. સૂર્યાસ્તની લાલાશ લુપ્ત થઈ ગઈ હતી અને રાત પડી ગઈ હતી, પણ વાતાવરણમાં વધારે ગરમી થઈ ગઈ હોય તેમ લાગતું હતું. માર્યા દ્મીત્રિયેવ્ના થોડી જ વારમાં ઝોકે ચઢી; છોકરીઓ અને તેમની નોકરાણી પણ ઊંઘી ગઈ. ઘોડાગાડી ઝડપથી જરાપણ આંચકા ખાધા વિના આગળ વધી રહી હતી; લીઝા આગળની તરફ ઝૂકેલી બેઠી હતી; ઊગતાં ચંદ્રની ચાંદનીમાં તેનો ચહેરો ચમકતો હતો, રાત્રિનો ખુશબોદાર સમીર તેનાં નયનો અને ગાલો પર પંખો વીંઝી રહ્યો હતો. તે બેહદ ખુશી અનુભવી રહી હતી. તેનો હાથ ગાડીનાં બારણાં પર લાવ્રેત્સ્કીના હાથની બાજુમાં ટેકવેલો હતો અને તે પણ ખુશ હતો, તે રાત્રિની નિઃસ્તબ્ધ ગરમીમાં તે ઝડપથી સાથે સાથે આગળ વધી રહ્યો હતો; તેની નજરો તેના મોહક જુવાન ચહેરા પરથી પળવાર માટે પણ હટતી નહોતી, તે તેના જુવાન ધીમા ધીમા સુમધુર અવાજમાં કહેવાયેલી સારી સારી અને સાદી સીધી વાતોને સાંભળતો જોત જોતામાં અડધો રસ્તો કાપી ચૂક્યો હતો. માર્યા દ્મીત્રિયેવ્નાને ન જગાડવાની ઈચ્છાએ તેણે લીઝાનો હાથ હળવેથી દબાવ્યો અને કહ્યું: "આપણે હવે મિત્રો છીએ, કેમ ખરું ને?" તેણે સંમતિમાં માથું ધુણાવ્યું; લાવ્રેત્સ્કીએ પોતાના ઘોડાને રોકી લીધો. ઘોડાગાડી ઝૂલતી અને ઉપર નીચે ડોલતી જતી રહી; લાવ્રેત્સ્કી ઘોડાને ધીમે ધીમે હાંકતો ઘર તરફ પાછો વળ્યો. ગ્રીષ્મની રાત્રિની રમણીયતા તેના આત્મામાં રમતી હતી; તેની ફરતેની દરેકે દરેક વસ્તુ અચાનક એકદમ અજાણી વિચિત્ર લાગવા લાગી હતી, અને તેમ છતાં એટલાં લાંબા સમયથી અને એટલી સુંદર રીતે પરિચિત લાગતી હતી; દૂરની અને નજીકની દરેકે દરેક વસ્તુ ઉપર ગહન શાંતિ છવાઈ ગઈ હતી—દૂર દૂર સુધી જોઈ શકાતું હતું જો કે આંખ તે જે કંઈ પણ જોતી હતી તેમાંથી ઘણીબધી વસ્તુઓનો તાગ પામી શકતી નહોતી; એમ લાગતું હતું કે આ શાંતિ યૌવનની વસંતી જુવાળથી સજીવન થઈ ગઈ હતી. લાવ્રેત્સ્કીનો ઘોડો ચપળતાપૂર્વક,



એક બાજુથી બીજી બાજુ ધીમે ધીમે ઝૂલતો આગળ વધી રહ્યો હતો, તેનો લાંબો ઘેરો પડછાયો તેની બાજુમાં સાથે સાથે જ ખસી રહ્યો હતો; તેની ખરીઓની ટાંપોના અવાજમાં કંઈક વિચિત્ર રીતે મંત્રમુગ્ધ કરનાર હતું; ફ્વેલની ગૂંજતી કિકિયારીમાં કંઈક આનંદિત કરનાર અને મનને હરનાર હતું. તારલાંઓ તેજસ્વી ધુમ્મસમાં ખોવાઈ ગયાં હતાં; બીજનો ચાંદ ચકચકતા પ્રકાશથી ચમકતો હતો: તેનાં કિરણો આસમાનની આરપાર વાદળી આભા ફેલાવી રહ્યા હતા અને તે નજીકમાંથી ઘસડાઈ રહેલાં ઝીણાં ઝીણાં વાદળાં પર મોત જેવા સ્વચ્છ સોનેરી ધબ્બામાં પડતાં હતાં; રાતની તાજગીભરી હવા આંખો પર ભીનાશની પોપડી વાળી રહી હતી, ધીરે ધીરે અંગેઅંગમાં ફેલાઈ રહી હતી અને મુક્તપણે શિરાઓમાં પ્રવાહિત થઈ રહી હતી. લાવ્રેત્સ્કીએ આનંદવિભોર થઈ તે આભાનું સંપૂર્ણ રસપાન કર્યું અને આ આનંદમાં તે આનંદિત થઈ ઊઠ્યો. "આપણી પાસે હજી પણ ભંડારિયામાં ધૂપછાંવ છે," તેણે વિચાર્યું, "અમે તેમને બતાવી દઈશું..." તેણે એ ન કહ્યું કે તે કોને અને શું બતાવી દેશે... ત્યારબાદ તે લીઝા વિષેના વિચારોમાં ગરકાવ થઈ ગયો, તે વિચારતો હતો કે તે ભાગ્યે જ પાન્શીનના પ્રેમમાં હોઈ શકતી હતી, એ કે જો તે તેને બીજા સંજોગો હેઠળ મળ્યો હોત તો ભગવાન જાણે શું બન્યું હોત; એ કે તે લેમ્મ સાથે સંમત હતો, જોકે લીઝાની પાસે "તેના પોતાના" કોઈ શબ્દો નહોતા. ગમે તેમ એ વાત સાચી નહોતી—તેની પાસે તેના પોતાના શબ્દો હતા... તેનો મજાક ન ઊડાવશો"—લાવ્રેત્સ્કીના મનમાં આ શબ્દો ફરીથી રમવા લાગ્યા. તે ઘણી વાર સુધી પોતાનું માથું ઝૂકાવી ઘોડા પર સવાર થઈ આગળ વધતો રહ્યો, પછી પોતાની જાતને સંભાળતાં તેણે ધીમેથી ગણગણ્યો:

જે બધું મેં પૂજ્યું હતું તેને ફૂંકી દીધું છે,
અને હવે પૂજી રહ્યો છું તેને જેને ફૂંકી દીધું છે.

અને પોતાના ઘોડાને ચાબુક મારીને સપાટાબંધ ઘેર પહોંચી ગયો. ઘોડા પરથી ઊતરતાં તેણે કૃતજ્ઞતાના ભાવે અનાયાસપણે

જ મલકતાં ચારે તરફ છેલ્લી નજર નાખી. રાત્રિ—સુખકારક, નિઃશબ્દ રાત્રિ ટેકરીઓનાં ઢોળવો ઉપર અને ખીણો ઉપર છવાઈ ગઈ હતી; દૂર સુદૂરથી તેની સુગંધિત ઊંડાઈઓમાંથી—કોણ જાણે ક્યાંથી કોઈ કળી શક તું નહોતું કે તે આસમાનમાંથી હતી કે ધરતીમાંથી—સૌમ્ય અને હળવી ગરમીની લહેરો ચોરીછૂપી આવી રહી હતી. લાવ્રેત્સ્કીએ લીઝાને છેલ્લી વારના મૂક અભિવાદન મોકલ્યા અને પગથિયાં પર દોડી ગયો.

બીજો દિવસ કંઈક કંટાળાભર્યો વીત્યો. સવારથી જ ઝરમર ઝરમર વરસાદ વરસવાની શરૂઆત થઈ ગઈ હતી. લેમ્મની ભમરો ચડેલી હતી અને તેના હોઠ પહેલા કરતાં પણ વધારે કસીને ભીંચેલા હતા, જાણે તેણે તેમની કદી પણ ન ખોલવાનાં શપથ લીધાં હોય. પલંગ તરફ સૂવા જતાં લાવ્રેત્સ્કીએ પોતાની સાથે ફ્રેંચ સામાયિકોનું બંડલ લીધું જે તેના ટેબલ ઉપર ઉઘાડયા વિનાનું જેમનું તેમ બે અઠવાડિયા કરતાં વધારે સમયથી પડયું હતું. તેણે બેદરકારીપૂર્વક તેની ઉપર લપેટાયેલાં કાગળ ખોલ્યાં અને છાપાંઓનાં કોલમો પર એક સરસરી નજર દોડાવી, જેમાં કંઈપણ નવા સમાચાર નહોતાં. તે તેમને એક બાજુએ મૂકવાની અણી પર જ હતો ત્યાં જ અચાનક તે પલંગમાંથી એવી રીતે ઊછળી પડયો જાણે તેને કોઈએ ડંખ માર્યો હોય. એક છાપાનાં એક લેખમાં આપણાં જૂનાં પરિચિત શ્રીમાન જુલે પોતાના વાચકોને "દુઃખદ સમાચારો" જણાવ્યા હતા: મોસ્કોની ચિત્તાકર્ષક મનમોહક મહિલા, તેણે લખ્યું હતું, ફેશનની દુનિયાની એક રાણી, જે પેરિસના દીવાનખાનાંઓની શોભા વધારતી હતી તે માદામ દે લાવ્રેત્સ્કી લગભગ અચાનક અવસાન પામી હતી અને આ સમાચાર—દુર્ભાગ્યવશ એકદમ સાચા હતા—હમણાં હમણાં જ શ્રીમાન જુલના કાને પહોંચ્યા હતા. તે—તેણે આગળ લખ્યું હતું—એમ કહી શકાય કે મરહૂમનો મિત્ર હતો...

લાવ્રેત્સ્કી કપડાં પહેરીને તૈયાર થઈને બહાર બગીચામાં ગયો; સવાર પડી ત્યારે પણ હજી તે એ જ રસ્તા પર આમથી તેમ આંટા મારતો નજરે પડયો.



## ૨૮

બીજા દિવસે સવારે ચા પીતાં સમયે લેમ્મે લાવ્રેત્સ્કીને તેને શહેર પાછા જવા માટે ઘોડાનો બંદોબસ્ત કરવા કહ્યું. "મારે હવે મારું કામ શરૂ કરવાનો સમય આવી ગયો છે એટલે કે મારું સંગીત ભણાવવાનું કામ." વૃદ્ધે કહ્યું, "હું અહીં માત્ર મારો સમય જ વેડફી રહ્યો છું." લાવ્રેત્સ્કીએ તરત જ જવાબ ન આપ્યો; તે શૂન્યમનસ્ક થઈ ગયેલો લાગતો હતો. "ભલે," તેણે ઘણીવાર પછી છેવટે કહ્યું; "હું પણ તમારી સાથે આવીશ." અસંતોષપૂર્વક બડબડાટ કરતાં અને ખીજાતાં લેમ્મે નોકરની મદદ વિના પોતાની નાની સુટકેસ ભરી અને સંગીતરચનાઓનાં કેટલાંક કાગળિયાં ફાડીને બાળી નાખ્યાં. ઘોડા ગાડીએ જોતાઈ ગયા. જ્યારે તે પોતાના ઓરડામાંથી બહાર આવ્યો ત્યારે લાવ્રેત્સ્કીએ શ્રીમાન જુલનાં લેખવાળું છાપું તેના ખિસ્સામાં સરકાવી દીધું, લેમ્મ અને લાવ્રેત્સ્કી આખા રસ્તે બહુ ઓછું બોલ્યા, બન્ને જણા પોતપોતાના વિચારોમાં ખોવાયેલા હતા અને ખુશ હતા કે કોઈ કોઈને ખલેલ નથી પહોંચાડતું. તેઓ જુદા પણ લાગણીની જરાપણ ઉત્કટતા પ્રદર્શિત કર્યા વિના શાંતપણે પડયા, જોકે રશિયામાં મિત્રોની વચ્ચે ઘણીવાર આવું બને છે. લાવ્રેત્સ્કીએ વૃદ્ધને તેના નાનકડા ઘર સુધી પહોંચાડી દીધો; વૃદ્ધ ગાડીમાંથી ઊતર્યો, પોતાની સુટકેસ લીધી અને દોસ્તની તરફ હાથ લંબાવ્યા વિના જ (તેણે પોતાના બન્ને હાથો વડે સામાન છાતી સાથે વળગાડીને ઊંચક્યો હતો), તેની તરફ જોયા પણ વિના, રશિયનમાં કહ્યું: "આવજો!" "આવજો," લાવ્રેત્સ્કીએ પણ કહ્યું અને ગાડીવાનને તેને તેના ઓરડાઓ તરફ લઈ જવા કહ્યું. તેણે શહેરમાં જરૂરના સમય માટે ઓરડાઓ રાખેલા હતા. થોડાક પત્રો લખીને ઉતાવળે ઉતાવળે થોડું ખાઈને લાવ્રેત્સ્કી કાલીતિન પરિવાર તરફ જવા નીકળી ગયો. દીવાનખાનામાં તેણે માત્ર પાન્શીનને જોયો જેણે તેને કહ્યું કે માર્યા દ્મીત્રિયેવ્ના થોડી જ વારમાં બહાર આવશે. અને તરત જ અત્યંત મર્મસ્પર્શી હાર્દિકતાપૂર્વક તેની સાથે વાતચીત કરવા લાગ્યો. તે દિવસ સુધી પાન્શીન લાવ્રેત્સ્કી સાથે

જો મોટાપણાના ડોળપૂર્વક નહિ તો ઓછામાં ઓછું મુરબ્બીવટ પૂર્વક વર્તાવ કરતો હતો; પણ લીઝાએ જ્યારે લાવ્રેત્સ્કીને ત્યાંની પોતાની મુલાકાત વિષે પાન્શીનને જણાવતાં તેના વિષે બોલતાં તેને એક બહુ જ સારા અને સમજદાર માણસ તરીકે ગણાવ્યો ત્યારે તેના માટે એટલું પૂરતું હતું: તેને પેલા "બહુ જ સારા" માણસ ઉપર જીત મેળવવાની જ હતી. પાન્શીને માર્યા દ્મીત્રિયેવ્નાનું આખું પરિવાર વાસીલ્યેવ્સ્કોયેની યાત્રાથી કેટલું આનંદિત હતું તેનું વર્ણન કરતાં વખાણોથી જ વાતની શરૂઆત કરી. અને પછી તેની હંમેશની ટેવ મુજબ પોતાના જ વિષે લપલપ વાતો કરવા લાગ્યો, તેણે પોતાના વ્યવસાયો વિષે વાતો કરવાનું શરૂ કરી દીધું, જીવનનાં વિષે, દુનિયા વિષે સરકારી નોકરી વિષેનાં પોતાનાં વિચારો વિસ્તૃતપણે વર્ણવવા, રશિયાના ભવિષ્ય વિષે પણ થોડાક શબ્દો કહ્યા અને એ અભિપ્રાય વ્યક્ત કર્યો કે પ્રાંતીય ગવર્નરોને હાથમાં રાખવા જોઈએ. તેણે પોતાના જ મજાક ઉડાવતાં કેટલીક વાતો પણ કહી અને સાથે સાથે વધારામાં એ પણ ઉમેર્યું કે સેંટ પીટર્સબર્ગમાં તેને સંપત્તિનાં સર્વેક્ષણના વિચારના પ્રચારકનું કામ સોંપવામાં આવ્યું હતું. તે ઘણીવાર સુધી બોલતો રહ્યો, બધી જ મુસીબતોને પૂરા આત્મવિશ્વાસપૂર્વક ચપટી વગાડતામાં દૂર કરી દીધી, અને પ્રશાસન અને રાજકરણની ગંભીર સમસ્યાઓ સાથે એ રીતે ખેલ કરતો રહ્યો જાણે તે ઘણી બધી દડીઓ હોય. આ પ્રકારના વાક્યો: "જો હું સરકારની જગ્યાએ હોત તો આમ જ કરત"; "તમે એક સમજદાર માણસ તરીકે મારી સાથે તરત જ સંમત થશો", હંમેશાં તેની જીભ પર રહેતાં હતાં. લાવ્રેત્સ્કી પાન્શીના શબ્દાડંબરોને ઉદાસીનપણે સાંભળી રહ્યો હતો: તેને વિનીત અવાજ અને નાહકની પડપૂછ કરતી આંખોવાળો આ ખૂબસૂરત, હોશિયાર, ખુશમિજાજ જુવાન ગમતો નહોતો. પરિસ્થિતિને બહુ ઝડપથી ભાંખી લેનાર પાન્શીને થોડી જ વારમાં મનમાં અટકળ કરી કે તે જેની સાથે વાતચીત કરી રહ્યો હતો તે માણસને તેના પ્રવચનમાં કોઈ ખાસ મજા નહોતી પડી રહી અને તેથી તે કોઈ બહાનું કાઢીને ત્યાંથી ખસકી ગયો. તેણે પોતાના મનમાં ફેંસલો કર્યો કે લાવ્રેત્સ્કી કદાચ બહુ જ સારો માણસ હશે પણ તે જિદ્દી અને છેક છેવટે કંઈક અંશે



આદરાસ્પદ માણસ છે. માર્યા દ્મીત્રિયેવ્ના ગેદેઓનોવ્સ્કી સાથે આવી; ત્યારબાદ માર્ફા તિમોફેયેવ્ના અને લીઝા અંદર આવ્યાં અને પછી ઘરનાં બીજાં બધાં લોકો આવ્યાં; થોડીવાર પછી સંગીત પ્રેમી માદામ બેલેનીત્સીના આવી પહોંચી જે થોડીક ઠીંગણા કદની, બાળસહજ સુંદર અને થાકેલાં પાકેલાં દેખાતાં ચહેરાવાળી, સરસરતો કાળો ગાઉન અને સોનાનાં ભારે કડાં પહેરેલી તથા હાથમાં એક રંગબેરંગી પંખો પકડેલી બાનુ હતી, તેમની સાથે તેમના પતિ પણ હતા, જે મોટા મોટા હાથપગવાળો હૃષ્ટપુષ્ટ સુરખીદાર માણસ હતો, તેની આંખોની પાંપણોનો રંગ ફિક્કો હતો તથા તેના જાડા હોઠો પર હંમેશાં મલકાટ રમતો હતો; તેમની પત્ની બધાં લોકોની સામે કદી તેમની સાથે વાત ભાગ્યેજ કરતી પણ ઘરમાં જ્યારે તે લાગણીભર્યાં મિજાજમાં હોતી ત્યારે તેમના સૂવરના નાનકડા બચ્ચા કહીને બોલાવતી હતી; પાન્શીન પાછો ફર્યો, ઓરડાઓ લોકો અને લોકોના અવાજથી ભરેલાં હતાં. લાવ્રેત્સ્કીને આ પ્રકારની ભીડ ગમતી નહોતી; વિશેષ કરીને તેને બેલેનીત્સીનાને કારણે બહુ ગુસ્સો ચડયો હતો જે તેને પોતાનાં લાંબી દાંડી સાથે જડેલાં ચશ્માંમાંથી એકીટસે ઘૂરતી રહેતી હતી. તે એકદમ તરત જ ત્યાંથી જતો રહ્યો હોત પણ તે લીઝા માટે રોકાઈ રહ્યો: તે એકાંતમાં તેને કંઈક કહેવા ઈચ્છતો હતો પણ ઘણીવાર સુધી તે લાગ તક મેળવી શક્યો નહોતો અને તેને પોતાની આંખો વડે જોઈ જોઈને મનમાં ને મનમાં આનંદિત થવામાં સંતોષ માનવો પડયો; આ પહેલાં કદી તેને તેનો ચહેરો આટલો પ્રેમાળ અને ઉમદા નહોતો લાગ્યો. બેલેનીત્સીનાની બાજુમાં બેઠેલી તે વધારે સુંદર લાગતી હતી. માદામ બેલેનીત્સીના પોતાની ખુરશીમાં સતતપણે સળવળતી રહેતી હતી: પોતાના નાના નાના પાતળા ખભા મરડી રહી હતી, લાડકાઈપૂર્વક કૃત્રિમ હાસ્ય કરી રહી હતી, ક્યારેક પોતાની આંખોને ઝીણી કરી લેતી હતી તો થોડી વાર પછી અચાનક એકદમ પહોળી કરી દેતી હતી. લીઝા શાંત બેઠી હતી, તે લોકોની આંખોમાં આંખો પરોવીને જોતી હતી અને જરાપણ હસતી નહોતી. માર્યા દ્મીત્રિયેવ્ના, માર્ફા તિમોફેયેવ્ના, બેલેનીત્સીના અને ગેદેઓનોવ્સ્કી સાથે પત્તાં રમવા બેસી ગઈ, જે બહુ લાંબી લાંબી અને ઢીલી રમત રમતો હતો, એકધારી ભૂલો કરતો હતો, આંખો

મીંચકારતો રહેતો હતો અને હાથરૂમાલ વડે પોતાનો ચહેરો લૂછતો રહેતો હતો. પાન્શીનના ચહેરા પર વિષાદપૂર્ણ ભાવ છવાયેલાં હતાં. તે પોતાની જાતને શુષ્ક નીરસપણે, અર્થપૂર્ણ ઉદાસીભર્યા સ્વરમાં વ્યક્ત કરી રહ્યો હતો—જાણે આખી દુનિયાને જિતાવી રહ્યો હોય કે તે ધૂળમાં મળેલ પ્રતિભાવાન માણસ હતો—પણ માદામ બેલેનીત્સીનાની વિનવણીઓ કરવા છતાં પણ તેણે ગીત ગાવાનો ઈનકાર કરી દીધો, તે તેની સાથે બહુ નિર્લજ્જતાપૂર્વક નખરાં કરી રહી હતી: લાવ્રેત્સ્કીની હાજરીમાં તેને કંઈક સંકોચ થઈ રહ્યો હતો. ફ્યોદોર ઈવાનિચ બહુ ઓછું પણ બોલતો હતો. તેના ચહેરા પરનો વિચિત્ર દેખાવ જોઈને લીઝા એકદમ આશ્ચર્ય પામી: તેણે એવું અનુભવ્યું કે તે તેને કંઈક કહેવા ઈચ્છતો હતો પણ તે તેને પૂછતાં ડરતો હતો, ન જાણે કેમ છેવટે જ્યારે તે ચા બનાવવા માટે બીજા ઓરડામાં જઈ રહી હતી ત્યારે અનાયાસપણે તેણે તેની તરફ મોં ફેરવ્યું. તે તરત જ તેની પાછળ પાછળ બહાર નીકળી ગયો.

"તમને શું થઈ ગયું છે?" તેણે ચાની કીટલી સમોવાર ઉપર મૂકતાં કહ્યું.

"કેમ, તમે કંઈ જોયું કે?" તેણે પૂછ્યું.

"આજે તમે હંમેશાં હોવ છો તેવા નથી લાગતા."

લાવ્રેત્સ્કી મેજ પર ઝૂક્યો.

તેણે કહ્યું: "હું તમને એક સમાચાર જણાવવા ઈચ્છતો હતો પણ અત્યારે હમણાં તે અસંભવ છે. તેમ છતાં તમે આ લેખમાં નિશાન લગાડવામાં આવેલ ફકરો વાંચી શકો છો," તેણે પોતાની સાથે લાવેલ છાપું તેના હાથમાં આપતાં ઉમેર્યું. "મહેરબાની કરીને આ વાત ગુપ્ત રાખજો, હું આવતી કાલે સવારે આવીશ."

લીઝા ભુલાવામાં પડી ગઈ... બારણામાં પાન્શીન ડોકાયો. તેણે છાપું પોતાના ખિસ્સામાં મૂકી દીધું.

"તમે 'ઓબેરમાન' વાંચ્યું, યેલીઝાવેતા મિખાઈલોવ્ના?" પાન્શીને ચિંતાગ્રસ્ત અવાજે પૂછ્યું.

લીઝા કંઈક ગણગણી અને ઉપર ચાલી ગઈ. લાવ્રેત્સ્કી દીવાનખાનામાં પાછો ફર્યો અને પત્તાંના ટેબલ પાસે ગયો. માર્ફા



તિમોફેયેવ્નાનો ચહેરો પજવણીથી લાલ થઈ ગયો હતો, તેની ટોપીની દોરીઓ ખૂલીને આમતેમ ઝૂલતી હતી, અને તેને પોતાનાં ભિલ્લુની ગેદેઓનોવ્સ્કીને ફરિયાદ કરી રહી હતી કે તે સાવ નકામો માણસ હતો.

"તું જાણે છે, પત્તાં રમવા," તેણે કહ્યું, "એ કૂથલીઓ કરવા જેટલું સહેલું કામ નથી."

અપરાધીએ આંખો મીંચકારતા રહેવાનું અને પોતાનો ચહેરો લૂછતાં રહેવાનું કામ ચાલુ રાખ્યું. લીઝા અંદર આવીને એક ખૂણામાં બેસી ગઈ; લાવ્રેત્સ્કીએ તેની તરફ અને તેણે લાવ્રેત્સ્કી તરફ જોયું—અને બન્ને લગભગ ભયચકિત લાગણી અનુભવવા લાગ્યાં. લાવ્રેત્સ્કીએ લીઝાના ચહેરામાં વિમાસણ અને એક પ્રકારનો છૂપો ઠપકો વાંચ્યા. ઘણી ઈચ્છા હોવા છતાં તે તેની સાથે બોલી ન શક્યો; એક જ ઓરડામાં બીજાં બધાં મહેમાનોની વચ્ચે માત્ર મહેમાન બનીને રહેવું તેના માટે અત્યંત કષ્ટદાયક હતું: તેણે ત્યાંથી ચાલ્યા જવાનો નિર્ણય કર્યો. જ્યારે તે લીઝાથી વિદાય લઈ રહ્યો હતો ત્યારે ગમે તેમ કરીને એટલું ફરીથી કહી શક્યો કે તે આવતી કાલે આવશે અને એ પણ ઉમેર્યું કે તે તેની મૈત્રીમાં પૂરો વિશ્વાસ રાખે છે.

"આવજો," ચહેરા પર એ જ વિમાસણનાં ભાવ સાથે તેણે જવાબ આપ્યો.

લાવ્રેત્સ્કીના ચાલ્યા ગયા પછી પાન્શીન ઉત્સાહમાં આવી ગયો; તેણે ગેદેઓનોવ્સ્કીને સલાહ આપવાનું શરૂ કર્યું, માદામ બેલેનીત્સીના તરફ કટાક્ષપૂર્વક ધ્યાન આપવા લાગ્યો અને છેવટે પોતાનું ગીત ગાયું. પણ લીઝા સાથે તે હજી પણ પહેલાંની જેમ જ—અર્થપૂર્ણ અને માર્મિક ઉદાસીપૂર્વક વાતો કરતો હતો અને તેની તરફ જોતો હતો.

ફરીથી લાવ્રેત્સ્કીને આખી રાત ઊંઘ ન આવી; તે ઉદાસ નહોતો, કે ન તો તે અસ્વસ્થ હતો, તે તદ્દન શાંત હતો; પણ તે સૂઈ શકતો નહોતો. તે ભૂતકાળમાં વીતી ગયેલી સ્મૃતિઓને પણ યાદ નહોતો કરી રહ્યો; તે કેવળ પોતાના વીતી ગયેલા જીવનમાં તાકતો રહ્યો; તેનું દિલ માપસરપણે ખિન્નતાપૂર્વક ધડકતું હતું; એક એક કરીને કલાકો વીતી ગયા, પણ તે સૂવા વિષે વિચારતો નહોતો. ક્યારેક ક્યારેક તેના મગજમાં એ વિચાર ઝબકી જતો: "આ સાચું નથી, આ બધી

વાહિયાત વાતો છે",—અને પછી તે થોભી જતો, માથું ઝુકાવી લેતો અને ફરીથી પોતાની જિંદગીનું અવલોકન કરવાનું શરૂ કરતો.

## ૨૯

બીજા દિવસે સવારે જ્યારે લાવ્રેત્સ્કી આવ્યો ત્યારે માર્યા દ્મીત્રિયેવ્નાએ જરાપણ હાર્દિકતા ન દર્શાવી. "લાગે છે તેણે તો રોજ રોજ આવવાનો નિયમ બનાવી લીધો છે," તેણે વિચાર્યું. આમ પણ તે તેની બહુ પરવા કરતી નહોતી, અને પાન્શીન, કે જેના પ્રભાવ હેઠળ તે હતી જ તેણે ગઈકાલે રાત્રે જ અત્યંત ચાલાકીપૂર્વક તેના વખાણમાં ઉપરચોટિયા શબ્દ તેમના કાનમાં નાખ્યા હતા. તે તેને મહેમાન નહોતી ગણતી અને સગાંવ્હાલાંની જેમ, કુટુંબના જ એક સભ્ય તરીકે હતો તેની મહેમાનગીરી કરવી જરૂરી નહોતી એમ વિચારતી હતી. તેના પરિણામે એવું બન્યું કે અડધા એક કલાક કરતાં પણ ઓછા સમયમાં તે બહાર બગીચામાંની વીથિમાં લીઝા સાથે ટહેલી રહ્યો હતો. લેનોચ્કા અને શૂરોચ્કા તેમનાથી થોડાંક ડગલાં દૂર ફૂલોની ક્યારીઓ વચ્ચે આમતેમ દોડભાગ કરી રહ્યાં હતાં.

લીઝા હંમેશાની જેમ શાંત હતી પણ તેનો રંગ હંમેશ કરતાં વધારે ફિક્કો પડી ગયેલો હતો. તેણે પોતાના ખિસ્સામાંથી બહુ નાના આકારમાં વાળેલ છાપાનો કાગળ કાઢયો અને તે લાવ્રેત્સ્કીને આપ્યો.

"આ બહુ ખરાબ થયું!" તેણે કહ્યું.

લાવ્રેત્સ્કીએ જવાબ ન આપ્યો.

"પણ કદાચ આ સાચું ન પણ હોય," લીઝાએ ઉમેર્યું.

"એટલા માટે જ મેં તમને કોઈની સામે તેનો ઉલ્લેખ ન કરવા માટે કહ્યું હતું."

લીઝા ચાલીને થોડી આગળ જતી રહી.

"મને એક વાત કહો," તેણે કહેવાનું શરૂ કર્યું, "તમે દુ:ખી નથી? જરાપણ નહિ?"



"હું પોતે જ નથી જાણતો કે હું શું અનુભવું છું," લાવ્રેત્સ્કીએ કહ્યું.

"પણ પહેલાં તમે તેને પ્રેમ કરતા હતા, કેમ ખરું ને?"

"હા."

"ખૂબ જ."

"હા."

"અને તમને તેના મૃત્યુ પર જરાપણ દુ:ખ નથી થતું?"

"મારા માટે તો તે આ પહેલાં જ મરી ચૂકી હતી."

"તમે જે કંઈ કહી રહ્યા છો તે પાપભર્યું છે... મારા પર ગુસ્સે ન થતા. તમે મને તમારી મિત્ર કહો છો—મિત્ર કંઈ પણ કહી શકે છે. હું તો ખરેખર તેને બહુ ભયજનક અનુભવું છું... ગઈકાલે તમારા ચહેરા પર જે ભાવ દેખાતાં હતાં તે મને જરાપણ ન ગમ્યાં... તે દિવસે તમે તેની ફરિયાદ કરતા હતા તે યાદ છે? અને કદાચ તે તે સમયે મરી ચૂકી હતી. એ બહુ ભયાનક વાત છે. જાણે તમારી ઉપર કોઈ સજા ઠોકી બેસાડવામાં આવી હોય."

લાવ્રેત્સ્કી કડવાશભર્યું હસ્યો.

"તમે એમ વિચારો છો? ગમે તેમ હવે હું આઝાદ છું."

લીઝા થથરી ઊઠી.

"મહેરબાની કરીને એવી રીતે વાત ન કરો. તમારી આ આઝાદી તમારા માટે શા કામની છે? તમારે અત્યારે એ વિષે ન વિચારવું જોઈએ પણ માફીના વિષે..."

"માફ તો હું તેને ઘણા લાંબા વખત પહેલાં જ કરી ચૂક્યો હતો," લાવ્રેત્સ્કી નાપસંદગીના ભાવથી હાથ હલાવતાં વચમાં જ બોલી પડ્યો.

"ના, એમ નહોતી કહેતી હું," લીઝાએ આવેશમાં જવાબ આપ્યો. "તમે મને સમજવામાં ભૂલ કરી છે. તમારે માફી માંગવી જોઈએ..."

"કોની પાસેથી?"

"ભગવાન પાસેથી. ભગવાન સિવાય બીજું કોણ આપણને માફ કરી શકે છે?"

લાવ્રેત્સ્કીએ તેના હાથ પકડી લીધાં.

"આહ, યેલીઝાવેતા મિખાઈલોવ્ના, મારી પર વિશ્વાસ કરો," તે કરુણ સ્વરે બોલી પડયો, "મને પહેલાં જ બહુ સજા મળી ચૂકી છે. મેં દરેક વસ્તુ માટે પ્રાયશ્ચિત કરી લીધું છે, વિશ્વાસ કરો."

"તમે તેના માટે ખાતરીપૂર્વક ન કહી શકો," લીઝાએ ધીમા અવાજે કહ્યું, "તમે તદ્દન ભૂલી ગયા, હમણા જ જ્યારે તમે મારી સાથે વાતચીત કરી રહ્યા હતા ત્યારે—તમે તેને માફ કરવા તૈયાર નહોતા..."

તેઓ ચૂપચાપ ચાલતાં રહ્યાં.

"તમારી દીકરી વિષે શું?" લીઝાએ એકાએક થોભી જતાં પૂછ્યું.

લાવ્રેત્સ્કી એકદમ ચમક્યો.

"ઓહ, તમારે ચિંતા કરવાની જરૂર નથી! મેં બધી જ દિશાઓમાં પત્રો મોકલી દીધાં છે. મારી દીકરીનું ભવિષ્ય, જેને કહેવામાં આવે... જે કહેવાય છે... તે પૂરતી જોગવાઈ થઈ ગઈ છે. ચિંતા ન કરો."

લીઝા ખિન્નતાપૂર્વક હસી.

"પણ તમે સાચું કહો છો," લાવ્રેત્સ્કીએ આગળ કહ્યું, "મારી આઝાદી મારા માટે શા કામની? તેનાથી મારું શું સારું થવાનું છે?"

"ક્યારે તમને એ છાપું મળ્યું?" તેના પ્રશ્નનો જવાબ આપ્યા વિના લીઝાએ કહ્યું.

"તમે આવ્યા હતા તેના બીજા દિવસે."

"અને તો શું... તો શું તમારી આંખમાંથી આંસુનું એક પણ ટીપું ન સર્યું?"

"ના. હું અવાક થઈ ગયો હતો; અને આંસુ આવતાં પણ ક્યાંથી? વીતેલા ભૂતકાળ પર રડવું, જ્યારે તે બળીને ભસ્મ થઈને મારા દિલમાંથી નીકળી ગયો છે? તેના ગુનાથી મારી ખુશી નષ્ટ નથી થઈ, તેણે માત્ર મને એ દર્શાવ્યું કે તે ખુશી કદી અસ્તિત્વમાં હતી જ નહિ. તેમાં આંસુ વહેવડાવવા જેવું હતું પણ શું? ખેર ભલે, કોણ જાણે છે?—આ સમાચાર મને પખવાડિયા પહેલાં મળ્યા હોત તો કદાચ મને વધારે દુ:ખ થયું હોત..."

"પખવાડિયા પહેલાં?" લીઝાએ પૂછ્યું. "પાછલા પખવાડિયામાં એવું તો શું બની શક્યું હોય?"



લાવ્રેત્સ્કીએ કોઈ જવાબ ન આપ્યો અને લીઝા અચાનક શરમથી લાલચોળ થઈ ગઈ.

"હા, હા, તમે સાચી ધારણા કરી છે," લાવ્રેત્સ્કી એકદમ મોટેથી બોલી ઊઠયો, "એ પખવાડિયા દરમિયાન મેં પવિત્ર સ્ત્રીના દિલનું મૂલ્ય જાણ્યું છે અને મારો વીતેલો ભૂતકાળ મારાથી હજી પણ વધારે દૂર સરકી ગયો છે..."

લીઝા ગૂંચવણમાં પડી ગઈ હતી અને ધીરે ધીરે ફૂલોની ક્યારીઓ તરફ ચાલતી જઈ રહી હતી જ્યાં લેનોચ્કા અને શૂરોચ્કા રમતાં હતાં.

"મને ખુશી છે કે તે છાપું મેં તમને બતાવી દીધું," તેની પાછળ ચાલતાં લાવ્રેત્સ્કીએ કહ્યું. "તમારાથી કંઈ પણ ન છુપાવવાની મને ટેવ પડી ગઈ છે અને આશા રાખું છું કે તમે મને એવા જ આત્મવિશ્વાસ સાથે બદલો વાળશે."

"તમે ખરેખર એમ વિચારો છો?" લીઝા રોકાઈ જતાં ગણગણી. "તે સંજોગોમાં મારે... પણ ના! તે અસંભવ છે!.."

"શી વાત છે? કહી દે મને, મને કહી દે."

"ખરેખર, હું નથી વિચારતી કે મારે કરવું જ જોઈએ... ખેર," સ્મિત સાથે લાવ્રેત્સ્કી તરફ ફરતાં તેણે ઉમેર્યું, "કોઈની પર અડધા વિશ્વાસનો શો ફાયદો? તમે જાણો છો, આજે મને એક પત્ર મળ્યો?"

"પાન્શીન તરફથી?"

"હા... તમે કેવી રીતે જાણ્યું?"

"તેણે તમારી સમક્ષ લગ્નનો પ્રસ્તાવ મૂક્યો છે?"

"હા," લીઝાએ જવાબ આપ્યો અને સીધે સીધી લાવ્રેત્સ્કીની આંખોમાં આંખો પોરવીને ગંભીરપણે જોયું.

જવાબમાં લાવ્રેત્સ્કીએ પણ લીઝા તરફ ગંભીરપણે જોયું.

"ઠીક અને તમે તેને શો જવાબ આપ્યો?" છેવટે બહુ મુશ્કેલીપૂર્વક તે બોલ્યો.

"શો જવાબ આપવો તે હું પોતે નથી જાણતી," પોતાના અદબ વાળેલા હાથને સીધા થવા દેતાં લીઝાએ જવાબ આપ્યો.

"શા માટે? તમે તેને પ્રેમ કરો છો, કેમ ખરું ને?"

"હા, મને તે ગમે છે; તે બહુ સારા માણસ લાગે છે."

"તમે આ જ વાત આ જ શબ્દોમાં ત્રણ દિવસો પહેલાં કહી હતી. હું જે જાણવા ઇચ્છું છું તે એ છે કે શું તમે તેને એ જ ઊંડી તીવ્ર ભાવનાથી પ્રેમ કરો છો જેને આપણે સામાન્યપણે પ્રેમ કહીએ છીએ?"

"જેવી રીતે **તમે** તે સમજો છો—તેવી રીતે નહિ."

"તમે તેને પ્રેમ નથી કરતાં?"

"ના. પણ શું તે જરૂરી છે?"

"શું!"

"માને તેઓ ગમે છે," લીઝાએ આગળ કહ્યું, "તે ભલા માણસ છે; તેમનામાં હું કંઈ વાંધો ઉઠાવવા જેવું નથી જોતી."

"તેમ છતાં તમે હજી ખચકાવ છો?"

"હા... અને કદાચ—તમારા કારણે, તમે જે કંઈ કહ્યું તેના કારણે. યાદ છે તમને પરમ દિવસે તમે મને શું કહ્યું હતું? પણ આ નબળાઈ છે..."

"ઓ, નાદાન છોકરી!" લાવ્રેત્સ્કી ચિત્કાર કરી ઊઠયો, તેનો અવાજ કાંપી ઊઠયો હતો. "દુવિધાની રમત ન રમો. તમારા દિલના સાચા પોકારને નબળાઈ ન કહો, તે દિલ કે જે પ્રેમ વિના પોતાને કોઈના પણ હવાલે સોંપવા નથી ઇચ્છતું. આ માણસ કે જેને તમે પ્રેમ નથી કરતાં અને જેના થઈને તમે રહેવા ઇચ્છો છો તેની પ્રત્યે આટલી ભયંકર જવાબદારી પોતાના પર ન લો..."

"હું તો તે જ કરું છું જે મને કહેવામાં આવે છે, હું મારી ઉપર કશું જ લેતી નથી," લીઝાએ કહેવાનું શરૂ કર્યું...

"એ જ કરો જેની તમારું દિલ પ્રેરણા આપે; માત્ર તે એકલું જ તમને સત્ય શું છે તે કહેશે," લાવ્રેત્સ્કી વચમાં જ બોલી પડયો, "અનુભવ, વિવેક—એ બધું ધૂળ ને રાખ છે, નકામો દેખાડો! આ દુનિયામાં જે સૌથી મહાન અને એકમાત્ર સુખ છે તેનાથી પોતાની જાતને વંચિત ન કરો."

"અને આ તમે કહો છો ફ્યોદોર ઇવાનિચ? તમે પોતે પ્રેમ માટે લગ્ન કર્યાં—અને શું તમે સુખી છો?"

લાવ્રેત્સ્કીએ ઝુંઝલાઈને હાથ ઉપર ઉઠાવ્યા.

"ઓહ, મારા વિષે વાત ન કરો! તમે તદ્દન નહિ સમજી શકે



કે એક જુવાન, નિષ્કપટ, અતિક્રૂરપણે ઊછરેલ છોકરો પ્રેમ માટે કેવો ધોખો ખાઈ શકે છે!.. તદુપરાંત શા માટે હું મારી જાત સાથે અન્યાય કર્યું? હમણાં જ તમને કહી રહ્યો હતો કે સુખ શું છે એ હું કદી નથી આપી શક્યો... આ સાચી વાત નથી! હું સુખી હતો!"

"હું માનું છું, ફ્યોદોર ઇવાનિચ," લીઝાએ ધીમા અવાજે કહ્યું (જ્યારે તે કોઈપણ વ્યક્તિ સાથે અસંમત હોતી ત્યારે પોતાનો અવાજ ધીમા કરવાની તેની ટેવ હતી, તે અત્યંત પ્રક્ષુબ્ધ હતી), "કે પૃથ્વી પર તે સુખનો આધાર આપણા પર નથી હોતો..."

"ના, આધાર આપણા પર છે, આપણા પર, મારું માનો," (આમ કહેતાં તેણે તેના હાથ પોતાના હાથમાં લીધા; લીઝાનો ચહેરો પીળો પડી ગયો અને તેની તરફ કંઈક ભયપૂર્વક પણ અટલતાપૂર્વક જોયું) "જ્યાં સુધી આપણે જ આપણી પોતાની જિંદગીને પાયમાલ ન કરીએ. કેટલાંક લોકો માટે પ્રેમલગ્ન આપત્તિરૂપ હોઈ શકે છે પણ તમારા માટે નહિ, તમારું ચારિત્ર્ય દૃઢ છે, તમારું દિલ પવિત્ર છે! હું તમને કરગરું છું, પ્રેમ વિના માત્ર કર્તવ્યની ભાવના નિભાવવા માટે, આત્મ બલિદાન કે એવા પ્રકારની કોઈ ભાવના માટે લગ્ન ન કરતા... તે વિશ્વાસના અભાવે કોઈ પણ રીતે સારું નહિ રહે, તે સુખસગવડ માટે કરેલ સગવડિયાં લગ્ન જેટલું જ ખરાબ હોય છે, વળી તેનાથી પણ વધારે ખરાબ. મારું માનો—મને એમ કહેવાનો અધિકાર છે: આ અધિકાર માટે મેં બહુ મોટી કિંમત ચૂકવી છે. અને એ તમારો ભગવાન..."

અહીં લાવ્રેત્સ્કી એકાએક એ વાતથી સાવધ થઈ ગયો કે લેનોચ્કા અને શુરોચ્કા લીઝાની પાસે ઊભાં હતાં અને મોં વકાસીને તેની તરફ તાકી રહ્યાં હતાં. તેણે એકદમ ઉતાવળે એમ કહેતાં લીઝાના હાથ છોડી દીધા: "હું ક્ષમા માગું છું," અને ઘર તરફ વળી ગયો.

"હું તમને માત્ર એક પ્રાર્થના કરવા ઇચ્છું છું," ફરીથી પાછા આવતાં તેણે કહ્યું, "ઉતાવળિયો નિર્ણય ન કરતા, થોડી રાહ જો, મેં જે કંઈ કહ્યું છે તેના ઉપર વિચાર કરો. તેમ છતાં પણ જો તમે મારી વાત પર વિશ્વાસ ન કરો, તેમ છતાંય જો તમે સગવડિયું લગ્ન કરવાના નિર્ણય કરો તો પણ—તમારે પાન્શીન સાથે લગ્ન ન કરવા

જોઈએ—તે તમારો પતિ બનવાને લાયક નથી... વચન આપો છો ને કે તમે ઉતાવળમાં કોઈ નિર્ણય નહિ કરો, નહિ કરો ને?"

લીઝા લાવ્રેત્સ્કીને જવાબ આપવા ઇચ્છતી હતી પણ એક શબ્દ પણ ન ઉચ્ચારી શકી—એટલા માટે નહિ કે તેણે "ઉતાવળ કરવાનો" મનમાં નિર્ણય કરી લીધો હતો, પણ એટલા માટે કે તેનું દિલ જોર જોરથી ધડકતું હતું અને ત્રાસ જેવી કોઈ ભાવનાએ તેને સ્તંભિત કરી દીધી હતી.

## ૩૦

જ્યારે લાવ્રેત્સ્કી કાલીતિન પરિવારથી વિદાય લઈ રહ્યો હતો ત્યારે પાન્શીન સાથે તેનો ભેટો થઈ ગયો; તેઓ બન્નેએ એકબીજાને તદ્દન રૂખા ભાવે ઝૂકીને અભિવાદન કર્યાં.

લાવ્રેત્સ્કી પોતાના ઘેર ગયો અને ઓરડામાં પૂરાઈ ગયો. તે એવા ઉદ્યોગોની પકડમાં હતો જે તેણે પહેલાં કદી ભાગ્યે જ અનુભવ્યા હતા. શું એ બહુ લાંબા સમય પહેલાંની વાત હતી કે તે "શાંતિમય ઘેન"ની સ્થિતિમાં હતો? શું તે એકદમ તળિયે જઈ અફળાયો હતો, જ્યારે તેણે તે વ્યક્ત કર્યો હતો? કઈ વસ્તુએ તેની સ્થિતિ બદલી નાખી હતી? કઈ વસ્તુ તેને ઉપર સપાટી તરફ લઈ આવી હતી? એક અત્યંત સામાન્ય, અનિવાર્ય તેમ છતાં હંમેશાં અણધારી આકસ્મિક ઘટના—મૃત્યુ? હા; પણ તે પોતાની પત્નીના મૃત્યુ કે પછી પોતાની આઝાદી વિષે એટલું નહોતો વિચારતો જેટલું લીઝા પાન્શીનને શો જવાબ આપશે એ વિષે વિચારતો હતો. તેણે અનુભવ્યું કે છેલ્લા ત્રણ દિવસોમાં તે તેને જુદી જ નજરે જોવા લાગ્યો હતો; તેને યાદ આવ્યું કે કેવી રીતે તેણે ઘેર પાછા ફરતી વખતે અને તેના વિષે રાત્રિની સ્તબ્ધતામાં વિચારતાં તેણે મનમાં કહ્યું હતું: "જો માત્ર!"... "પેલાં "જો માત્ર" શબ્દો, જે તેણે ભૂતકાળ માટે વાપર્યા હતા, જે અલભ્ય હતા, હવે સાચા પડી રહ્યા હતા જોકે તે તેણે તેની કલ્પના કરી હતી તે રૂપમાં નહોતા;—પણ તેની આઝાદી એકલી જ પૂરતી નહોતી.



"તે તેની માની આજ્ઞાને અનુસરશે," તેણે વિચાર્યું. "તે પાન્શીનને પરણશે; પણ જો તેને ના પણ પાડે તો—મને તેનાથી શો ફેર પડશે?" અરીસા સામેથી પસાર થતાં તેણે પોતાના ચહેરા તરફ નજર નાખીને ખભા ચડાવ્યા.

આવા ચિંતનમનમાં આખો દિવસ ઝડપથી પસાર થઈ ગયો; સાંજ પડી. લાવ્રેત્સ્કી કાલીતિન પરિવારને ત્યાં ગયો. તે ઉતાવળે પગલે ચાલ્યો પણ જેવો તે ઘર નજીક પહોંચ્યો તેમ જ તેના ડગલા શિથિલ થઈ ગયા. પાન્શીનની ઘોડાગાડી છાપરી સામે ઊભી હતી. "વાતો છોડો હવે," લાવ્રેત્સ્કીએ વિચાર્યું, "મારે અહંકારી ન જ થવું જોઈએ," અને તે ઘરમાં ગયો. ઘરમાં તેને કોઈ સામું ન મળ્યું અને દીવાનખાનામાં પણ કોઈ જાતનો અવાજ નહોતો; તેણે બારણું ખોલ્યું અને જોયું કે માર્યા દ્મીત્રિયેવ્ના પાન્શીન સાથે પીકેટ રમી રહી હતી. પાન્શીન ચૂપચાપ નમીને અભિવાદન કર્યાં અને માલિકણે આશ્ચર્યોદ્ગાર વ્યક્ત કર્યા: "અરે, આવી તો આશા જ નહોતી રાખી!" અને થોડાંક ભવાં ચઢાવ્યાં. લાવ્રેત્સ્કી તેમની બાજુમાં બેસી ગયો અને તેમનાં પત્તાં તરફ જોવા લાગ્યો.

"તમને પીકેટ રમતાં આવડે છે?" તેમણે પોતાના સ્વરમાં કટાળો છુપાવવાનો પ્રયત્ન કરતાં તેને પૂછ્યું અને તરત જ જાહેર કર્યું કે તે ખોટો હાથ રમી હતી.

પાન્શીને નેવું ગણ્યાં અને શાંત ભાવે નમ્રતાપૂર્વક ચહેરા પર ગંભીર અને ગૌરવભર્યાં ભાવ લાવતાં હાથ લેવાનું શરૂ કર્યું. આ પ્રમાણે કદાચ યુક્તિબાજો રમતા હશે; કદાચ આ પ્રમાણે તે સેંટ પીટર્સબર્ગમાં કેટલીક ઊંચો હોદ્દો ધરાવનાર ઉમરાવો સાથે રમતો હશે જેમની પર તે પોતાની દૃઢતા અને પ્રૌઢતાના છાપ પાડવા ઇચ્છતો હશે. "એક સો એક, એક સો બે, લાલનાં પત્તાં, એક સો ત્રણ," તેનો અવાજ માપસરના સ્વરમાં ગુંજી રહ્યો હતો. લાવ્રેત્સ્કી સમજી ન શક્યો કે તે અવાજમાં નિંદાનો ગુંજારવ હતો કે આત્મસંતોષનો.

"હું માર્ફા તિમોફેયેવ્નાને મળી શકું છું?" તે એ જોતાં પૂછ્યું કે પાન્શીન પહેલાં કરતાં પણ વધારે પ્રૌઢતાનાં ભાવ સાથે પત્તાં દીપતા જઈ રહ્યો હતો. કલાકારનું રજમાત્ર ચિહ્ન અત્યારે તેનામાં દેખાતું નહોતું.

"હું એમ માનું છું. તે ઉપર પોતાના ઓરડામાં છે," માર્યા દ્મીત્રિયેવ્નાએ જવાબ આપ્યો. "તમે પૂછી શકો છો."

લાવ્રેત્સ્કી ઉપર ગયો. તેણે માર્ફા તિમોફેયેવ્નાને પણ પત્તાં રમતાં જોયાં. તેઓ નસ્તાસ્યા કાર્પોવ્ના સાથે "ગુલામચોર" રમી રહ્યાં હતાં. રોસ્કા તેને જોઈને ભસી; પણ બન્ને વૃદ્ધ સ્ત્રીઓ તેને જોઈને ખુશ થઈ ગઈ; માર્ફા તિમોફેયેવ્ના વિશેષ કરીને બહુ ઉત્સાહમાં દેખાતાં હતાં.

"અરે ફેદ્યા! આવ, આવ!" તેમણે મોટેથી કહ્યું. "અરે ભાઈ, બેસી જા, દીકરા. અમે હમણાં જ આ બાજી પૂરી કરીશું. થોડો મુરબ્બો ખાશે? શૂરોચ્કા, તેને જરા સ્ટ્રૉબેરીના મુરબ્બાની બરણી આપ તો. જરાપણ નહિ ખાય? ભલે, આરામથી બેસ; પણ મહેરબાની કરીને સિગારેટ ન પીતો; હું એ ચીતરી ચઢે તેવા તમાકુને સહન નથી કરી શકતી અને માત્રોસને છીંકો આવવા લાગે છે.

લાવ્રેત્સ્કીએ તેને ખાતરી આપતાં ઉતાવળે કહ્યું કે તેની સિગારેટ પીવાની જરાપણ ઇચ્છા નથી.

"નીચે જઈ આવ્યો?" વૃદ્ધ સ્ત્રીએ આગળ કહેવાનું ચાલુ રાખ્યું. "ત્યાં કોણ છે? પાન્શીન હજી પણ ત્યાં ચોંટેલો છે? લીઝાને મળ્યો? ના? તે અહીં આવવા ઇચ્છતી હતી... શા માટે, લો આ આવી ગઈ—તેની વાત કરતાં જ—તેનું નામ લેતાં જ."

લીઝા અંદર આવી અને લાવ્રેત્સ્કી તરફ નજર પડતાં તે શરમાઈ ગઈ.

"હું માત્ર જરા વાર માટે આવી છું, માર્ફા તિમોફેયેવ્ના," તેણે કહેવાનું શરૂ કર્યું...

"જરા વાર માટે કેમ?" વૃદ્ધ સ્ત્રી વચ્ચે બોલી પડી. "શા માટે તમે બધી કુંવારી કુમારિકાઓ આટલી ચંચળ છો? જો, મારી પાસે મહેમાન બેઠા છે,—બેસીને તેમની સાથે ગપસપ માર, તેમનું મનરંજન કર."

લીઝા ખુરશીના છેડે બેઠી, તેણે લાવ્રેત્સ્કી તરફ જોયું અને અનુભવ્યું કે તેણે પાન્શીન સાથેની પોતાની મુલાકાતનું પરિણામ તેને કહેવું જોઈએ. પણ તે કેવી રીતે તેમ કરે? તે મૂંઝવણ પણ અનુભવતી હતી અને શરમ પણ. તે તેને લાંબા વખતથી જાણીતી



હતી. આ માણસ જે ભાગ્યે જ કદી દેવળે જતો હતો અને જેણે પોતાની પત્નીના મૃત્યુને આટલી શાંતિપૂર્વક લીધું હતું—તેની સમક્ષ તે અહીં પોતાનાં બધાં જ રહસ્યો ખુલ્લાં પાડી રહી હતી... એ વાત સાચી કે તેણે તેનામાં રસ લીધો હતો; તે પોતે પણ તેની ઉપર વિશ્વાસ રાખતી હતી અને તેની તરફ આકર્ષિત પણ થતી હતી; તેમ છતાં પણ તે શરમ અનુભવતી હતી જાણે કોઈ અપરિચિત તે પવિત્ર કુમારિકાના રહેઠાણમાં ઘૂસી આવ્યો હોય. માર્ફા તિમોફેયેવ્ના તેની મદદે આવી.

"જો તું તેનું મનરંજન નહિ કરે તો." તેણે કહ્યું, "કોણ કરશે, બિચારાનું? હું તો તેના માટે બહુ ઘરડી છું, મારા માટે તે બહુ હોશિયાર છે અને નાસ્તાસ્યા કાર્પોવ્ના માટે ઉંમરમાં બહુ મોટો છે—તેને તો બસ જુવાનોની વચ્ચે જ સંતોષ મળે છે."

"ફ્યોદોર ઈવાનિચનું મનરંજન કરવા હું શું કરી શકું?" લીઝાએ કહ્યું. "જો તેમને ગમે તો હું પિયાનો પર કંઈ વગાડી શકું છું," તેણે કચુપચુ થતાં કહ્યું.

"સરસ, બહુ હોશિયાર છોકરી છે," માર્ફા તિમોફેયેવ્નાએ કહ્યું. "જાઓ, છોકરાંઓ, નીચે જાઓ; જ્યારે તમે પૂરું કરી લો ત્યારે પાછાં આવી જજો; હું તો ગુલામચોર બની ગઈ; બહુ શરમની વાત છે, મારે બદલો લેવો જ જોઈએ."

લીઝા ઊભી થઈ. લાવ્રેત્સ્કી તેની પાછળ પાછળ બહાર નીકળ્યો. દાદરો ઉતરતાં લીઝા રોકાઈ ગઈ.

"સાચું જ કહેવાય છે," તેણે કહેવાનું શરૂ કર્યું, "કે માનવીનું જીવન વિસંગતિઓથી ભરેલું છે. તમારા દાખલાથી મારે નાહિંમત થવું જોઈતું હતું, પ્રેમ માટેનાં લગ્ન પરથી મારો વિશ્વાસ ઊઠી જવો જોઈતો હતો પણ મેં..."

"તેં તેને ઇનકાર કરી દીધો?" લાવ્રેત્સ્કી વચમાં જ બોલી પડ્યો.

"ના, પણ મેં હા પણ નથી પાડી. મેં તેને બધું જ કહી દીધું, મેં કંઈ પણ હું અનુભવતી હતી તે બધું જ અને તેને રાહ જોવા માટે કહ્યું. તમે સંતુષ્ટ છો?" લીઝાએ ઝડપથી હસતાં ઉમેર્યું અને દાદરાના કઠેરાને હળવો ટેકો દઈને પગથિયાં ઉપરથી નીચે દોડી ગઈ.

"તમે શું સાંભળવા ઇચ્છો છો?" પિયાનોનું ઢાંકણ ઊંચું કરતાં તેણે પૂછયું.

"તમને જ ગમે તે," લાવ્રેત્સ્કીએ તેને જોઈ શકે તેવી રીતે બેસતાં જવાબ આપ્યો.

લીઝાએ વગાડવવાનું શરૂ કર્યું. અને લાંબા સમય સુધી તેણે પોતાની આંગળીઓ પરથી નજર ન હટાવી. ઘણી વાર પછી તેણે લાવ્રેત્સ્કી તરફ નજર નાંખી અને પિયાનો વગાડવાનું બંધ કરી દીધું—તેનો ચહેરો તેને તદ્દન વિચિત્ર અને અસામાન્ય લાગ્યો.

"તમને શું થઈ ગયું છે?" તેણે પૂછયું.

"કંઈ નહિ," તેણે જવાબ આપ્યો, "હું બહુ ખુશ છું, હું તમારે કારણે અત્યંત ખુશ છું, તમને જોઈને મને ખુશી થાય છે—કૃપા કરીને વગાડવાનું ચાલુ રાખો."

"મને એમ લાગે છે કે," પળવારના વિરામ પછી લીઝાએ કહ્યું, "કે જો તેઓ ખરેખર મને પ્રેમ કરતા હોત તો તે પત્ર ન લખત; તેમણે એમ અનુભવવું જોઈતું હતું કે હું હમણાં તેમને જવાબ આપી શકું તેમ નથી."

"તે મહત્ત્વની વાત નથી," લાવ્રેત્સ્કીએ પોતાનો મત વ્યક્ત કર્યો, "મહત્ત્વની વાત એ છે કે તમે તેને પ્રેમ નથી કરતા."

"એવી વાત ના કરો! કેવી રીતે આપણે આવી વાતો કરી શકીએ! હું તમારી મૃત પત્ની વિષે વિચાર કરતી રહી અને મને તમારાથી બીક લાગે છે."

"તમારો શો ખ્યાલ છે વાલ્દેમર, મારી લિઝેત બહુ સરસ પિયાનો વગાડે છે, કેમ ખરું ને?" માર્યા દ્મીત્રિયેવ્ના પાન્શીનને કહી રહી હતી.

"હા," પાન્શીને કહ્યું, "ખરેખર બહુ જ સરસ રીતે."

માર્યા દ્મીત્રિયેવ્નાએ પોતાના આ જુવાન સાથીદાર પર માયાળુ નજર નાંખી, પણ તેણે હજી વધારે ગંભીર અને અન્યમનસ્ક ભાવની મુદ્રા ધારણ કરી અને ચૌદ રાજા બોલી નાખ્યા.



## ૩૧

લાવ્રેત્સ્કી બહુ જુવાન તો નહોતો; તેના મનમાં લીઝા માટેની જે લાગણીઓ સંઘરાયેલી હતી તેનાથી તે લાંબા સમય સુધી કોઈ ભ્રમમાં રહી શકતો નહોતો; તે દિવસે છેવટે તેણે અનુભવ્યું કે તે તેને પ્રેમ કરતો હતો. તે વિચારથી તે જરાપણ ઉત્તેજિત કે આનંદિત ન થયો. તેણે મનમાં ને મનમાં વિચાર્યું: "શું પાંત્રીસ વર્ષની ઉંમરે પોતાના આત્મા ફરીથી એક સ્ત્રીના કબજામાં સોંપવા કરતાં વધારે સારા બીજા કોઈ ઉપયોગી કામ વિષે હું નથી વિચારી શકતો? પણ લીઝા 'તેના' જેવી નથી; તે હલકાં પાડનારાં બલિદાનોની માંગણી નહિ કરે; તે મને મારા અધ્યયન કાર્યથી મને વાળવાનો પ્રયત્ન નહિ કરે; તે પોતે મને કપરાં અને પ્રામાણિક પ્રયત્નો માટે પ્રેરણા આપશે અને અમે બન્ને એકબીજાના હાથમાં હાથ લઈ સાથે સાથે ઉમદા ઉદ્દેશ્ય તરફ આગળ વધીશું, હા, 'તેણે પોતાના વિચારો વાળી લીધા,' એ બધું તો બહુ સારું છે, પણ મુશ્કેલી તો એ છે કે તેની મારી સાથે જવાની લેશમાત્ર ઇચ્છા નથી. શું તેણે કહ્યું નહોતું કે મારાથી તે ડરે છે? પણ જોકે તે પાન્શીનને પણ પ્રેમ નથી કરતી... કેવું દમ વિનાનું આશ્વાસન!"

લાવ્રેત્સ્કી પાછો વાસીલીવ્સ્કોયે ચાલ્યો ગયો; પણ તે ચાર દિવસ પણ ત્યાં રોકાઈ શક્યો નહિ—તેને ત્યાં રોકાવું એટલું કંટાળાજનક લાગતું હતું. વળી વધારામાં તે અનિશ્ચિતતાની સ્થિતિમાં હતો: શ્રીમાન જુલે જે સમાચાર જાહેર કર્યા હતા તેની પુષ્ટિની જરૂર હતી અને તેને કોઈ પત્ર મળ્યો નહોતો. તે શહેરમાં પાછો ફર્યો અને સાંજ તેણે કાલીતિન પરિવાર સાથે વિતાવી. તેના માટે એ વાત ધ્યાનમાં લેવી મુશ્કેલ નહોતી કે માર્યા દ્મીત્રિયેવ્ના તેને અણગમાની દૃષ્ટિએ જોતી હતી; પણ તે પીકેટની રમતમાં તેમની સાથે પંદર રૂબલ હારીને થોડાંક શાંત પાડવામાં સફળ રહ્યો હતો—અને માની આ માણસ સાથે, "જેની સાથે આવી હાસ્યાસ્પદ ઘટના ઘટી ચૂકી હતી" જ્યારે હળીમળીને વાત ન કરવાની સલાહ મળવા છતાં તેણે તેની સાથે લગભગ અડધો કલાક તદ્દન એકલા વીતાવ્યો હતો. તેણે તેનામાં પરિવર્તન જોયું—તે વધારે ચિંતનશીલ દેખાતી હતી; તેણે તેની

ગેરહાજરી માટે ઠપકો આપ્યો અને પૂછ્યું કે તે આવતીકાલની સામૂહિક પ્રાર્થનામાં જશે કે નહિ (બીજા દિવસે રવિવાર હતો).

"જરૂર ચાલો," તે જવાબ આપી શકે તે પહેલાં જ લીઝાએ કહ્યું. "આપણે બન્ને સાથે મળીને 'તેમના' આત્માની શાંતિ માટે પ્રાર્થના કરીશું." ત્યારબાદ તેણે ઉમેર્યું કે તેને સમજણ નહોતી પડતી કે તેણે શું કરવું—પાન્શીનને તેના નિર્ણય માટે હવે વધારે લાંબા સમય સુધી પ્રતીક્ષા કરતો રાખવો કે નહિ.

"કેમ?" લાવ્રેત્સ્કીએ પૂછ્યું.

"કારણ કે," તેણે કહ્યું. "હવે હું અનુભવું છું કે તે નિર્ણય શો હશે."

તેણે માથામાં દુ:ખાવાની ફરિયાદ કરી અને અસ્થિરપણે પોતાની આંગળીઓનાં ટેરવાં લાવ્રેત્સ્કી તરફ લંબાવીને ઉપર પોતાના ઓરડામાં જતી રહી.

બીજા દિવસે લાવ્રેત્સ્કી સામૂહિક પ્રાર્થનામાં ગયો.

જ્યારે તે દેવળમાં પહોંચ્યો ત્યારે લીઝા પહેલાં જ ત્યાં પહોંચેલી હતી. લીઝાને તેના આવવાની જાણ થઈ, જોકે તેણે મોં ફેરવીને જોયું નહિ. તે શ્રદ્ધાપૂર્વક પ્રાર્થના કરતી હતી, તેની આંખોમાં સૌમ્ય જ્યોતિ ચમકતી હતી અને તે બહુ ધીમેથી પોતાનું માથુ ઝુકાવતી અને ઉઠાવતી હતી. લાવ્રેત્સ્કી એવી લાગણી અનુભવી રહ્યો હતો કે તે તેના માટે પણ પ્રાર્થના કરી રહી હતી અને તેનો આત્મા અવર્ણનીય કોમળતાથી ઝણઝણી ઊઠયો. એક સાથે જ તે સુખ અનુભવી રહ્યો હતો અને પશ્ચાતાપ પણ. ચારે બાજુ શાંતિ અને સ્થિરતાથી ઊભેલાં લોકો, પ્રિય પરિચિત ચહેરાઓ, પવિત્ર પ્રાર્થનાગીત, ધૂપ લોબાનની સુગંધ, બારીઓમાંથી આવતાં પ્રકાશના લાંબા ત્રાંસા કિરણો, ઘુમ્મટદાર છટ અને દીવાલોનો ઘોર અંધકાર—આ બધું જ તેના હૃદયને સ્પર્શી રહ્યું હતું. ઘણા લાંબા સમયથી તે દેવળમાં નહોતો ગયો, ઘણા લાંબા વખતથી તેણે ભગવાન સમક્ષ પ્રાર્થના નહોતી કરી: અત્યારે પણ તે પ્રાર્થનાનો એક શબ્દ પણ ઉચ્ચારતો નહોતો—તે શબ્દો વિના પણ પ્રાર્થના નહોતો કરી રહ્યો—પણ ક્ષણવાર માટે, પોતાના સમસ્ત શરીરથી તો નહિ પણ સમસ્ત આત્માથી તેણે નમ્ર શ્રદ્ધાંજલિ અર્પિત કરવા સાષ્ટાંગ નમસ્કાર કર્યાં.



તેને યાદ આવી ગયું કે કેવી રીતે તે બાળપણમાં જ્યાં સુધી કપાળ પર ઠંડીનો સ્પર્શ ન થાય ત્યાં સુધી ઘણો લાંબો સમય દેવળમાં પ્રાર્થના કરતો હતો: તે એમ વિચારતો રહેતો હતો કે પેલો રક્ષક દેવદૂત મારું સ્વાગત કરી રહ્યો છે અને મારી પર ઈશ્વરની હવાની મહોર મારી રહ્યો છે. તેણે લીઝાની તરફ જોયું... "તું મને અહીં લઈ આવી છે," તેણે વિચાર્યું. "મને સ્પર્શ કર, મારા આત્માને સ્પર્શ કર." તે હજી પણ શાંતિપૂર્વક પ્રાર્થના કરી રહી હતી; તેનો ચહેરો તેને ઉલ્લાસપૂર્ણ લાગ્યો; તેનું હૃદય ફરીથી એકવાર કોમળતાની લાગણીથી ભરાઈ આવ્યું, તેણે એક બીજા આત્માની શાંતિ માટે અને સ્વયં પોતાના આત્માને ક્ષમા આપવા માટે પ્રાર્થના કરી...

તેઓ બહાર ઉંબરા પર મળ્યાં; લીઝાએ આનંદિત ચહેરે અને કોમળ ગાંભીર્ય સાથે તેને અભિવાદન કર્યાં. દેવળનાં પ્રાંગણમાં તાજા જ ઊગેલાં ઘાસ પર અને સ્ત્રીઓના રંગબિરંગી પોશકો અને રૂમાલો ઉપર સૂરજ તેજસ્વી પ્રકાશ ફેંકી રહ્યો હતો; આસપડોશનાં દેવળોનાં ઘંટોના ઘંટારવ વાતાવરણમાં ગૂંજી રહ્યો હતો, વાડો ઉપર ચકલાં ચીં ચીં કરતાં હતાં; લાવ્રેત્સ્કી ઉઘાડા માથે, ચહેરા પર સસ્મિત ઊભો હતો; હવાની હળવી લહેરો તેનાં વાળની લટો અને લીઝાની હેટની ફીતના સાથે રમતી હતી. તેણે લીઝાને અને તેની સાથે આવેલી માર્ફાને તેમની ગાડીમાં ચઢવા માટે ટેકો આપ્યો, પોતાનાં ખિસ્સામાંના બધા પૈસા ગરીબોને આપી દીધા અને ધીરે ધીરે પોતાના ઘર તરફ વળી ગયો.

## ૩૨

ફ્યોદોર ઈવાનિચ માટે કપરા દિવસો શરૂ થઈ ગયા. તે લગાતાર ઉચાટની સ્થિતિમાં રહેતો હતો. દરરોજ સવારે તે પોતે ટપાલ ઑફિસે જતો, અધીરાઈપૂર્વક પત્રો અને પરબીડિયાં ફાડીને ખોલતો પણ તેના નિર્ણાયક ઘાતક અફવાને સાબિત કરવા કે ખંડિત કરવા માટે કંઈ મળતું નહોતું. કેટલીક વખત તેને પોતાની જાતથી નફરત થતી

હતી: "અહીં આ દશા છે મારી," તે વિચારતો, "કે લોહી માટે તરસ્યા ગીધની જેમ મારી પત્નીના મૃત્યુના કોઈક સમાચાર માટે રાહ જોઈ રહ્યો છું!" તે દર દિવસે કાલીતિન પરિવારને ત્યાં જવા લાગ્યો હતો પણ ત્યાંય તેને ચેન મળતું નહોતું: ઘરની માલિકણ દેખીતી રીતે તેના પ્રત્યે ચિડાયેલી રહેતી હતી, તેની ઉપર જાણે બહુ મોટી મહેરબાની કરતી હોય તેમ તેને આવકારતી હતી; પાન્શીન તેની સાથે વધારે પડતા સૌજન્ય ભર્યો વર્તાવ કરતો હતો; લેમ્મ માનવદ્વેષના ભાવ ધારણ કરતો રહેતો હતો અને ભાગ્યે જ તેને નમીને અભિવાદન કરતો હતો અને સૌથી વધારે ખરાબ વાત તો એ હતી કે લીઝા પણ તેને મળવાનું ટાળતી હોય તેમ લાગતું હતું. જ્યારે પણ તે તેની સાથે એકલી પડતી ત્યારે પહેલાં તે જે સંપૂર્ણ વિશ્વાસપૂર્ણ ભાવો વ્યક્ત કરતી હતી તેની જગ્યાએ મૂંઝવણની સ્થિતિમાં પડી જતી હતી; તે એ વિચારોમાં ખોવાઈ જતી કે તેને શું કહેવું અને લાવ્રેત્સ્કી પણ મૂંઝવણ અનુભવતો હતો. થોડાક દિવસોના ગાળામાં લીઝા તે જે રીતે તેને જાણતો હતો તેના કરતાં તદ્દન જુદી થઈ ગઈ હતી; તેની દરેક હિલચાલમાં, તેના અવાજમાં, તેના હાસ્યમાં પણ અસ્વસ્થાતાભર્યું કંપન છુપાયેલું હતું જે અત્યાર સુધી નહોતું. પોતાનામાં ખોવાયેલ રહેવાને કારણે માર્યા દ્મીત્રિયેવ્નાને કોઈ શંકા ન આવી; પણ માર્ફા તિમોફેયેવનાએ પોતાની લાડલી ઉપર કડક નજર રાખવાનું શરૂ કર્યું. લાવ્રેત્સ્કીને ઘણી વાર પસ્તાવો થતો હતો કે શા માટે તેણે લીઝાને છાપું બતાવ્યું: તે ન ઇચ્છતાં પણ એ વાતથી સાવધ થઈ ગયો હતો કે પવિત્ર પ્રકૃતિવાળી વ્યક્તિને તેની મનોસ્થિતિમાં કંઈક અરુચિકર લાગતું હતું. તે એમ પણ માનતો હતો કે લીઝામાં પરિવર્તન તેના આંતરિક સંઘર્ષને કારણે પાન્શીનને શો જવાબ આપવો તેના માટેની શંકા આશંકાઓને કારણે હતું. એક વાર લીઝા તેની પાસે એક પુસ્તક લઈ આવી, વાલ્ટર સ્કૉટની કોઈ નવલકથા હતી, જે તેણે તેની પાસેથી વાંચવા માટે લીધી હતી.

"તમે વાંચી લીધી?" તેણે પૂછ્યું.

"ના, હમણાં હું વાંચવાના મિજાજમાં નથી," જવા માટે પાછા ફરતાં તેણે જવાબ આપ્યો.



"એક મિનિટ થોભી જા; આટલા લાંબા વખતથી હું તમારી સાથે એકલામાં નથી મળ્યો. કોઈ વિચારશે કે તમે મારાથી ડરો છો."

"હું ડરું છું."

"બાપરે, શા માટે?"

"હું નથી જાણતી."

લાવ્રેત્સ્કીએ કંઈ પણ ન કહ્યું.

"ભલે, મને કહે," તેણે ફરીથી વાત શરૂ કરી, "તમે હજી સુધી કોઈ નિર્ણય પર આવ્યાં કે નહિ?"

"તમારો કહેવાનો ભાવાર્થ શો છે?" પોતાની નજરો નીચી ઢાળેલી રાખતાં તેણે કહ્યું.

"તમે જાણો છે, મારો ભાવાર્થ શો છે..."

લીઝાનો ચહેરો એકાએક રતુમડો થઈ ગયો.

"ઓહ, મને ન પૂછો," તે થોડીક ગરમ થતાં બોલી, "હું કંઈ પણ નથી જાણતી, હું મારી પોતાની જાતને પણ નથી જાણતી..."

અને તે જતી રહી.

બીજા દિવસે લાવ્રેત્સ્કી કાલીતિન પરિવારને ત્યાં ખાણાના સમય પછી આવી પહોંચ્યો અને જોયું કે સાયંપ્રાર્થનાની તૈયારીઓ ચાલી રહી હતી.

જમવાના ઓરડાના એક ખૂણામાં સ્વચ્છ મેજપોશ પાથરેલ ચોરસ મેજ પડી હતી, તેની ઉપર સોનેરી ફ્રેમોમાં જડેલી નાની દેવ પ્રતિમાઓ દીવાલને અઢેલીને મૂકવામાં આવેલી હતી, જેના પ્રભા મંડળમાં ઝાંખપવાળા નાના રત્ન જડેલાં હતાં. સિલેટી ફ્રોકકોટ અને બૂટ પહેરેલ એક વૃદ્ધ નોકર અવાજ કર્યા વિના ધીરે ધીરે ચાલતા ઓરડાની પેલે પાર ગયો, તેણે દેવપ્રતિમાઓની સામે પાતળા શમાદાનમાં બે મીણબત્તી ગોઠવી, ક્રૂસની નિશાની કરી, ઝૂક્યો અને ચૂપચાપ ઓરડો છોડી જતો રહ્યો. અંધારિયું દીવાનખાનું ખાલી હતું. લાવ્રેત્સ્કી જમવાના ઓરડામાં આમ તેમ ચાલતો રહ્યો. તેણે પૂછતાછ કરી કે આજે કોઈ સંતનો દિવસ હતો કે શું. તેને કાનમાં કહેવામાં આવ્યું કે ના, યેલીઝાવેતા મિખાઇલોવ્ના અને માર્ફા તિમોફેયેવ્નાની ઇચ્છાનુસાર સાયંપ્રાર્થના થવાની હતી; તથા ઇરાદો તો એક ચમત્કારિક દેવપ્રતિમાને લઈ આવવાનો હતો પણ તે અહીંથી ત્રીસ વેર્સ્તા

દૂર કોઈ એક માંદા માણસને સાજો કરવા માટે લઈ જવામાં આવી હતી. થોડી જ વારમાં એક પાદરી ડીકનો સાથે આવી પહોંચ્યો. તે અધેડ ઉંમરનો માથા પર મોટી ટાલવાળો માણસ હતો; તે ખંડમાં જોરથી ખાંસ્યો; સ્ત્રીઓ બેઠક ખંડમાંથી ધીરે ધીરે એક એક કરીને બહાર નીકળવા લાગી અને તેની પાસે આશીર્વાદ લેવા જવા લાગી; લાવ્રેત્સ્કીએ તેમને ચૂપચાપ નમીને અભિવાદન કર્યાં અને તેનાં અભિવાદનનો જવાબ તેમણે ચૂપચાપ વાળ્યો: થોડી વાર થોભ્યા પછી પાદરી ફરી એક વખત ખાંસ્યો અને છાતીના ઊંડાણમાંથી નીકળેલ ભારે મંદ સ્વરે પૂછ્યું:

"શરૂ કરીશું?"

"કૃપા કરીને શરૂ કરો, ફાધર," માર્યા દ્મીત્રિયેવ્નાએ કહ્યું.

તેણે પોતાનો ઝભ્ભો પહેરવાનું શરૂ કર્યું. ખુલ્લો ઝભ્ભો પહેરેલા એક ડીકને અતિ નમ્ર અવાજે સળગતો અંગાર મંગાવ્યો; ધૂપ લોબાનની સુગંધ પ્રસરી ગઈ. નોકર નોકરાણીઓ ખંડમાંથી અંદરની તરફ આવી બારણા પાસે એક બીજાંની લગોલગ ઊભાં થઈ ગયાં. પહેલાં કદી નીચે ન આવેલ રોસ્કા અચાનક જમવાના ઓરડામાં ઝડપથી ભાગતી આવી પહોંચી: લોકો તેને બહાર ભગાડવાનો પ્રયત્ન કરવા લાગ્યાં પણ તે ભડકી ગઈ હતી, તેણે આમ તેમ દોડવાનું શરૂ કર્યું અને એકાએક બેસી ગઈ; ગણવેશધારી નોકરે તેને ઉપાડી લીધી અને બહાર લઈ ગયો. પ્રાર્થના શરૂ થઈ. લાવ્રેત્સ્કી એક ખૂણામાં લવાઈ ગયો; તેના મનમાં વિચિત્ર લાગણીઓ છવાયેલી હતી તે લગભગ વિષાદયુક્ત હતી; તે પોતે કળી શકતો નહોતો કે તે અનુભવી રહ્યો હતો તે શું હતું. માર્યા દ્મીત્રિયેવ્ના ખુરશીઓની સામે એકદમ આગળ ઊભી હતી; તેણે વખતોવખત ચારે બાજુ નજર નાખતાં કુલીન સ્ત્રીને છાજે તેવી સુસ્ત બેપરવાઈપૂર્વક હાથવડે છાતી પર ક્રૂસની નિશાની બનાવી અને પછી અચાનક નજરો ઉપર ઊઠાવી છત તરફ તાકવા લાગી: તે કંટાળી ગઈ હતી. માર્ફા તિમોફેયેવ્ના ચિંતાતુર દેખાતી હતી; નાસ્તાસ્યા કાર્પોવ્નાએ એકદમ જમીન સુધી ઝૂકીને નમન કર્યાં અને સાવધાનીપૂર્વક થોડાંક સરસરાટ સાથે ઊભી થઈ ગઈ; લીઝા જાણે તે જગ્યાએ ચોંટી જ ગઈ હોય તેમ સ્થિર ઊભી હતી; એકલા તેના ચહેરા પરનાં તલ્લીન ભાવ એ વાત ઉઘાડી પાડતાં હતાં કે તે અડગપણે અને



આસ્થાપૂર્વક પ્રાર્થના કરી રહી હતી. પ્રાર્થનાના અંતમાં જ્યારે તેણે ક્રૂસને ચૂમ્યો ત્યારે તેવી જ રીતે પાદરીના મોટા મોટા લાલ હાથને પણ ચૂમ્યો. માર્યા દ્મીત્રિયેવ્નાએ પાદરીને ચા પીવા માટે આમંત્ર્યો; તેણે પોતાનો ઝભ્ભો ઉતાર્યો, સામાન્ય લોકો જેવી મુખમુદ્રા ધારણ કરી અને મહિલાઓ સાથે દીવાનખાના તરફ ચાલ્યો. શાંત ભાવે વાતચીત શરૂ થઈ. પાદરીએ વારંવાર પોતાના હાથરૂમાલ વડે માથા પરની ટાલ લૂછતાં ચાર કપ ચા પીધી. અને સાથે સાથે એ પણ જણાવ્યું કે વેપારી અવોશનિકોવે દેવળના ઘુમ્મટ પર સોનાનું પતરું મઢાવવા માટે સાત સો રૂબલ દાનમાં આપ્યાં હતાં અને એ સિવાય તેણે ચામડી પર પડેલાં ડાઘા માટે ભરોસાપાત્ર ઉપચાર પણ જણાવ્યો.

લાવ્રેત્સ્કી લીઝાની નજીક બેસવા મથતો રહ્યો પણ લીઝા પોતે જ કઠોરપણે અને લગભગ પૃથકપણે વેગળે રહી અને એક વાર પણ તેની તરફ નજર ન નાખી. તે જાણીબૂઝીને તેની અવગણના કરી રહી હોય તેમ લાગતું હતું; એમ લાગતું હતું કે કોઈક શીતળ અને ગંભીર ચિંતનતાએ તેને પોતાના કબજામાં કરી લીધી હતી. લાવ્રેત્સ્કીને કંઈક રમૂજી વાત કહેવાની અને હસવાની ઊંડી ઇચ્છા થઈ; પણ તેના દિલમાં અકળામણ હતી અને છેવટે તે ગૂંચવણમાં પડેલો જ જતો રહ્યો... તેણે અનુભવ્યું કે લીઝામાં કંઈક એવું હતું જેનો ભેદ તે કદી કળી શકવાનો નહોતો.

એક બીજા અવસર પર લાવ્રેત્સ્કી ગેદેઓનોવ્સ્કીની ઉપરછલ્લી ખુશામતભરી ગપસપ સાંભળતો દીવાનખાનામાં બેઠો હતો, ત્યારે અચાનક, તે પોતે નહોતો જાણતો શા માટે, તેણે પોતાનું માથું ફેરવ્યું અને લીઝાની એકાગ્ર પ્રશ્નસૂચક નજર પકડી પાડી... તે નજર, તે રહસ્યમયી ગૂઢ નજર તેના ઉપર જોડેલી હતી. લાવ્રેત્સ્કી આખી સાંજ તેના વિષે વિચારતો રહ્યો. તેનો પ્રેમ છોકરમતભર્યો નહોતો, નિસાસા નાખવા અને ઝૂરવું તેના માટે શોભાસ્પદ નહોતું; અને લીઝા પોતે પણ એ પ્રકારની ભાવનાઓને પ્રેરણા નહોતી આપતી; પણ દરેક ઉંમરની વ્યક્તિ માટે પ્રેમની પોતાની યાતનાઓ હોય છે — અને તે એ યાતનાઓ ભોગવવામાંથી બાકાત નહોતો.

# ૩૩

એક દિવસ લાવ્રેત્સ્કી પોતાની ટેવ મુજબ કાલીતિન પરિવારને ત્યાં ગયો હતો. બફારાવાળા દિવસ પછી આવી સોહામણી સાંજ શરૂ થઈ હતી. જેથી કરીને જોરદાર પવનની લહેરો તરફ અણગમો ધરાવતા હોવા છતાં માર્યા દ્મીત્રિયેવ્નાએ બગીચા તરફ બધાં જ બારી બારણાં ખોલી નાખવાનો આદેશ આપ્યો અને એલાન કર્યું કે તે પત્તાં નહિ રમે કારણ કે આવા વાતાવરણમાં જ્યારે માણસે પ્રકૃતિનો આનંદ માણવો જોઈએ ત્યારે પત્તાં રમવા એ શરમજનક વાત હતી. પાન્શીન એકલો જ મહેમાન હતો. સમી સાંજની સુંદરતા દ્વારા પ્રેરિત થતાં અને કલાત્મક સંવેદનાઓના પ્રવાહને અનુભવતાં લાવ્રેત્સ્કીની સમક્ષ ગાવાની ઈચ્છા ન ધરાવતો હોવાને કારણે પાન્શીને કોઈ કવિતા વાંચવાનું પસંદ કર્યું. તેણે બહુ સારી રીતે પણ વધારે સમજબૂઝ વગર અને બિનજરૂરી યુક્તિઓ સાથે લેર્મોન્તોવની કેટલીક કવિતાઓ વાંચી સંભળાવી. (ત્યાં સુધી હજી પૂશ્કિન ફરીથી પ્રચલિત નહોતા થયા) અને ત્યારબાદ જાણે પોતાના જ કાવ્યપ્રવાહથી અચાનક શરમાઈ ગયો હોય તેમ તેણે એક વિખ્યાત કવિતા 'દિવાસ્વપ્ન'ને અંગે, યુવા પેઢીને દોષ દેવાનું અને તેના માટે વાંધો ઉઠાવવાનું શરૂ કર્યું; જો તે સત્તામાં હોત તો કેવી રીતે તે દરેકે દરેક વસ્તુને પોતાની રીતે બદલી નાખત તે સાબિત કરવાની તક તેણે ન ગુમાવી. તેણે કહ્યું: "રશિયા યુરોપથી પાછળ પડી ગયું છે, આપણે તેની બરાબરી સુધી પહોંચી જ વળવું જોઈએ. એવો દાવો કરવામાં આવે છે કે આપણી ઉંમર નાની છે. તે વાહિયાત વાત છે; આપણામાં ઊણપ જે વસ્તુની છે તે છે શોધક ક્ષમતા; ખોમ્યકોવ પોતે સ્વીકારે છે કે આપણે હજી સુધી ઉંદર પકડવાના પાંજરાની પણ શોધ નથી કરી શક્યા. જેના પરિણામે આપણે જબરદસ્તીથી તે બીજાઓ પાસેથી ઊછીનું લેવું જ પડે છે. આપણે માંદલા છીએ, લેર્મેન્તોવ કહે છે,—હું તેમની સાથે સંમત થાઉં છું; પણ આપણે માંદલા છીએ કારણ કે આપણે માત્ર અડધા યુરોપીયન બન્યા છીએ; આપણો એક માત્ર ઈલાજ હતો ("કદાસ્ત," લાવ્રેત્સ્કીએ વિચાર્યું.) આપણામાંના સૌથી સારા બુદ્ધિમાનો, તેણે આગળ કહ્યું, ઘણાં વખત પહેલાંથી જ એ વાત માની ચૂક્યા છે કે; બધી જ કોમો મૂળે એક જેવી છે; માત્ર સારી સંસ્થાઓ શરૂ કરી દો અને કાર્ય પૂરું થઈ જશે. હું તો દાવા સાથે એ પણ કહી શકું છું કે વસ્તુઓને પ્રચલિત જાતીય રીતરિવાજો અનુસાર ઢાળી શકાય છે; ન આપણું કામ છે, રાજ્યનાં... (તે "રાજ્યના કર્મચારીઓ" બોલતાં રોકાઈ ગયો) લોક અમલદારોનું કામ છે; પણ જો જરૂર પડી, તો તમારે ચિંતા કરવાની જરૂર નથી—સંસ્થાઓ પોતાની જાતે જાતીય રીતરિવાજો ફરીથી ઘડી લશે." માર્યા દ્મીત્રિયેવ્નાએ તેણે જે કંઈ પણ કહ્યું તે બધાં માટે સભ્યપણે સંમતિમાં માથું ધુણાવ્યું. "આ જુઓ," તેણે વિચાર્યું, "કેવો હોશિયર માણસ મારા દીવાનખાનામાં ભાષણ કરી રહ્યો છે." લીઝા બારીને અઢેલીને ચુપચુપ બેઠી હતી; લાવ્રેત્સ્કી પણ ચૂપ હતો; એક ખૂણામાં પોતાના સાથી સાથે પત્તાં રમી રહેલી માર્ફા તિમોફેયેવ્ના મનમાં ને મનમાં કંઈક બબડી. પાન્શીન ઓરડામાં આમતેમ આંટા મારી રહ્યો હતો અને છટાપૂર્વક પણ ગુપ્ત ગુસ્સા ભર્યા સ્વરે બોલતો હતો: તે આખી પેઢીને નહિ પણ માત્ર પોતાનાં પરિચિતોમાંથી કેટલાંક લોકોને ઠપકો આપી રહ્યો હોય તેમ લાગતું હતું. તેના ભાષણના વિરામને બુલબુલનાં પ્રથમ સંધ્યાકાળના બોલ ભરી દેતાં હતાં, જેણે કાલીતિન પરિવારના બગીચામાં લાઈલાકની વિશાળ ઝાડીમાં પોતાનો માળો બનાવ્યો હતો; લીંબુડીની નિશ્ચલ ટોચો પર ગુલાબી ઝાંયવાળા આભલામાં પહેલાં પહેલાં તારલાં ટમટમી ઊઠયાં હતાં. લાવ્રેત્સ્કી ઊભો થયો અને પાન્શીનની વાતોનો વિરોધ કરવા લાગ્યો; બન્ને વચ્ચે વાદવિવાદ છેડાઈ ગયો. લાવ્રેત્સ્કી નૌજુવાનો અને રશિયાની સ્વતંત્રતાની હિમાયત કરતો હતો, તે પોતાની જાત અને પોતાની પેઢીનો ભોગ આપવા તૈયાર હતો પણ તે નવા માણસો, તેમની સ્થિર નિષ્ઠાઓ અને મહત્ત્વાકાંક્ષાઓને ટેકો આપતો હતો; પાન્શીને ચીડપૂર્વક અને તીવ્રપણે વળતો જવાબ આપ્યો અને નિશ્ચયપૂર્વક કહ્યું કે બુદ્ધિમાન લોકોએ દરેક વસ્તુ બદલી નાખવી જોઈએ. જોશમાં ને જોશમાં તે એટલી હદ સુધી આગળ વધ્યો કે જ્યાં તેમણે પોતાની કારભારની પ્રતિષ્ઠા અને સરકારી કારકિર્દીનો મોભો રાખ્યા વિના

લાવ્રેત્સ્કીને પુરાણો રૂઢિચુસ્ત કહ્યો અને બહુ અસ્પષ્ટપણે પણ હકીકતમાં એ અણસારો સુધ્ધાં કર્યો કે તે સમાજમાં શંકાસ્પદ સ્થાન ધરાવતો હતો. લાવ્રેત્સ્કીએ ન તો પોતાનો મિજાજ ગુમાવ્યો કે ન તો પોતાનો અવાજ ઊંચો કર્યો. (તેને યાદ આવી ગયું કે મિખાલેવિચે પણ તેને પુરાણા જમાનાનો કહ્યો હતો—પણ વોલ્તેરીયન); અને તેણે અત્યંત શાંતપણે પાન્શીનને બધાં જ મુદ્દાઓ ઉપર પરાજિત કર્યો. તેણે તેને સાબિત કરી બતાવ્યું કે વસ્તુસ્થિતિઓમાં એકદમ પરિવર્તન લાવવું; અમલદારશાહી ધરાવતાં અતિ ઘમંડી ભેજાઓમાં પેદા થતાં પેલાં પરિવર્તનોને ઉપરથી ઠોકી બેસાડવા કેટલાં અવ્યાવહારિક હતાં, જેને ન તો પોતાની માતૃભૂમિની જાણકારીના આધાર પર કે પછી કોઈ આદર્શમાં અસલ વિશ્વાસના આધાર ન્યાયપૂર્ણ માની શકાય તેમ નહોતાં, પછી ભલેને તે નકારાત્મક જ કેમ ન હોય; તેણે પોતાના જ શિક્ષણનો દાખલો મૂક્યો, સૌથી પહેલાં અને સૌથી આગળ વધીને એ વાતની માંગણી કરી કે માનભંગનાં નૈતિક સ્વરૂપમાં લોક માન્ય શાણપણને ઓળખવું—એ નૈતિક સ્વરૂપ જેના વિના નીડરપણું ભૂલને પડકારી શકતું નથી; અંતમાં તેણે સમય અને શક્તિનાં અવિચારી અપવ્યયની નામોશીને જતી ન કરી, જેને તે ઉચિત સમજતો હતો.

"તે બધું તો ઘણું સરસ છે!" પાન્શીન એકદમ બોલી ઊઠ્યો, જે અત્યાર સુધીમાં સંપૂર્ણ રીતે ત્રાસ પામ્યો હતો," હવે તમે રશિયા પાછા આવી ગયા છો—તો આગળ તમે શું કરવાનો ઈરાદો ધરાવો છો?"

"ધરતી ખેડવાનો," લાવ્રેત્સ્કીએ જવાબ આપ્યો, "અને જેટલું પણ સંભવ હોય તેટલું સારી રીતે ખેડવાનો પ્રયત્ન કરવાનો."

"ઘણો વખાણવા લાયક ઈરાદો છે, એમાં કોઈ શંકા નથી," પાન્શીને જવાબ આપ્યો. "મને કહેવામાં આવ્યું છે કે તમે તે દિશામાં બહુ સફળ રહ્યા છો; પણ તમારે એટલું તો માનવું જ પડશે કે દરેકે દરેક વ્યક્તિ આ પ્રકારના વ્યવસાય માટે યોગ્ય નથી..."

"કવિ સ્વભાવ," માર્યા દ્મીત્રિયેવ્ના વચ્ચે જ બોલી પડી. "બેશક, ધરતી ન ખેડી શકે... અને વળી તમારો તો વ્યવસાય



જ એવો છે, વ્લાદીમિર નિકોલાઈચ, કે દરેકે દરેક કામ મોટા પાયા પર કરવું પડે છે."

આ સહેવું એ પાન્શીન માટે પણ ઘણું મુશ્કેલ હતું: તે જાણે બહુ ઉપરથી પછડાટ ખાઈ ગયો હોય તેવો દેખાતો હતો, તેણે વાતનો વિષય બદલ્યો. તેણે તારલાંજડિત આસમાનની સુંદરતા, શુબર્ટના સંગીત ઉપર વાતચીત વાળવાનો પ્રયત્ન કર્યો—પણ વાતચીત બહુ ઢીલી પડી ગઈ; અંતમાં તેણે માર્યા દ્મીત્રિયેવ્ના સમક્ષ પીકેટની રમત રમવાની દરખાસ્ત મૂકી. "શું! આવી રાત્રે?" તેણે ધીમા અવાજે વાંધો ઉઠાવ્યો પણ તેમ છતાં પત્તાં લઈ આવવાનો આદેશ આપ્યો.

પાન્શીને જોરથી સટાકો બોલાવતાં પત્તાંની નવી જોડ ખોલી; ત્યાર લીઝા અને લાવ્રેત્સ્કી જાણે મસલત કરી લીધી હોય તેમ ઊભા થઈને માર્ફા તિમોફેયેવ્નાની પાસે જઈને બેઠાં. તેઓ બન્નેએ અચાનક એટલી ખુશી અનુભવી કે તેઓ એકબીજાંની સાથે તદ્દન એકલાં હોવાથી પણ થોડાં થોડાં બીતાં હતાં—તેઓ એ વાતથી પણ સભાન હતાં કે છેલ્લાં કેટલાં દિવસોની ગૂંચવણ પણ હંમેશ હંમેશ માટે દૂર થઈ ગઈ હતી. વૃદ્ધ મહિલાએ ચોરીચૂપકીથી લાવ્રેત્સ્કીના ગાલ ઉપર હળવી ટપલી મારી, લૂચ્ચાઈપૂર્વક આંખ મીંચકારી, કેટલીયે વાર પોતાનું માથું ધુણાવ્યું અને ધીમાં અવાજે કહ્યું: "તેં પેલાં દોઢડાહ્યાને નીચે ઉતારી પાડ્યો, આભાર." ઓરડામાં શાંતિ છવાઈ ગઈ; માત્ર મીણબત્તીઓના ધીમા ચરચરાટનો અવાજ અને ક્યારેક ક્યારેક મેજ પર હાથના ટપ ટપ ટપકારાનો, કોઈ આશ્ચર્યોદ્‌ગાર કે નંબરની ગણતરીનો અવાજ આવતો હતો—અને ઉઘાડી બારીમાંથી રાત્રિની ઝાકળભીની ઠંડકની સાથે ઝરણાની જેમ અંદર આવતો નિર્લજ્જપણે મોટો અને મધુર બુલબુલના ગીતનો સ્વર ગૂંજતો હતો.

## ૩૪

લીઝા લાવ્રેત્સ્કી અને પાન્શીન વચ્ચેના વાદવિવાદ દરમિયાન એક પણ શબ્દ બોલી નહોતી પણ તેણે તે અત્યંત ધ્યાનપૂર્વક સાંભળ્યો

હતો અને સંપૂર્ણપણે લાવ્રેત્સ્કીની તરફેણમાં હતી. રાજનીતિમાં તેને બહુ થોડો રસ હતો પણ આ દુન્યિાની અમલદારના અહંકારભર્યા શબ્દોથી (આ પહેલાં તે કદી આવો બેકાબૂ નહોતો થયો) તેના મનમાં ઘૃણા પેદા થઈ; તેના રશિયા માટેના તિરસ્કારે તેને માનસિક ધક્કો પહોંચાડયો. લીઝાના મનમાં એવો વિચાર કદી પ્રવેશ્યો નહોતો કે તે દેશભક્ત હતી; પણ તેણે રશિયન લોકો સાથે હંમેશાં પોતાનાપણું અનુભવ્યું હતું, રશિયનોની વિચારવાની ટેવ તેને આનંદિત કરતી હતી; જ્યારે તેની માની જાગીરની સંભાળ રાખનાર કારભારી ખેડૂત શહેરમાં આવતો ત્યારે તે સહજ ભાવે કલાકો સુધી તેની સાથે વાતચીત કરતી અને તેની સાથે ઉપરીપણાના ભાવની જરાપણ છાંટ વિના બરાબરિયાની જેમ વાતચીત કરતી. લાવ્રેત્સ્કીએ આ બધું અનુભવ્યું હતું: તે પોતે પાન્શીનને જવાબ આપવાની પરવા ન કરત; જે કંઈ પણ તેણે કહ્યું તે માત્ર એકલી લીઝા માટે જ કહ્યું હતું. તેઓ એકબીજા સાથે બોલતાં નહોતાં, તેમની આંખો ભાગ્યે જ ચાર થતી હતી; પણ તેઓ બન્નેએ એ અનુભવ્યું કે તેઓ એક સમાન વસ્તુઓને પસંદ અને નાપસંદ કરતાં હતાં. એક જ મુદ્દા પર તેમની વચ્ચે મતભેદ હતો પણ લીઝા દિલમાં ગુપ્ત આશા સંઘરતી હતી કે તે તેને ભગવાનની નજીક લઈ આવશે. તેઓ માર્ફા તિમોફેયેવ્નાની બાજુમાં બેઠાં હતાં અને પત્તાંની રમત ધ્યાનથી જોતાં હોય તેમ લાગતું હતું. ખરેખર તેઓ રમત જોઈ રહ્યાં હતાં—પણ તે દરમિયાન તેમના હૃદયના ધબકારા પણ વધી રહ્યા હતા અને કોઈ પણ વસ્તુ ઉપરથી તેમનું ધ્યાન ચૂકતું નહોતું. તેમના માટે જ બુલબુલ ગાઈ રહી હતી અને તારલાં ચમકતાં હતાં; તેમના માટે જ વૃક્ષો ધીમે ધીમે કાનાફૂસી કરી રહ્યાં હતાં જાણે ગ્રીષ્મની સુસ્તી અને ઉષ્ણતા તેમને ઊંઘ આવી રહી હોય. લાવ્રેત્સ્કીએ પોતાની જાતને સંપૂર્ણપણે એ લાગણીઓને હવાલે સોંપી દીધી કે જે તેના અંતરાત્મામાં ઊભરાઈ રહી હતી—તે તેમાં આનંદ પામી રહ્યો હતો; પણ કોઈપણ એ શબ્દો દ્વારા વર્ણવી શકતું નહોતું કે કુમારિકાના પવિત્ર હૃદયમાં શું શું થઈ રહ્યું હતું: તે તેના પોતાના માટે પણ રહસ્ય હતું; તો પછી તેને બીજાં બધાંને માટે પણ રહસ્ય જ રહેવા દો. ન કોઈ જાણે છે, ન કોઈએ કદી જોયું છે કે ન કદી કોઈ જોશે કે એ બીજ



ને જન્મવા અને ફૂલવા-ફાલવા માટે છે તે કેવી રીતે ધરતીની કૂખમાં ફૂલે ફાલે અને પાકે છે.

[illegible] ટકોરા થયા. માર્ફા તિમોફેયેવ્ના નાસ્તાસ્યા કાર્પોવ્ના સાથે ઉપર ગઈ; લાવ્રેત્સ્કી અને લીઝા ઓરડો પાર કરીને બગીચામાં જતા ખુલ્લા બારણા પાસે ઊભાં રહ્યાં. તેઓ બહાર અંધકારમાં જોતાં રહ્યાં અને પછી એકબીજાની તરફ જોઈને હસ્યાં; તેઓને હાથમાં હાથ લઈને મનભરીને વાતો કરવાની ઈચ્છા થતી હતી. તેઓ માર્યા દ્મીત્રિયેવ્ના અને પાન્શીન પાસે પાછાં આવ્યાં. તેમણે હજી પીકેટની રમત પૂરી નહોતી કરી. છેવટે રાજાનો વારો આવ્યો અને માલિકણ નિસાસા નાખતી અને કણસતી આરામ ખુરશીમાંના તકિયા પરથી ઊઠી. પાન્શીને પોતાની હેટ લીધી, માર્યા દ્મીત્રિયેવ્નાનો હાથ ચૂમ્યો, અને એ મત પ્રકટ કર્યો કે કેટલાંક લોકો ભાગ્યશાળી હતાં, કે જે તેઓ ઈચ્છે તો જઈને સૂઈ જાય અને સોહામણી રાત્રિનો આનંદ માણી શકે, જ્યારે તેને આખી રાત જાગીને સવાર સુધી બેસીને કેટલાક બેવકૂફીભર્યા કાગળો સાથે માથું ખપાવાવું પડશે. તેણે ઉદાસીનપણે નમન કરીને લીઝાથી વિદાય લીધી (જ્યારે તેણે તેની સમક્ષ લગ્નનો પ્રસ્તાવ મૂક્યો ત્યારે તેણે રાહ જોવા માટે કહેવામાં આવશે તેવી આશા નહોતી રાખી અને એટલા માટે તે તેનાથી ચીડાયેલો હતો) અને જતો રહ્યો. લાવ્રેત્સ્કી તેની પાછળ ગયો. તેઓ ઝાંપા પાસેથી જુદાં પડયાં. પાન્શીને પોતાના ગાડીવાનને તેની ગરદનમાં પોતાની લાકડીનો છેડો ઘોંચીને જગાડયો, ગાડીમાં બેઠો અને સવાર થઈ ગયો. લાવ્રેત્સ્કીને ઘેર જવાની ઈચ્છા નહોતી થતી: તે શહેરને પાછળ છોડીને ખુલ્લાં ખેતર તરફ ચાલવા લાગ્યો. રાત્રિ તદ્દન શાંત અને ચાંદ ન નીકળ્યો હોવા છતાં પ્રકાશમાન હતી; લાવ્રેત્સ્કી ઝાકળભીનાં ઘાસ પર લાંબા વખત સુધી ભટકતો રહ્યો; તે એક સાંકડા રસ્તાની સામે આવી પહોંચ્યો; તે એ રસ્તે ચાલવા લાગ્યો; તે રસ્તો તેને એક લાંબી વાડ અને તેના એક નાના ફાટક સુધી દોરી ગયો; તેણે અજાણપણે ફાટકને ધકેલ્યું; ફાટક જાણે તેના હાથના સ્પર્શની પ્રતીક્ષા કરી રહ્યું હોય તેમ ચૂં ચૂં કરતાં અવાજ સાથે ખુલી ગયું. લાવ્રેત્સ્કીએ જોયું કે તે બગીચામાં હતો, તે લિંબુડીની વિથિ તરફ કેટલાંક ડગલાં



આગળ વધ્યો અને અચાનક દંગ થઈ અટકી ગયો: તે કાલીતિન પરિવારના બગીચાને ઓળખી ગયો.

તે ઝડપથી હેઝલ ઝાડીના ઘેરા છાયામાં ચાલ્યો ગયો. તે બહુ વાર સુધી જરાપણ હાલ્યા ચાલ્યા વિના આશ્ચર્ય પામતો અને પોતાના ખભા મચકોડતો ત્યાંને ત્યાં ઊભો રહ્યો.

"આ માત્ર સંજોગ નથી!" તેણે વિચાર્યું.

આ તરફ નિસ્તબ્ધતા છવાયેલી હતી; ઘરમાંથી કોઈ અવાજ તેના કાન સુધી પહોંચતો નહોતો. તે સાવધાનીપૂર્વક આગળ ચાલ્યો. વિથિમાં એક વળાંક ઉપર અચાનક આખું ઘર તેની નજરો સમક્ષ દેખાવા લાગ્યું; ઉપરની બે બારીઓમાંના ઝાંખા ઝાંખા પ્રકાશને છોડીને આખું ઘર અંધકારમય હતું: લીઝાના ઓરડામાં સફેદ પડદાની પાછળ મીણબત્તી બળતી હતી અને માર્ફા તિમોફેયેવ્નાના શયનકક્ષમાં દેવપ્રતિમાની સામે નાનકડો લાલ દીવો બળતો હતો અને સોનેરી ફ્રેમ ઉપર હળવું તેજ ફેંકતો હતો; નીચે છજા તરફ જતું બારણું તદ્દન ઉઘાડું હતું. લાવ્રેત્સ્કી બગીચાના લાકડાના બાંકડા ઉપર બેસી ગયો અને હાથમાં પોતાનો ચહેરો ટેકવીને બારણા અને લીઝાની બારી તરફ તાકવા લાગ્યો. શહેરની ઘડિયાળમાં અડધી રાતના ટકોરા થયા; ઘરમાંની નાનકડી ઘડિયાળે તીણા અવાજે બારના ડંકા વગાડયા, રાતના ચોકીદારે પાટિયા પરથી પડઘમ વગાડયું. લાવ્રેત્સ્કી કંઈપણ નહોતો વિચારતો, કશી પણ આશા નહોતો રાખતો; તે એ અનુભવીને ખુશ થતો હતો કે તે લીઝાની નજીક હતો, તે તેના બગીચામાં, એ બાંકડા ઉપર કે જ્યાં તે ઘણી વાર બેઠી હતી ત્યાં બેઠો હતો... લીઝાના ઓરડામાં અંધારું થઈ ગયું. "શુભ રાત્રિ, મારી પ્રિયતમા," લાવ્રેત્સ્કીએ પોતાની જગ્યાએથી હાલ્યા વિના ધીમા અવાજે કહ્યું અને પોતાની નજર અંધારી બારી ઉપર જડેલી રાખી.

નીચલા માળની બારીમાં એકાએક પ્રકાશ દેખાયો. તે પ્રકાશ બીજા ઓરડામાં સરક્યો, ત્યારબાદ ત્રીજામાં... કોઈ મીણબત્તી હાથમાં લઈને ઓરડાઓમાં ચાલી રહ્યું હતું. "શું તે લીઝા હશે? અસંભવ!" લાવ્રેત્સ્કી પોતાની જગ્યાએથી ઊઠયો... તેને એક પરિચિત ચહેરાની ઝલક દેખાઈ લીઝા દીવાનખાનામાં આવી. તેણે સફેદ ગાઉન પહેરેલું હતું, તેના ગૂંથેલા વાળની લટો ખભા પર ઝૂલતી હતી. તે ચૂપચાપ

મેજ તરફ આગળ વધી, તેની ઉપર ઝૂકી, મીણબત્તી મૂકી અને કંઈક શોધવા લાગી; ત્યારબાદ તે બગીચા તરફ ચહેરો ફેરવતાં ઉઘાડા બારણા તરફ આગળ વધી અને સફેદ કપડામાં સજ્જ દૂબળી પાતળી કાયાકૃતિ ઉંબરા પર ઊભી રહી. લાવ્રેત્સ્કી આવેશપૂર્વક થરથરી ઊઠયો.

"લીઝા!" તેના હોઠોમાંથી લગભગ તદ્દન સંભળાય નહિ એવો અસ્ફુટ સ્વર ફૂટી નીકળ્યો.

તે ચોંકી ઊઠી અને તેણે અંધકારમાં ડોકિયું કર્યું.

"લીઝા!" લાવ્રેત્સ્કી થોડોક વધારે જોરથી ફરીથી બોલ્યો અને છાયામાંથી બહાર નીકળી આવ્યો.

લીઝાએ ધાસ્તીમાં પોતાનું ડોકું બહાર કાઢયું અને એકદમ પાછી હઠી ગઈ. તેણે તેને ઓળખી લીધો હતો. લાવ્રેત્સ્કીએ તેને ત્રીજી વાર બોલાવી અને પોતાનો હાથ તેની તરફ લંબાવ્યો. તે બારણા પાસેથી ખસીને બગીચામાં આવી.

"તમે?" તે ગણગણી, "તમે અહીં?"

"હું... હું... મારી પૂરી વાત સાંભળો," લાવ્રેત્સ્કીએ તદ્દન ગુસપુસ અવાજે કહ્યું અને તેનો હાથ પકડીને બાંકડા તરફ તેને લઈ ગયો.

કોઈપણ જાતનો વિરોધ કર્યા વિના લીઝા તેને અનુસરી; તેના ચહેરા પરની ફીકાશ, તેની સ્થિર નજરો, તેની દરેકે દરેક મુખમુદ્રા અકથનીય આશ્ચર્યની ચાડી ખાતી હતી. લાવ્રેત્સ્કીએ તેનાં હાથ પકડીને તેને બેસાડી અને પોતે તેની સામે ઊભો રહ્યો.

"મેં અહીં આવવાનો વિચાર નહોતો કર્યો," તેણે કહેવાનું શરૂ કર્યું, "હું આપમેળે જ ખેંચાઈ આવ્યો... હું... હું... હું તમને પ્રેમ કરું છું," તે બેબાકળાપણામાં આપોઆપ જ બોલ્યો.

લીઝાએ ધીમે ધીમે નજર ઉઠાવી તેની તરફ જોયું; તે માત્ર હમણાં જ એ વાતથી સાવધ થઈ હોય એમ લાગતું હતું કે તે ક્યાં હતી અને શું બની રહ્યું હતું. તે ઊભા થવા ઈચ્છતી હતી પણ ન થઈ શકી. તેણે પોતાનો ચહેરો બન્ને હાથમાં છુપાવી લીધો.

"લીઝા," લાવ્રેત્સ્કી ગણગણ્યો, "લીઝા," તેણે ફરીથી કહ્યું અને તેના પગ પાસે ઘૂંટણિયે બેસી ગયો.



થોડાંક થથરાટથી તેના ખભા ધ્રૂજી ઊઠયા, તેના ફિક્કા હાથની આંગળીઓ ચહેરા પર હજી પણ વધારે જોરથી ભીંચાઈ ગઈ.

"શી વાત છે?" લાવ્રેત્સ્કી બડબડયો. તેણે દબાયેલા અવાજવાળું ધ્રુસકું સાંભળ્યું. તેનું દિલ જોર જોરથી ધડકવા લાગ્યું... તે પેલાં આંસુઓનો અર્થ જાણતો હતો. "શું તમે પણ મને પ્રેમ કરો છો?" તે ગુસપુસ અવાજે બોલ્યો અને તેનાં ઘૂંટણને સ્પર્શ્યો.

"ઊઠો," તેણે તેને કહેતી સાંભળી, "ઊઠો ફ્યોદોર ઈવાનિચ. આ આપણે શું કરી રહ્યાં છીએ?"

તે ઊઠીને તેની બાજુમાં બેસી ગયો. હવે તે રડી રહી નહોતી અને ભીની આંખે તેને ધ્યાનપૂર્વક નિહાળવા લાગી.

"મને બીક લાગે છે; આપણે શું કરી રહ્યાં છીએ?" તે ગભરાતાં બોલી.

"હું તમને પ્રેમ કરું છું," તે ફરીથી એક વખત ગણગણ્યો. "હું મારી આખી જિંદગી તમારી પર કુરબાન કરવા તૈયાર છું."

તે ફરીથી એક વાર થરથર કાંપી ઊઠી જાણે કોઈએ ઝેરીલો ડંખ માર્યો હોય. તેણે પોતાની આંખો ઉપર આસમાન તરફ ઊંચી ઊઠાવી.

"તે બધું ભગવાનના હાથમાં છે," તેણે કહ્યું.

"પણ તમે મને પ્રેમ કરો છો, લીઝા? આપણે સુખી થઈશું?"

તેણે પોતાની નજરો નીચી ઢાળી દીધી; લાવ્રેત્સ્કીએ તેને હળવેથી પોતાની તરફ ખેંચી અને લીઝાનું માથું તેના ખભા પર ઢળી પડયું, તેણે તેનાં ફિક્કા હોઠ ઉપર પોતાના હોઠ અડાડયા.

* * *

અડધા એક કલાક પછી લાવ્રેત્સ્કી બગીચાના ઝાંપા પાસે ઊભો હતો. તેને તાળું લાગેલું હતું અને તેને વાડ ઉપરથી કૂદવાની ફરજ પડી. તે શહેર તરફ પાછો ફર્યો અને ઊંઘતી ગલીઓમાંથી ચાલી નીકળ્યો. તેના આત્મામાં અપાર અપ્રત્યાશિત સુખની ભાવના છલોછલ ભરાઈ ગઈ; તેની બધી શંકાઓ દૂર થઈ ગઈ. "દૂર થઈ જાવ, ભૂતકાળના અસ્પષ્ટ ઓળાઓ!" તેણે વિચાર્યું, "તે મને પ્રેમ કરે છે, તે મારી થશે." અચાનક તેના માથા ઉપરનું આખું વાતાવરણ તેને

વિજ્યોલ્લાસભર્યાં ઉત્કૃષ્ટ અવાજના ધડાકા વડે ભરાઈ ગયું હોય તેમ લાગ્યું; તે રોકાઈ ગયો: સંગીતના સૂરે વધારે ઊંચા ઊઠતાં વધારે ઉત્કૃષ્ટ રૂપ ધારણ કર્યું અને તે ધૂનના શક્તિશાળી પૂરના રૂપમાં વહેવા લાગ્યા. તેના આનંદની બધી જ વિસ્તીર્ણતા ધબકતાં સંગીતમાં વાચા પ્રાપ્ત કરી હોય અને ગાઈ રહી હોય તેમ તેને લાગ્યું. તેણે પોતાની આસપાસ નજર નાખી; આ સૂરો નાનકડા ઘરની ઉપલી લે બારીઓમાંથી તરતા આવતા હતા.

"લેમ્મ!" લાવ્રેત્સ્કી બૂમ પાડીને ઘર તરફ દોડી ગયો. "લેમ્મ! લેમ્મ!" તે મોટેથી ફરીથી બોલ્યો.

સૂર ડૂબી ગયા અને બારી પાસે ડ્રેસીંગ ગાઉનમાં ઉઘાડી છાતી અને વિખરાયેલા વાળવાળા ડોસાની આકૃતિ દેખાઈ.

"અરે!" તે ગૌરવપૂર્વક બોલ્યો. "તમે છો?"

"ક્રિસ્તોફોર ફ્યોદોરિચ, કેવું શ્રેષ્ઠ કોટિનું સંગીત છે! ભગવાનને ખાતર, મને અંદર આવવા દો."

એક પણ શબ્દ ઉચ્ચાર્યા વિના વૃદ્ધે હાથને રાજાને છાજે તેવી રીતે વીંઝતા ગલી પર પડતાં બારણાની ચાવી બારીમાંથી નીચે ફેંકી. તે છલંગો મારતો દાદરા ચઢી ગયો, ઓરડામાં ધસી ગયો અને લેમ્મની તરફ આગળ વધવા લાગ્યો; પણ લેમ્મે રૂઆબપૂર્વક હાથ હલાવીને ખુરશી તરફ ઈશારો કર્યો અને ઉતાવળપૂર્વક રશિયનમાં "બેસી જાઓ અને ધ્યાનથી સાંભળો", એમ કહેતાં પોતે પિયાનો પાસે બેસી ગયો. તેણે ગર્વપૂર્વક અને કઠોરતાપૂર્વક તેની ફરતે નજર નાખી અને પિયાનો વગાડવાનું શરૂ કર્યું. લાંબા વખતથી લાવ્રેત્સ્કીએ આવા પ્રકારનું કોઈ સંગીત સાંભળ્યું નહોતું: ભાવાવેગથી ભરપૂર કોમળ ધૂને પહેલાં જ સૂરે દિલ દિમાગને કબજામાં કરી લીધાં; તે આખી ને આખી ઝગમગી રહી હતી, પ્રેરણા, ઉલ્લાસ અને સૌંદર્ય આગ સાથે ઝૂરતી હતી; તે ઊઠતી હતી અને વાતાવરણમાં ઓગળી જતી હતી; તે એ દરેકે દરેક વસ્તુ વિષે બોલતી હતી જે આ ધરતી ઉપર અણમોલ, અકથનીય અને પૂજનીય હતી; તેમાં ચિરંજીવ ઉદાસીનો ઉચ્છવાસ હતો અને તે દમ તોડતી સ્વર્ગલોક તરફ ઊંચે ચડી રહી હતી. લાવ્રેત્સ્કી ટટ્ટાર ઊભો થઈ ગયો અને હર્ષાવેશથી ફિક્કો પડેલો તે નાઉમેદ થઈને ઊભો



રહ્યો. એમ લાગતું હતું કે આ સંગીત નવ પ્રાપ્ત પ્રેમના ખળભળાટ વડે હજી પણ કાંપતા તેના હૃદયના તારને પકડમાં લઈ રહ્યું હતું, તે પોતે પ્રેમથી ધબકતું હતું. "ફરીથી," છેલ્લાં [illegible] શમી જતાં તેણે દબાયેલા સ્વરે કહ્યું. વૃદ્ધે તેની તરફ ગરુડ જેવી તીક્ષ્ણ નજર નાખી પોતાની છાતી ઠોકીને પોતાની ભાષામાં ધીમેથી કહ્યું: "હું આ રચના રચી શક્યો છું કારણ કે હું મહાન સંગીતકાર છું." અને પોતાની અદ્‌ભુત સંગીત રચના ફરીથી વગાડી. ઓરડામાં મીણબત્તીઓ નહોતી; ઊગતા ચાંદનાં કિરણો બારીમાંથી અંદર પડતાં હતાં; કોમળ હવા સૂરથી કંપયુક્ત હતી; નાનકડો કંગાળ ઓરડો પવિત્ર સ્થાન સમો લાગતો હતો; ઝાંખા રૂપેરી પ્રકાશમાં વૃદ્ધનું મોઢું ઉદાત્ત અને પ્રેરણામય લાગતું હતું. લાવ્રેત્સ્કીએ તેની પાસે જઈને તેને બાથમાં ભીડી લીધો. પહેલાં તો લેમ્મે તેના આ આલિંગનનો કોઈ પ્રત્યુત્તર ન વાળ્યો, તેણે તેને પોતાની કોણી વડે પાછળ પણ હડસેલ્યો હતો; બહુ વાર સુધી તે એ જ કઠોર અને [illegible] તોછડાઈ ભર્યાં હાવભાવ સાથે નિશ્ચલ બેઠો રહ્યો અને માત્ર બે વખત અસ્પષ્ટપણે ગણગણ્યો: "અરે!" છેવટે તેની બદલાયેલી તનાવપૂર્ણ મુખમુદ્રા થોડી ઢીલી પડી અને લાવ્રેત્સ્કીનાં લાગણીભર્યાં હાર્દિક અભિનંદનના પ્રત્યુત્તરમાં પહેલાં તો તે ધીમું હસ્યો અને ત્યારબાદ તેની આંખોમાં આંસુ ધસી આવ્યાં. તે બાળકની જેમ નિર્બળપણે ડૂસકાં ભરીને રડવા લાગ્યો.

"એ બહુ ધ્યાન ખેંચે એવી વાત છે," તેણે કહ્યું "કે તમે બિલકુલ આ જ ઘડીએ આવ્યા; પણ હું જાણું છું, હું બધું જ જાણું છું."

"તમે, બધું જ જાણો છો?" લાવ્રેત્સ્કીએ આશ્ચર્યચકિત થતાં પૂછ્યું.

"તમે મારી સંગીત રચના સાંભળી," લેમ્મે જવાબ આપ્યો. "તમે એ ન અનુભવ્યું કે હું બધું જ જાણું છું?"

લાવ્રેત્સ્કી પરોઢ સુધી ઊંઘી ન શક્યો; આખી રાત તે પલંગ પર બેઠો રહ્યો. લીઝા પણ ઊંઘતી નહોતી; તે પ્રાર્થના કરતી રહી હતી.

## ૩૫

વાચક લાવ્રેત્સ્કીના બાળપણ અને કેળવણીથી પરિચિત છે; હવે અમે લીઝાનાં ભણતર વિષે થોડાંક શબ્દો કહીશું. જ્યારે તેના પિતાનો દેહાંત થયો ત્યારે તે દસ વર્ષની હતી; પણ તેમણે તેની ઉપર વધારે સમય આપ્યો હતો. ધંધાની ચિંતાઓમાં ગળાડૂબ ડૂબેલ, પોતાની ધનસંપત્તિ વધારવા માટેની યોજનાઓમાં સતતપણે વ્યસ્ત, તામસી, તોછડા અને અધીરા સ્વભાવવાળા પિતા શિક્ષકો, ગવર્નેસો અને બાળકો માટેની બીજી જરૂરિયાતો અને કપડાંલત્તા માટે પૈસા આપવામાં જરાપણ અચકાતા નહોતા. પણ તેમના કહેવા પ્રમાણે "ચીસીયા પાડતાં બાળકોને લાડ લડાવવા" પ્રત્યે તેમને નફરત હતી; ખરેખર તેમને લાડ લડાવવા માટે તેમની પાસે ઘણો ઓછો સમય હતો—તેઓ કામ કરતા હતા; ધંધાની મુશ્કેલીઓ ઉપર ધ્યાન આપતા, બહુ ઓછું સૂતાં, ભાગ્યે જ કોઈક વખત પત્તાં રમતા, ત્યારબાદ પાછા ફરીથી કામે લાગી જતા. તેઓ પોતાની સરખામણી કણસલાં ઝૂડવાની મશીન સાથે જોતેલાં ઘોડાની સાથે કરતા હતા. "હા, મારી આખી જિંદગી એકદમ ઝડપથી વીતી ગઈ," મૃત્યુશય્યા પર પડેલા તેમણે સૂકાયેલા હોઠો પર કડવા સ્મિત સાથે કહ્યું હતું. માર્યા દ્મીત્રિયેવ્ના પણ તેના પતિ આપતા હતા તેના કરતા વધારે સમય લીઝા પાછળ નહોતી આપતી. જોકે તેમ છતાં પણ તે લાવ્રેત્સ્કી સમક્ષ બડાઈઓ હાંકતી હતી કે બાળકોને તેણે પોતે જાતે ઊછેર્યાં હતાં. તે તેને ઢીંગલીની જેમ સજાવતી હતી, મહેમાનો સામે તેના માથા પર લાડથી પંપોળતી અને તેના મોંઢા પર જ તેને નાનકડી બહુ હોશિયાર છોકરી અને લાડલી દીકરી કહેતી હતી, બસ એટલું: લગાતાર એકધાર્યું ધ્યાન આપવું એ સુસ્ત મહિલા માટે બહુ વધારે પડતું હતું. પિતાના જીવનકાળ દરમિયાન લીઝા પેરીસથી આવેલી ગવર્નેસ શ્રીમાન મોરોની દેખભાળ હેઠળ હતી અને જ્યારે પિતાનું અવસાન થઈ ગયું ત્યારે તેને માર્ફા તિમોફેયેવ્નાની દેખરેખ હેઠળ સોંપવામાં આવી. માર્ફા તિમોફેયેવ્ના વિષે વાચક જાણે



છે; શ્રીમાન મોરો કરચલીઓવાળી નાના કદની મહિલા હતી, તેની રીતભાત પક્ષી જેવી હતી અને મગજ પણ પક્ષીઓ જેવું હતું. જુવાનીમાં તેણે મોજીલી જિંદગી વિતાવી હતી પણ ઘડપણ નજીક આવતાં તેનામાં માત્ર બે જ શોખ બાકી રહી ગયા હતા. મીઠાઈઓ ખાવાના અને પત્તાંનો. જો તે પેટ ભરીને પત્તાં રમી ન હોય કે પછી બકવાટ ન કરી ચૂકી હોય તો તેનો ચહેરો મરેલા માણસના પૂતળા જેવો થઈ જતો: તે બેસી રહેતી, જોતી રહેતી, શ્વાસ લેતી રહેતી અને તેમ છતાં સ્પષ્ટપણે જોઈ શકાતું હતું કે તેનું મગજ કોઈપણ પ્રકારના વિચારોથી અનભિજ્ઞ હતું. એમ પણ ન કહી શકાય કે ન ભલા દિલની હતી: ભલા દિલનાં પક્ષી કદી ન હોય. તેનું મગજ ભલે ને તેણે પોતાની જુવાની મોજીલાપણામાં વીતાવી તે હોય કે પછી બાળપણથી જ તેણે શ્વાસમાં લીધેલી પેરીસની હવા હોય; પણ તેના ઉપર એક હલકા પ્રકારના સર્વસામાન્ય સંશયવાદની અસર હતી જે ચવાઈ ગયેલા આ શબ્દોની અભિવ્યક્તિમાં ઉઘાડી પડતી હતી: "આ બધો બકવાટ છે". તે વ્યાકરણ દોષવાળી પણ પેરીસની શુદ્ધ પ્રાદેશિક બોલી બોલતી હતી, તે ગપ નહોતી મારતી અને તેની વાતોમાં તરંગીપણું પણ નહોતું—એક ગવર્નેસ પાસેથી એનાથી વધારે બીજી શેની આશા રાખી શકાય? તેણે લીઝા ઉપર બહુ ઓછો પ્રભાવ પાડ્યો; તેનાથી વધારે ઊંડો પ્રભાવ તો એ બાળકી ઉપર તેની આયા અગાફ્યા વ્લાસ્યેવ્નાનો હતો.

આ સ્ત્રીનો ઇતિહાસ સૌથી વધુ રસપ્રદ હતો. તે ખેડૂત પરિવારમાંથી હતી; સોળ વર્ષની ઉંમરે તે એક ખેડૂત સાથે પરણી; પણ તે પોતાની બીજી ખેડૂત બહેનો કરતાં બહુ જુદી પડતી હતી. તેના પિતા વીસ વર્ષથી જાગીરનો કારભારી હતો. તેણે ખૂબ પૈસા કમાયા હતા અને દીકરીને લાડ લડાવીને બગાડી મૂકી હતી. તે અત્યંત ખૂબસુરત છોકરી હતી, આખા તાલુકાની રાણી જેવી, તે હોશિયાર, હિંમતવાન અને હાજરજવાબી હતી. તેનો માલિક દ્મીત્રી પેસ્તોવે, માર્યા દ્મીત્રિયેવ્નાના પિતા, શાંત પ્રકૃતિની વિનયશીલ વ્યક્તિએ એક વખત કણસલા કૂટવાના સમયે તેને જોઈ, તેની સાથે વાત કરી અને તેના ઊંડા પ્રેમમાં પડી ગયા. બહુ જલદી જ તે વિધવા થઈ ગઈ; પેસ્તોવે, પોતે પરણેલા હોવા છતાં પણ તેને પોતાના ઘરમાં રાખી

અને તેને એક ભદ્ર મહિલા જેવાં કપડાં પહેરાવ્યાં. અગાફ્યાએ બહુ ઝડપથી પોતાની આ નવી ભૂમિકાને અપનાવી લીધી જાણે તે કદી કોઈ બીજી રીતે જીવન જીવી જ ન હોય. તે દેખાવડી અને હૃષ્ટપુષ્ટ થઈ ગઈ; મલમલની બાંયો નીચેના તેના હાથ જાણે સોદાગરની પત્નીના હાથ હોય તેમ "મેંદાના લોટ જેવા" સફેદ, થઈ ગયા; સમોવાર કદી મેજ પરથી હરાવવામાં આવતો નહોતો. રેશમ કે મખમલ સિવાયનાં કપડાં પહેરવાં તેને શોભે નહિ એમ તે માનતી હતી અને પીંછાની પથારી પર સૂતી હતી. આ પરમસુખમય સ્થિતિવાળી જિંદગી પાંચ વર્ષ સુધી ચાલી અને ત્યારબાદ દ્મીત્રી પેસ્તોવ મૃત્યુ પામ્યા; તેમની વિધવા જે દયાશીલ માલિકણ હતી તેને પોતાના મૃત પતિની સ્મૃતિને ધ્યાનમાં રાખતાં પોતાની શોકની સાથે કઠોરતાપૂર્વક વર્તાવ કરવો ન ગમ્યો; વળી વધારામાં એટલા માટે પણ કે અગાફ્યાએ હંમેશાં પોતાને તેનાથી યોગ્ય દૂરી પર રાખી હતી; ગમે તેમ પણ તેણે તેને ગોવાળિયા સાથે પરણાવી અને નજર સામેથી દૂર કરી. ત્રણ વર્ષ વીતી ગયાં. એક ઉકળાટભર્યા ઉનાળાના દિવસે માલિકણ ઢોરના વાડાની મુલાકાતે ગઈ. અગાફ્યાએ તેમને એટલું સ્વાદિષ્ટ ઠંડું ક્રીમ ખવડાવ્યું, તે એટલી ઠાવકી, સુઘડ અને સ્વચ્છ, ખુશમિજાજ અને સંતુષ્ટ લાગી કે તેની માલિકણે તેને માફ કરી અને ઘરમાં આવવાની રજા આપી; છ મહિનામાં તેને તેની સાથે એવો તો ઊંડો લગાવ થઈ ગયો કે તેણે તેને ઘર ચલાવનાર સ્ત્રીના પદે નીમી અને આખા ઘરબારનો કારભાર તેને સોંપી દીધો. અગાફ્યામાં ફરી એકવાર નવો ઉત્સાહ રેડાયો, તે હૃષ્ટપુષ્ટ અને દેખાવડી થઈ ગઈ. તેની માલિકણને તેની ઉપર સંપૂર્ણ વિશ્વાસ હતો. આ પ્રમાણે બીજાં પાંચ વર્ષ વીતી ગયાં. અને પછી અગાફ્યા ફરી એકવાર સંકટમાં આવી પડી. તેનો પતિ કે જેને તેણે ગણવેશ ધારી નોકરના પદ સુધી ઊંચે ચડાવ્યો હતો તે ખૂબ પીવા લાગ્યો, અવારનવાર ઘરમાંથી ગાયબ રહેવા લાગ્યો અને અંતમાં તેણે માલિકણના છ ચાંદીના ચમચા ચોર્યા. આ ચમચા તેણે થોડા સમય માટે પોતાની પત્નીની પેટીમાં સંતાડ્યા હતા. આ વાત ઉઘાડી પડી ગઈ. તેને ફરીથી ગોવાળિયાને પદે મૂકી દેવામાં આવ્યો



અને અગાફ્યા પોતાના ઊંચે પદેથી નીચે આવી ગઈ; તેને ઘરમાંથી તો કાઢી મૂકવામાં ન આવી પણ સીવણ અને ભારતગૂંથણ વગેરે કરવાનું કામ સોંપવામાં આવ્યું. હવે તેને માથા પર લેસવાળી ટોપીને બદલે રૂમાલ બાંધવો પડતો હતો. બધાંના આશ્ચર્ય વચ્ચે અગાફ્યાએ આ તોફાન સામે મૂકપણે માથું નમાવી લીધું. તે સમયે તે ચાલીસથી વધારે વર્ષની હતી. તેનાં બધાં જ બાળકો મરી ગયાં હતાં અને તેનો પતિ પણ બહુ લાંબુ ન જીવ્યો. હવે તેનો સાનમાં આવી જવાનો સમય પાકી ગયો હતો; અને તે સાનમાં આવી પણ ગઈ. તે બહુ ઓછા બોલી અને ધાર્મિક વૃત્તિવાળી બની ગઈ. તે કદાપિ એક પણ સવારની પ્રાર્થના કે એક પણ સામૂહિક પ્રાર્થનામાં જવાનું ચૂકતી નહોતી. તેણે પોતાના બધા જ સુંદર પોશાકો ત્યજી દીધા. તેણે તદ્દન શાંતપણે, નમ્રપણે, સ્થિરતાપૂર્વક, કોઈની પણ સાથે ઝઘડ્યા વિના અને દરેક વસ્તુને સહન કરતાં પંદર વર્ષ વીતાવ્યાં. જો તેનું અપમાન કરવામાં આવતું તો તે માત્ર નમ્રતાપૂર્વક માથું નમાવી લેતી અને ઉપદેશ બદલ આભાર માનતી. તેની માલિકણે તો તેને ઘણા વખત પહેલાંથી જ માફ કરી દીધી હતી અને તેને પહેલાંની જેમ કૃપાદૃષ્ટિથી જોવા લાગી હતી. માલિકણે તેને પોતાની ટોપી પણ ભેટમાં બક્ષિસ આપી હતી; પણ અગાફ્યાએ રૂમાલ ન ઉતાર્યો અને હંમેશાં કાળાં વસ્ત્રો પહેર્યાં; અને માલિકણના મૃત્યુ પછી તે હજી વધારે શાંત અને નમ્ર બની ગઈ. રશિયનમાં ભય અને પ્રેમવાળું વલણ સહેલાઈથી જન્મે છે; પણ તેનું સન્માન કોઈ સહેલાઈથી જીતી શકતું નથી: આ સન્માન ન તો બહુ જલ્દી આપવામાં આવે છે કે ન તો વગર વિચાર્યે દરેક માણસને. અગાફ્યા માટે ઘરમાં દરેકે દરેક વ્યક્તિના દિલમાં બહુ મોટું માન હતું; કોઈપણ તેની ભૂતકાળની ભૂલોનો ઉલ્લેખ કરતું નહોતું, જાણે તેમણે તે બધી જૂના માલિકની સાથે જ દફનાવી દીધી હતી.

જ્યારે કાલીતિને માર્યા દ્મીત્રિયેવ્નાની સાથે લગ્ન કર્યાં ત્યારે તેમનો ઇરાદો ઘરગૃહસ્થીની જવાબદારી અગાફ્યાને સોંપવાનો હતો; પણ "લાલચની બીકથી" તેનું મન વાળી ન શકાયું; જ્યારે તેઓ તેની સામે ઊંચા સ્વરે બોલ્યા ત્યારે તેણે નમ્રતાપૂર્વક માથું નમાવ્યું અને ઓરડામાંથી બહાર જતી રહી. કાલીતિન લોકોને પારખી કાઢવામાં

મૂરખ નહોતા; તેમણે અગાફ્યાને પણ પારખી લીધી અને તેને ભૂલ્યાં નહિ. જ્યારે તેઓ શહેર ચાલ્યા ગયા ત્યારે તેમણે અગાફ્યાની પોતાની સંમતિ પર તેને લીઝા પાસે તેની આયા તરીકે છોડી, જે તે સમયે પાંચ વર્ષની થવામાં હતી.

લીઝા પહેલાં પહેલાં તો પોતાની નવી આયાના કઠોર અને ગંભીર દેખાવવાળી મુખમુદ્રાથી બીતી હતી, પણ થોડા જ વખતમાં તેનાથી ટેવાઈ ગઈ અને તેને ખૂબ પ્યાર કરવા લાગી. તે પોતે જ ગંભીર બાળકી હતી; તેનો ચહેરોમહોરો કંઈક અંશે સ્પષ્ટપણે તેના પિતાને મળતો આવતો હતો; માત્ર તેની આંખો જ તેમના જેવી નહોતી; તેમની આંખોમાં કોમળ આદરભાવ અને માયાળુતાનો ભાવ હતો જે ભાગ્યે જ બાળકોમાં જોવા મળે છે. તે ઢીંગલીઓનો શોખ નહોતો, તેનું હાસ્ય ન તો મોટા અવાજવાળું હતું કે ન તો લાંબુ ચાલતું હતું અને હંમેશાં ગંભીર ભાવ ધારણ કરી રાખતી હતી. સ્વભાવત: તેની પ્રવૃત્તિ વિચારશીલ રહેવાની નહોતી, પણ તેની પાસે વિચારવા માટે સામગીની કદી ખોટ નહોતી રહેતી: ટૂંકી ચૂપ્પી પછી સામાન્યપણે તે મોટેરાંઓ સામે કોઈ પ્રશ્ન મૂકતી જે બતાવતું હતું કે તેનું મગજ તેના મન ઉપર પડનારી કોઈ નવી છાપના વિષે વિચારી રહ્યું હતું. તેણે બહુ વહેલાં જ તોતડું બોલવાનું બંધ કરી દીધું હતું અને જ્યારે તે ત્રણ વર્ષની હતી ત્યારે તદ્દન સ્પષ્ટપણે બોલતી હતી. તે તેના પિતાથી બીતી હતી; પોતાની મા પ્રત્યેની લાગણીઓ અસ્પષ્ટ હતી: તે ન તો તેનાથી બીતી હતી કે ન તો તેના માટે કોઈ પ્રેમનાં ચિહ્નો પ્રગટ કરતી હતી; આમ તો તે અગાફ્યા માટે પણ પ્રેમનાં કોઈ બાહ્ય ચિહ્નો પ્રગટ કરતી નહોતી તેમ છતાં તે એકલી જ એવી વ્યક્તિ હતી જેને તે ચાહતી હતી. અગાફ્યાને તેનાથી જુદી પાડી શકાય એમ નહોતું. તેઓ બન્ને સાથે હોતાં ત્યારે વિચિત્ર દૃશ્ય ઊભું કરતાં હતાં. કાળા કપડામાં સજ્જ, માથા પર કાળો રૂમાલ બાંધીને, મીણ જેવા ફીક્કા પણ હજી સુંદર અને ભાવપૂર્ણ ચહેરે તે મોજાં ગૂંથતી ટટ્ટાર બેસતી હતી, જ્યારે લીઝા તેના પગ પાસે નાનકડી આરામખુરશીમાં તેની જેમ પોતાનાં નાનાં નાનાં કામોમાં વ્યસ્ત થઈને બેસતી કે પછી પોતાની નિર્મળ આંખોને ઊંચી કરી ગંભીરતાપૂર્વક અગાફ્યા તેને જે કંઈ કહેતી રહેતી હતી



તે સાંભળતી રહેતી; અગાફ્યા તેને પરીકથાઓ નહોતી કહેતી પણ ધીમા અને સમતલ સ્વરે પવિત્ર મરિયમના જીવન વિષે, યતિઓના સંતો અને શહીદો તથા પવિત્ર સ્ત્રી પુરુષોના જીવન વિષે જણાવતી હતી, તેને એ પણ કહેતી કે કેવી રીતે સંતો વેરાન પ્રદેશમાં રહેતા હતા, કેવી રીતે તેઓ મુક્તિ શોધવા મથતાં હતાં, ભૂખતરસ અને મુશ્કેલીઓ કેવી રીતે ઝેલતાં હતાં અને કેવી રીતે રાજાઓના ભયમાં ઊભાં નહોતાં રહેતાં પણ ઈસુ ખ્રિસ્તને માનતાં હતાં; કેવી રીતે આસમાનના પંખીઓ તેમના માટે ખાવાનું લાવતાં હતાં અને જંગલોનાં પ્રાણીઓ તેમની આજ્ઞાને અનુસરતાં હતાં; જ્યાં જ્યાં પણ તેમનું લોહી વહ્યું છે ત્યાં ત્યાં કેવી રીતે ફૂલો ઊગી આવ્યાં હતાં. "પીળાં ફૂલો?" એક વખત લીઝાએ પૂછ્યું. તેને ફૂલોનો બહુ શોખ હતો... અગાફ્યા લીઝાની સાથે ગંભીરતા અને વિનમ્રતાપૂર્વક વાત કરતી હતી જાણે તે એ વાતથી સભાન હતી કે આટલા ઉદ્દાત્ત અને પવિત્ર શબ્દો ઉચ્ચારવાનો તેને અધિકાર નહોતો. લીઝાના હોઠ ખુલ્લા રહી જતા—અને સર્વશક્તિમાન અને સર્વજ્ઞ ભગવાનની છબી તેની આકર્ષક શક્તિ સાથે ચોરીછૂપી તેના આત્મામાં પ્રવેશી ગઈ અને તેને પવિત્ર અને આદરયુક્ત ભયથી ભરી દીધો. જ્યારે ઈસુ ખ્રિસ્તે તેના માટે એક નિકટના ઘનિષ્ઠ અસ્તિત્વનું રૂપ ધારણ કર્યું, કંઈક લગભગ તેના જેવું જ હોય ત્યારે અગાફ્યાએ તેને પ્રાર્થના કરવાનું પણ શીખવાડ્યું. કેટલીક વખત તે લીઝાને વહેલી પરોઢે જ જગાડી દેતી, જલદી જલદી તૈયાર કરતી અને ચૂપચાપ પોતાની સાથે સવારની પ્રાર્થનામાં લઈ જતી: લીઝા અધ્ધર શ્વાસે દબાવેલા પગલે તેની પાછળ પાછળ જતી; વહેલી સવારની કડકડતી ઠંડી અને ઝાંખો પ્રકાશ, ઠંડુ અને ખાલી દેવળ, આ અણચિંત્યા અભિયાનની ગુપ્તતા, ચોરીચૂપકી પાછા આવીને સૂઈ જવું—જે કંઈ અપરિચિત હતું, વિચિત્ર હતું, પવિત્ર હતું એ બધાનું નવાઈ પમાડે તેવું સંમિશ્રણ આ બાળકીને અંતરાત્માના ઊંડાણ સુધી રોમાંચિત કરી દેતું હતું. અગાફ્યા કદી કોઈને ઠપકો નહોતી આપતી અને લીઝાને પણ ડાહીડમરી થવા માટે ધમકાવતી નહોતી. જ્યારે તે નારાજ થતી ત્યારે હંમેશાં શાંત થઈ જતી અને લીઝા જાણતી હતી કે આ શાંતિનો અર્થ શું હતો; બાળકની ત્વરિત ચતુરાઈથી તે એ પણ સમજી જતી હતી

કે અગાફ્યા ક્યારે બીજાંઓથી નારાજ થતી હતી—માર્યા દ્મીત્રિયેવ્ના કે કાલીતિન પોતે પણ તેમાં સમાવિષ્ટ હતાં. અગાફ્યાએ ત્રણેક વર્ષ કરતાં વધારે સમય સુધી લીઝાની દેખરેખ રાખી, ત્યાર બાદ તેની જગ્યા મોરોએ લીધી; ગમે તેમ પણ નીરસ રીતભાત અને વારંવાર ઉદ્‌ગારો "આ બધો બકવાસ છે" ઉચ્ચારનારી અવિચારી ફ્રેંચ મહિલા લીઝાનો એ પ્રેમ ન પામી શકી જે તેની વ્હાલી આયાને પ્રાપ્ત હતો: બીજે મૂળ પકડી લીધાં હતાં. તદુપરાંત અગાફ્યા જોકે હવે લીઝાની દેખરેખ નહોતી રાખતી તેમ છતાં તે હજી પણ ઘરમાં જ હતી અને ઘણીવાર પોતાની ઊછેરેલી છોકરીને મળતી હતી જે હજી પણ તેના પ્રત્યે એટલી જ નિષ્ઠા ધરાવતી હતી.

પણ જ્યારે માર્ફા તિમોફેયેવ્ના પાછળથી કાલીતિનના ઘરમાં રહેવા માટે આવી ત્યારે અગાફ્યાનું તેની સાથે ન બન્યું. વાત વાતમાં વચકનારી અને મમતવાળી વૃદ્ધ સ્ત્રીને આ સ્ત્રી જે પહેલાં ખેડૂત હતી તેની ગંભીર અને ગૌરવભરી સિકલ ન ગમી. અગાફ્યા તીર્થયાત્રા પર નીકળી પડી અને પાછી ન આવી. એવી છાની અફવાઓ હતી કે તે રસ્કોલ્નીકસના એકાંતવાસમાં ચાલી ગઈ હતી. પણ લીઝાના દિલમાં તે જે છાપ છોડી ગઈ હતી તે અમીટ હતી. તેણે સામૂહિક પ્રાર્થનામાં જવાનું ચાલુ રાખ્યું, જેની તે તહેવારની જેમ આતુરતાપૂર્વક રાહ જોતી હતી, તે રુચિપૂર્વક, એક પ્રકારની સંકુચિત અને સંયત ઉત્કટતાપૂર્વક પ્રાર્થના કરતી હતી જે માર્યા દ્મીત્રિયેવ્ના માટે ગુપ્ત આશ્ચર્યની વાત હતી; માર્ફા તિમોફેયેવ્નાએ પણ જોકે કદી લીઝાની સ્વતંત્રતા પર કોઈપણ રીતે પ્રતિબંધ નહોતો મૂક્યો તેમ છતાં તેના ઉત્સાહને નરમ પાડવાનો અને એટલાં બધાં સાષ્ટાંગ દંડવત્ ન કરવા સમજાવવાનો પ્રયત્ન કર્યો—તે આને કુલીન ઘરાનાની છોકરી માટે યોગ્ય નહોતી ગણતી. લીઝા સારી રીતે ભણતી હતી એટલે કે ખંતપૂર્વક ભણતી હતી; તેને કોઈ ખાસ પ્રતિભાશાળી સામર્થ્ય કે અલૌકિક બુદ્ધિનું વરદાન નહોતું મળ્યું; તે માત્ર ખૂબ મહેનતથી કામ કરીને શીખતી હતી. તે પિયાનો સારી રીતે વગાડતી હતી, પણ માત્ર લેમ્મ જ જાણતો હતો કે તેના માટે તેને કેટલી કિંમત ચૂકવવી પડી હતી. તે બહુ વધારે વાંચતી નહોતી; તેની પાસે "તેના પોતાના શબ્દો નહોતા", પણ તેની પાસે તેના પોતાના વિચારો હતા અને પોતાની



આગવી રીતે આગળ જતી હતી. વ્યર્થમાં એમ નહોતું કહેવાનું કે તે બાપની અસલી બેટી છે: તેના પિતાએ પણ શું કરવું કે શું ન કરવું તેના માટે કદી બીજાં કોઈને પૂછ્યું નથી અને આમ તે શાંતિપૂર્વક, જરાપણ ઉતાવળ વિના ઓગણીસ વર્ષની ઉંમરે પહોંચી ત્યાં સુધી મોટી થતી ગઈ. તે અત્યંત આકર્ષક હતી, પણ તે પોતે તે જાણતી નહોતી. તેની દરેક હિલચાલ સરળ અને સ્વાભાવિક તથા મધુરાંશે અણઘડ મોહકાથી ભરપૂર હતી; તેના સ્વરમાં વણસ્પર્શ્યા જીવનનો રૂપેરી રણકાર હતો; જરા સરખી પણ આનંદદાયક સંવેદના તેના હોઠ પર મોહક સ્મિત લઈ આવતી હતી અને તેની આંખો એક ઊંડા અને લાડભર્યા પ્રકાશથી ચળકી ઊઠતી. ફરજની પ્રબળ ભાવનાથી પ્રેરાયેલી, કોઈને પણ ઈજા પહોંચાડવાના ભયે સજાગ, માયાળુ અને કોમળ હૃદયવાળી તે દરેકે દરેક વ્યક્તિને પ્રેમ કરતી હતી અને કોઈ એક વિશેષને નહિ, માત્ર એકલા ભગવાનને જ તે ઉત્કટતાપૂર્વક, ભીરુતાપૂર્વક અને કોમળતાપૂર્વક પ્રેમ કરતી હતી. તેની જિંદગીના ચાલુ વહેણને પણ ખળભળાવનાર લાવ્રેત્સ્કી સૌથી પહેલો હતો.

આવી હતી લીઝા.

## ૩૬

બીજા દિવસે સવારે અગિયાર વાગ્યાની થોડીવાર પછી લાવ્રેત્સ્કી કાલીતિન પરિવારને ત્યાં ગયો. રસ્તામાં તેને પાન્શીન મળ્યો જે પોતાની હેટને એકદમ ભમ્મરો સુધી નીચી કરતાં સરસરાટ ઘોડો દોડાવતો તેની પાસેથી નીકળી ગયો. કાલીતિન પરિવારને ત્યાં, તેમની સાથે પરિચય થયો ત્યારથી આજે પહેલી વાર તેનો આવકાર કરવામાં ન આવ્યો. માર્યા દ્મીત્રિયેવ્ના "આરામ" કરી રહી હતી—[illegible] નોકરે કહ્યું; "માલિકણ"ના માથામાં દુ:ખાવો હતો. માર્ફા તિમોફેયેવ્ના અને યેલીઝાવેતા મિખાઇલોવ્ના ઘરમાં નહોતાં. લાવ્રેત્સ્કી મનમાં લીઝાને મળવાની આછી પાતળી આશા લઈને બગીચામાં આમ

તેમ લટાર મારવા લાગ્યો, પણ તેને કોઈ ન મળ્યું. તે બે કલાક પછી પાછો આવ્યો ત્યારે પણ ગણવેશધારી નોકરે તેને એ જ વાત કહી, જે તેને આડી નજરે તાકતો હતો. લાવ્રેત્સ્કીએ વિચાર્યું એક જ દિવસમાં ત્રીજી વાર જવું અનુચિત હતું અને તેણે વાસિલ્યેવ્સ્કોયે જવાનો નિર્ણય કર્યો જ્યાં તેને કેટલાંક કામો પણ પૂરાં કરવાનાં હતાં. રસ્તામાં તે યોજનાઓ ઘડતો રહ્યો, દરેક યોજના બીજી યોજના કરતાં વધારે હોંશીલી હતી; પણ જ્યારે તે પોતાના ફોઈબાના નાના ગામ પાસે આવી પહોંચ્યો ત્યારે તેનો બધો ઉત્સાહ ઓસરી ગયો હતો; તેણે અન્તોન સાથે વાતચીત કરવાનું શરૂ કર્યું; સંજોગવશાત્ વૃદ્ધ ડોસો પણ ઉદાસ પૂર્વસ્મૃતિઓથી સભર હતો. તેણે લાવ્રેત્સ્કીને કહ્યું, કેવી રીતે ગ્લાફીરા પેત્રોવ્નાએ પોતાના મૃત્યુ પહેલાં પોતાના જ હાથે બચકું ભર્યું હતું—અને પળવારના વિરામ પછી નિસાસો નાખતા ઉમેર્યું: "દરેક માણસ, ભલા માલિક, પોતાના નાશ માટે નીર્માયેલો છે." જ્યારે લાવ્રેત્સ્કી શહેર તરફ જતો હતો ત્યારે ઘણું મોડું થઈ ગયું હતું. ગઈકાલના સંગીતના સૂરો તેની ઉપર ભૂતની જેમ સવાર થયેલા હતા અને લીઝાની છબી તેની સાલસ સ્પષ્ટતા સાથે તેના મનમાં ઊભરાઈ રહી હતી; તેના દિલમાં એ વિચાર આવતાં ઝણઝણાટી છૂટી ગઈ કે તે તેને પ્રેમ કરતી હતી. તેના દિલમાં એ વિચાર આવતાં કંપારી છૂટી ગઈ કે તે તેને પ્રેમ કરતી હતી. તે શાંતચિત્તે અને મનમાં સુખની ભાવના સાથે ઘોડાગાડીમાં સવાર થઈ શહેરમાં પોતાના ઘેર પહોંચ્યો.

વિશાળ ખંડમાં પગ મૂકતાંની સાથે જ સૌથી પહેલી જે વસ્તુએ તેની ઉપર હુમલો કર્યો તે હતી પચૂલીની સુગંધ જેનાથી તેને સખત નફરત હતી; અહીં પ્રવાસ માટેનાં ઊંચાં ઊંચાં પટારા અને સૂટકેસ પણ પડયાં હતાં. તેને મળવા માટે દોડતા આવી રહેલા તેના હજૂરિયાનો ચહેરો પણ તેને કંઈક વિચિત્ર લાગ્યો. તેના મન પર પડેલાં પ્રભાવોનું પૃથ્થકકરણ કર્યા વિના તે દીવાનખાનાનો ઉંબરો વટાવી ગયો... સોફામાંથી ઝૂલવાળા રેશમના કાળા પોશાકમાં સજ્જ મહિલા તેને મળવા ઊભી થઈ. તે પોતાનો કેમ્બ્રીકનો રૂમાલ પોતાના ફિક્કા ચહેરા તરફ ઊંચો કરતાં બે ડગલાં આગળ વધી, સફાઈદાર અને ફેશનબલ કેશરચનાવાળું સુગંધિત માથું નીચું નમાવ્યું અને તેના પગે



પડી ગઈ... માત્ર ત્યાર બાદ જ તે તેને ઓળખી શક્યો કે તે મહિલા તેની પત્ની હતી.

તેનો શ્વાસ એકદમ અધ્ધર જ રહી ગયો... તે દીવાલને અઢેલીને ઊભો રહી ગયો...

"થીઓદોર, મને ધુતકારો નહિ!" તેણે ફ્રેંચ ભાષામાં કહ્યું. તેનો અવાજ જાણે દિલમાં કટાર ભોંકી દીધી હોય તેવો હતો.

લાવ્રેત્સ્કીએ શૂન્યપણે તેની તરફ તાક્યું, પણ તેમ છતાંય પળવાર માટે તેને લાગ્યું કે તે વધારે ગોરી અને સ્થૂળ થઈ ગઈ હતી.

"થીઓદોર!" તેણે ફરીથી કહ્યું. હવે તેણે પોતાની નજરો ઊંચી ઉઠાવી હતી અને પછી ગુલાબી પોલિશ કરેલાં નખવાળી આંગળીઓવાળાં પોતાનાં સુંદર હાથને સાવધાનીપૂર્વક મસળી રહી હતી. "તમે, મેં તમારી સાથે અન્યાય કર્યો છે, બહુ મોટો અન્યાય કર્યો છે... ના, ના, હું દુષ્ટ સ્ત્રી છું પણ મહેરબાની કરીને મારી પૂરી વાત સાંભળો; ખોટું કર્યાના પસ્તાવાથી મારું દિલ પીડાય છે, હું મારી પોતાની જાત માટે ભારરૂપ બની ગઈ છું, હું મારી સ્થિતિને જરાપણ સાંખી શકતી નહોતી; કેટકેટલી વાર હું તમારી સામે અરજ કરવાની અણી ઉપર આવી ગઈ હતી પણ હું તમારા રોષને માથે વહોરવાથી બીતી હતી; મેં ભૂતકાળ સાથેના બધા જ સંબંધો તોડી નાખવાનો મનમાં પાકો નિર્ણય કરી લીધો છે... હું બહુ માંદી હતી," કપાળ અને ગાલ ઉપર પોતાનો હાથ ફેરવતાં તેણે ઉમેર્યું, "મેં મારા મૃત્યુ વિશેની અફવાઓનો ફાયદો ઉઠાવીને તે બધું જ છોડી દેવાનો નિર્ણય કર્યો; દિવસ કે રાત પળવાર આરામ કર્યા વિના ઉતાવળે હું અહીં આવી ગઈ; હું તમારી સમક્ષ આવવા માટે હિમ્મત બાંધી શકી તે પળમાં બહુ વાર સુધી ખમચાતી રહી, મારા ખરાખોટાનો તોલ કરનાર મુનસફ;—તમે હંમેશાં કેટલાં માયાળુ હતા તે યાદ કરતાં મેં મારા બધાં થથરાટને દૂર કર્યો; મોસ્કોમાં મેં તમારું સરનામું શોધી કાઢ્યું. મારી પર વિશ્વાસ કરો," ધીમેથી ભોંય પરથી ઊઠીને આરામ ખુરશીની કિનારી પર બેસતાં તેણે આગળ કહ્યું; "મોતનો વિચાર ઘણીવાર મારા મનમાં આવ્યો અને એ ભયંકર પગલું ઉઠાવવામાં પણ પાછી પડી ન હોત—આહ, જિંદગી મારા માટે હવે એક અસહ્ય બોજ માત્ર રહી ગઈ છે!—પણ મારી દીકરીના વિચારે, મારી

નાનકડી અદાના વિચારે મારા હાથને રોકી લીધા; તે અહીં છે, તે બીજા ઓરડામાં ઊંઘે છે, બિચારી મારી દીકરી! તે થાકી ગઈ છે—તમે તેને જાતે જોશો; કોઈપણ ભોગે તમારી સામે તે તો નિર્દોષ છે; ઉફ્, હું કેટલી દયાને પાત્ર છું, કેટલી દયાને પાત્ર!" માદામ લાવ્રેત્સ્કાયા મોટેથી બોલી અને તેમની આંખોમાંથી આંસુનો ધોધ વહેવા લાગ્યો.

છેવટે લાવ્રેત્સ્કી હોશમાં આવ્યો; તે દીવાલ પાસેથી ખસ્યો અને બારણા તરફ વળ્યો.

"તમે જઈ રહ્યા છો?" તેની પત્નીએ નિરાશાના સ્વરમાં બૂમ પાડી. "ઓહ, કેવા ક્રૂર છો! એક પણ શબ્દ ઉચ્ચાર્યા વિના કે ઠપકો પણ આપ્યા વિના... આ તિરસ્કાર મારા માટે અસહ્ય છે, ભયંકર છે!"

લાવ્રેત્સ્કી થોભ્યો.

"તમે મને શું કહેવડાવવા ઇચ્છો છો?" તેણે ભાવશૂન્ય અવાજે ઉચ્ચાર્યું.

"કંઈ નહિ, કંઈ પણ નહિ", તે ઉતાવળપૂર્વક વચ્ચે જ બોલી ઊઠી, "હું જાણું છું કે મારો કોઈપણ વસ્તુ ઉપર હક્ક નથી; હું મારું ભાન નથી ભૂલી ગઈ, હું તમને ખાતરી આપું છું; મને કોઈ આશા નથી, હું એ આશા રાખવાની હિમ્મત પણ નથી કરતી કે તમે મને માફ કરી દેશો; હું તો માત્ર એ આજીજી કરવાનું સાહસ કરું છું કે તમે મને આદેશ આપો કે મારે શું કરવું અને ક્યાં રહેવું? તમે ગમે તે આદેશો આપશો તો પણ તેનું હું એક દાસીની જેમ પાલન કરીશ."

"મારી પાસે તમને આપવા માટે કોઈ આદેશો નથી," એ જ નિર્જીવ સ્વરમાં લાવ્રેત્સ્કીએ જવાબ આપ્યો, "તમે જાણો છો કે તે બધું જ આપણી વચ્ચેથી ખલાસ થઈ ગયું છે... અત્યારે તો પહેલાં કરતાં પણ વધારે. તમને જ્યાં પણ ગમે ત્યાં તમે રહી શકો છો; અને જો તમારા ભથ્થાના પૈસા અપૂરતા હોય તો'"...

"ઓહ, આવા કપરા વેણ ન ઉચ્ચારો," વાર્વારા પાવ્લોવ્ના વચ્ચે બોલી પડી, "મારા પર દયા ખાવ, ઓછામાં ઓછું... ઓછામાં ઓછું આ નાનકડી બાળકીને ખાતર..." આમ કહેતી એકદમ ઉતાવળે



તે બીજા ઓરડામાં દોડી ગઈ અને હાથમાં ખૂબ જં સારી રીતે પહેરાવેલાં કપડામાં સજ્જ નાનકડી છોકરીને લઈને તરત જ પાછી ફરી. તેના સુંદર ગુલાબી નાનકડા ચહેરા પર, તેની મોટી મોટી કાળી નીંદભરી આંખો પણ લાંબી સોનેરી લટો વિખરાયેલી હતી; તે હસી અને પોતાની માના ગળા પર પોતાનો નાનકડો ભરાવદાર હાથ રાખીને પ્રકાશમાં આવતા આંખો મીંચકારવા લાગી.

"આદા, આ તારા પિતા છે," વાર્વારા પાવ્લોવ્નાએ તેની આંખ પરની લટોને પાછી સરખી કરતાં અને તેને ચૂમતાં કહ્યું, "મારી સાથે તેમના માટે પ્રાર્થના કર".

"આ મારા પિતા છે," બાળકીએ કાલી બોલીમાં કહ્યું.

"હા, મારી દીકરી, તું તો તેમને પ્યાર કરે છે ને?"

આ લાવ્રેત્સ્કી માટે અતિશય હતું.

"ક્યા નાટકમાં બિલકુલ આવું જ દૃશ્ય છે?" તે બબડ્યો અને બહાર જતો રહ્યો.

વાર્વારા પાવ્લોવ્ના થોડીક ક્ષણો સુધી થાંભલાની જેમ સ્થિર ઊભી રહી ગઈ, પોતાના ખભા થોડાક મચકોડ્યા, નાનકડી બાળકીને બીજા ઓરડામાં લઈ જઈ તેનાં કપડાં ઉતારીને તેને સૂવાડી દીધી. તે ત્યારબાદ એક ચોપડી હાથમાં લઈ લેમ્પ પાસે બેઠી, એકાદ કલાક સુધી વાંચીને પોતે પણ સૂવા ગઈ.

"ઠીક છે, માદામ?" જ્યારે તે પોતાના ઉરસ્ત્રાણને ખોલી રહી હતી ત્યારે તેની ફ્રેંચ નોકરાણીએ પૂછ્યું, જેને તે પોતાની સાથે પેરીસથી લઈ આવી હતી.

"ઠીક છે, જુસ્તીન," તેણે જવાબ આપ્યો. "તે પહેલાં કરતાં વધારે વૃદ્ધ થઈ ગયા છે પણ હું માનું છું તેઓ પહેલા હતા તેટલા જ દયાળુ છે. મને રાત માટેના દસ્તાના આપ અને આવતીકાલ માટે પેલા ઊંચા કોલરવાળું મારું સિલેટી ગાઉન બહાર મૂકી દે; અને આદા માટે મટન કટલેટ ન ભૂલતી... હું ખાતરીપૂર્વક કહી શકું છું કે અહીં તેનું મળવું એ બહુ મુશ્કેલ છે; પણ આપણે પ્રયત્ન તો કરવો જ જોઈએ."

"લડાઈ તો હંમેશાં લડાઈ છે." જુસ્તીને જવાબ આપ્યો અને મીણબત્તી ઓલવી નાખી.

## ૩૭

લાવ્રેત્સ્કી બે કલાક કરતાં પણ વધારે સમય સુધી શહેરની ગલીઓમાં ભટકતો રહ્યો. પેરીસના પરિસરમાં તેણે વીતાવેલી રાતોની યાદ તેના મનમાં ફરીથી તાજી થઈ. દર્દના માર્યે તેનું દિલ ચીરેચીરાં થઈ રહ્યું હતું અને માથું તદ્દન બહેર મારી ગયું હતું, તેના મગજમાં એ જ અંધકારમય, નિરર્થક, ભીષણ વિચારો વમળની જેમ ઘૂમરાતા હતા. "તે જીવતી છે, તે પાછી આવી છે," તે લગાતાર વધતી જતી વ્યાકુળતામાં અસ્ફુટ સ્વરે બોલતો હતો. તેણે અનુભવ્યું કે તે લીઝાને ગુમાવી બેઠો હતો. તે ક્રોધથી તપી ગયો; આ જોરદાર ક્ષણિક ફટકો તદ્દન અણધારી રીતે આવી પડયો હતો. કેવી રીતે તે પેલા અર્થહીન લેખ, પેલા કાગળના નકામાં ચીંથરા ઉપર વિશ્વાસ કરવા જેટલો ભોળો બની ગયો. "ભલે, માની લો કે હું તેની ઉપર વિશ્વાસ નહોતો કરતો," તેણે વિચાર્યું, "તેનાથી શો ફેર પડવાનો હતો? "તેનાથી શો ફેર પડવાનો હતો? મને કદાપિ એ વાતની જાણ ન થઈ હોત કે લીઝા મને ચાહે છે; ન તો તે પણ એ વાત જાણત. "તે પોતાની પત્નીની પ્રતિકૃતિ, અવાજ, આંખોથી પોતાને મુક્ત કરી શકતો નહોતો... અને તે પોતાની જાતને શાપ આપી રહ્યો હતો, આખી દુનિયાને શાપ રહ્યો હતો.

થાક અને અસહ્ય વેદનાથી હિમ્મત હારી પરોઢ પહેલાં તે લેમ્મના ઘેર આવ્યો. લાંબા વખત સુધી કોઈએ તેના બારણા ખખડાવવાનો જવાબ ન વાળ્યો; છેવટે વૃદ્ધનું માથું બારીમાં ડોકાયું, તેણે રાતની ટોપી પહેરેલી હતી; તે બહુ ચીડાયેલો અને સંકોચાયેલો લાગતો હતો. પેલી સ્ફુરણા પામેલી અને પ્રભાવશાળી મુખમુદ્રાથી તદ્દન ભિન્ન લાગતો હતો, જેના વડે તેણે હજી ચોવીસ કલાક પહેલાં જ પોતાની શ્રેષ્ઠ કલાત્મકતાના શિખર પરથી ભવ્યતાપૂર્વક લાવ્રેત્સ્કીનું સવેક્ષણ કર્યું હતું.

"શી વાત છે?" લેમ્મે પૂછ્યું. "હું દરરોજ રાત્રે તમારા માટે પિયાનો ન વગાડી શકું. મેં ક્વાથ લીધો છે." પણ કદાચ



લાવ્રેત્સ્કીનો ચહેરો બહુ વિચિત્ર લાગ્યો કારણ કે વૃદ્ધે આંખો પર હાથ વડે છાજલી બનાવીને આટલી મોડી રાતે આવેલા મુલાકાતીને ધ્યાનપૂર્વક નિહાળ્યો હતો. તેણે બારણું ખોલ્યું.

લાવ્રેત્સ્કી ઓરડામાં આવ્યો અને ધબ દઈને આરામ ખુરશીમાં ફસડાઈ પડયો; વૃદ્ધ પોતાના ભડકીલા રંગના ઘસાયેલા ડ્રેસિંગ ગાઉનને લપેટતો, થરથર કાંપતો અને પોતાના હોઠ ચાવતો તેની સામે ઊભો રહ્યો.

"મારી પત્ની આવી ગઈ છે," લાવ્રેત્સ્કીએ કહ્યું. તેણે પોતાનું માથું ઊંચું કર્યું અને એકાએક કોઈપણ કારણ વિના હસી પડયો.

લેમ્મ અવાક્ થઈ ગયો હોય તેવો લાગતો હતો, પણ તે હસ્યો નહિ; તેણે માત્ર પોતાનું ગાઉન વધારે જોરથી કસ્યું.

"બેશક, તમે નથી જાણતો," લાવ્રેત્સ્કીએ આગળ કહ્યું, "મેં ધાર્યું હતું... મેં છાપામાં વાંચ્યું હતું કે તે મરી ગઈ હતી."

"ઓ ઓહ, તમે આ બહુ વખત પહેલાં વાંચ્યું હતું?" લેમ્મે પૂછ્યું.

"ના, વધારે વખત નથી થયો."

"ઓ ઓહ," વૃદ્ધે પોતાની ભમ્મરો ઊંચી કરતાં ફરીથી કહ્યું. "અને અત્યારે તે અહીં છે?"

"હા, તે મારા ઘરમાં છે; હું... હું ભાગ્યહીન માણસ છું."

તે કડવાશભર્યું હસ્યો.

"તમે ભાગ્યહીન માણસ છો," લેમ્મે ધીમેથી ફરી કહ્યું.

"ક્રિસ્તોફોર ફ્રોદોરિચ," લાવ્રેત્સ્કીએ કહેવાનું શરૂ કર્યું; "તમે મારી એક ચિઠ્ઠી પહોંચાડી દેશો?"

"હંઅ. હું જાણી શકું છું કોને?"

"વેલીઝાવે..."

"ઓહ, હા, હા, હું સમજી ગયો. ભલે. ક્યારે તે પહોંચાડવાની છે?"

"આવતી કાલે; શક્ય હોય તેટલી વહેલામાં વહેલી તકે."

"હંઅ. હું મારી રસોઈયણ કેથેરીનને મોકલી શકું છું, ના, હું મારી જાતે જ લઈ જઈશ."

"અને તમે મારા માટે જવાબ પણ લઈ આવશો?"

"હા, હું લઈ આવીશ."

લેમ્મે ઊંડો નિસાસો મૂક્યો.

"હા, મારા બિચારા જુવાન મિત્ર, તમે ખરેખર ભાગ્યહીન માણસ છો."

લાવ્રેત્સ્કીએ લીઝાને થોડાક શબ્દો લખ્યા: તેણે તેને પોતાની પત્નીના આગમન વિષે જણાવ્યું તથા તેને મળવા માટેની રજા માગી—ત્યારબાદ તે સાંકડા સોફા ઉપર ફસડાઈ પડયો અને પોતાનું મોં દીવાલ તરફ ફેરવી લીધું; વૃદ્ધ પોતાના પલંગ પર આડો પડયો, બેચેનીપૂર્વક આમતેમ આળોટતો અને ખાંસતો રહ્યો તથા ઘૂંટડે ઘૂંટડે પોતાનો ક્વાથ પીતો રહ્યો.

સવાર પડી. તેઓ બન્ને ઊઠયા. તેઓએ એકબીજાની સામે વિચિત્ર નજરે જોયું. લાવ્રેત્સ્કીને તે ક્ષણે પોતાની જાતને ખલાસ કરી નાખવાની ઈચ્છા થઈ. રસોઈયણ કેથેરીન તેમના માટે થોડી બેસ્વાદ કોફી લઈ આવી. ઘડિયાળમાં આઠના ડંકા થયા. લેમ્મે પોતાની હેટ પહેરી અને એમ કહેતાં તે નીકળી પડયો કે આમ તો તે કાલીતિન પરિવારને ત્યાં દસ વાગે પાઠ આપવા જાય છે પણ કોઈ સચોટ બહાનું શોધી કાઢશે. લાવ્રેત્સ્કી ફરીથી નાનકડા સોફામાં ધબ દઈને બેસી ગયો અને તેના અંતરાત્માના ઊંડાણમાં ફરીથી કોઈ ક્રૂર રમૂજનો ખળભળાટ મચી ઊઠયો. લાવ્રેત્સ્કી તેની પત્નીએ તેને કેવી રીતે ઘરમાંથી બહાર ધકેલી દીધો હતો તે વિષે વિચારતો હતો, તેણે લીઝાની સ્થિતિની કલ્પના કરી, પોતાની આંખો મીંચી લીધી અને માથા નીચે હાથ ટેકવ્યા. છેવટે લેમ્મ પાછો આવ્યો અને તેના માટે એક કાગળની ચબરખી લઈ આવ્યો જેની ઉપર લીઝાએ પેન્સીલ વડે લખ્યું હતું: "આપણે આજે નહિ મળી શકીએ; કદાચ આવતીકાલે સાંજે. વિદાય." લાવ્રેત્સ્કી શુષ્કપણે અને શૂન્યમનસ્કપણે લેમ્મનો આભાર માનીને ઘેર ગયો.

તેણે જોયું કે તેની પત્ની સવારનો નાસ્તો કરી રહી હતી; વાંકડિયા વાળવાળી, વાદળી રીબનવાળા નાનકડા સફેદ ફ્રોકમાં સજ્જ આદા મટન-કેટલેટ ખાઈ રહી હતી. જેવો લાવ્રેત્સ્કી અંદર આવ્યો કે તરત જ વાર્વારા પાવ્લોવ્ના ઊભી થઈ ગઈ અને એકદમ નમ્રતા અને આજ્ઞાંકિતપણાનાં હાવભાવ સાથે તેને મળવા આગળ વધી:



લાવ્રેત્સ્કીએ તેને તેની પાછળ અધ્યયન ખંડમાં આવવા કહ્યું, અંદરથી બારણું બંધ કર્યું અને ઓરડામાં આમથી તેમ આંટા મારવાનું શરૂ કર્યું; તે અદબવાળીને ઠાવકાઈપૂર્વક બેસી ગઈ અને પોતાની આંખો વડે તેની દરેક હિલચાલને ધ્યાનપૂર્વક જોવા લાગી. તેની આંખો હજી પણ સુંદર હતી જોકે તેની ઉપર હળવી પીંછી જરૂર મારવામાં આવી હતી.

લાવ્રેત્સ્કી થોડાક સમય સુધી પોતાની જાતને બોલવા માટે તૈયાર ન કરી શક્યો; તેણે અનુભવ્યું કે તેનો પોતાની ઉપર કાબૂ જ નહોતો રહ્યો; તે સ્પષ્ટપણે જોઈ શક્તો હતો કે વાર્વારા પાવ્લોવ્ના તેનાથી લેશમાત્ર ડરતી નહોતી અને માત્ર એવી દેખાવાનો ઢોંગ કરતી હતી જાણે કોઈ પણ ક્ષણે તે બેભાન થઈ જવાની હોય.

"સાંભળો, માદામ," છેવટે ઊંડો શ્વાસ લેતા અને પોતાના દાંત ભીંસતા તેણે કહેવાનું શરૂ કર્યું, "એક બીજાને છેતરવાની કોઈ જરૂર નથી; હું તમારા પસ્તાવામાં વિશ્વાસ નથી રાખતો; જો તે ખરા દિલનો પણ હોત તો મારા માટે તમારી સાથે પાછા જવું અને તમારી સાથે જીવવું તદ્દન અસંભવ હોત."

વાર્વારા પાવ્લોવ્ના બીડેલાં હોઠે અને ઝીણી કરેલી આંખોએ બેસી રહી.

"આ ખુલ્લો અણગમો છે," તે વિચારી રહી હતી. "આખો બિલકુલ ખલાસ થઈ ગયો છે! તેની નજરોમાં હું સ્ત્રી પણ નથી રહી."

"અસંભવ," પોતાના કોટના બટણ ઉપર સુધી બંધ કરતાં લાવ્રેત્સ્કીએ ફરીથી કહ્યું. "હું નથી જાણતો કે તમે અહીં શા માટે આવ્યાં છો: કદાચ તમારી પાસેના બધા પૈસા ખર્ચાઈ ગયા હશે."

"ઓહ! તમે મારું અપમાન કરો છો," વાર્વારા પાવ્લોવ્ના અસ્ફુટ સ્વરે બોલી.

"ગમે તેમ હોવા છતાં પણ, તમે હજી કમનસીબે મારી પત્ની છો. હું ખરેખર વાસ્તવમાં તમને બહાર ધકેલી દઈ શકતો નથી... હવે હું તમારી સમક્ષ એક દરખાસ્ત મૂકવા ઈચ્છું છું તે આ છે. તમે, જો ઈચ્છો તો આજે જ લાવ્રિકી જઈ ત્યાં રહી શકો છો; તમે જાણો છો તે પ્રમાણે ત્યાં સારું ઘર છે; તમારા ભથ્થાની રકમ ઉપરાંત

તમને જે કોઈ પણ વસ્તુની જરૂર હશે તે મળી જશે... તમે સંમત થાવ છો?"

વાર્વારા પાવ્લોવ્નાએ પોતાનો ભરેલો હાથ રૂમાલ ચહેરા તરફ ઊંચો કર્યો.

"હું તમને પહેલાં જ કહી ચૂકી છું," તેણે પોતાનાં ફડકતા હોઠે કહ્યું, "કે તમે જે કંઈ પણ મારી સાથે કરવા માટે યોગ્ય સમજો તે બધું જ મને મંજૂર હશે; હવે મારી પાસે તમને પૂછવા માટે માત્ર એક જ વાત બાકી રહી ગઈ છે—ઓછામાં ઓછું તમે મને તમારી આ ઉદારતા માટે આભાર માનવા દેશો?"

"આભાર માન્યા વિના જ ચાલવા દો—એ પ્રમાણે જ વધારે સારું રહેશે," લાવ્રેત્સ્કી ઉતાવળપૂર્વક વચમાં જ બોલી પડ્યો. "તો," બારણા તરફ જતાં તેણે આગળ કહ્યું, "હું ભરોસો રાખી શકું છું..."

"આવતીકાલે હું લાવ્રિકીમાં હોઈશ," વાર્વારા પાવ્લોવ્ના અદબપૂર્વક પોતાની જગ્યાએથી ઊભા થતા બબડી. "પણ ફ્યોદોર ઇવાનિચ... (હવે તે તેને થીયોદોર કહીને સંબોધતી નહોતી.)

"હવે શું ઇચ્છો છો?"

"હું જાણું છું કે હું હજી સુધી માફીને લાયક નથી, પણ કદાચ ઓછામાં ઓછી એટલી આશા રાખી શકું છું કે સમય જતાં..."

"એય, વાર્વારા પાવ્લોવ્ના," લાવ્રેત્સ્કીએ તેની વાત કાપતાં કહ્યું, "તમે બહુ ચાલાક સ્ત્રી છો અને હું પણ કોઈ મૂરખ નથી; હું જાણું છું કે તમને તેની રત્તીભર પરવા નથી. માફ તો હું તમને ઘણાં વખત પહેલાં જ કરી ચૂક્યો છું પણ આપણી વચ્ચે હંમેશાં એક ઊંડી ખાઈ રહી છે."

"તમે જોશો કે હું ખરેખર નમ્ર અને આજ્ઞાંકિત છું," પોતાનું માથું નમાવતા વાર્વારા પાવ્લોવ્નાએ જવાબ આપ્યો. "હું મારા પાપને ભૂલી નથી; મને એ વાત જાણીને જરાપણ આશ્ચર્ય નહિ થાય કે મારા મૃત્યુના સમાચાર સાંભળીને તમે ખુશ પણ થયા હતા," લાવ્રેત્સ્કીએ મેજ ઉપર છોડેલાં છાપા તરફ આંગળી ચીંધતા તે નમ્રપણે બોલી.



ફ્યોદોર ઇવાનિચ ચોંક્યો; લેખ નીચે પેન્સીલથી નિશાન કરવામાં આવ્યું હતું. વાર્વારા પાવ્લોવ્ના હજી પણ વધારે ઊંડા દીનતાના દેખાવ સાથે તેને જોઈ રહી હતી. તે ક્ષણે તે આફલાતૂન લાગતી હતી. પશ્મિના સિલેટી ગાઉન તેની છોકરી જેવી દેખાતી ચપળ કાયાકૃતિ સાથે ચોંટેલું હતું; સફેદ કોલરમાં લપેટાયેલ તેની સુડોળ કોમળ ગરદન, તેની છાતી હળવા ઉતાર ચઢાવ, બંગડીઓ કે વીંટીઓ વિનાના ઉઘાડા તેના હાથ—તેના સાફસૂથરા વ્યવસ્થિત વાળવાળા માથાથી લઈને ભાગ્યે જ દેખાતી જૂતાની એડી સુધીની તેની આખી આકૃતિ અત્યંત લાલિત્યભરી લાગતી હતી...

લાવ્રેત્સ્કીએ તેની તરફ નફરતભરી નજરે જોયું. અને લગભગ ચીસ પાડતાં બોલ્યો: "શાબાશ!" અને પોતાનો મુક્કો લગભગ તેની કાનપટ્ટી સુધી ગઈ ગયો અને તરત જ ઊભે પગે પાછો ફરી ગયો. એક કલાક પછી તે વાસિલ્યેવ્સ્કોયેના રસ્તા તરફ હતો અને બે કલાક પછી વાર્વારા પાવ્લોવ્નાએ શહેરમાં એક ઠાઠવાળી ઘોડાગાડી ભાડે લીધી, કાળા બુરખા સાથે સાદી તણખલાની ટોપી અને સાદો ખૂલતો જામા પહેર્યાં, આદાને જુસ્તીનની દેખરેખ હેઠળ છોડીને તે પોતે કાલીતિન પરિવારને ત્યાં જવા માટે નીકળી પડી: નોકરો પાસેથી પ્રશ્નો પૂછી પૂછીને મેળવેલી બાતમી પરથી તેને એ માહિતી મળી હતી કે તેનો પતિ દરરોજ તેમને મળવા જતો હતો.

## ૩૮

લાવ્રેત્સ્કીની પત્ની ***શહેરમાં આવી પહોંચી તે દિવસ તેના માટે ખિન્નતાભર્યો હતો અને લીઝા માટે પણ બહુ ભારે દિવસ હતો. તેણે હજી ભાગ્યે જ નીચે જઈને પોતાની માને મળી હતી કે ત્યાં જ બહાર ઘોડાની ખરીઓનો અવાજ સંભળાયો અને તેણે ગભરાટપૂર્વક જોયું કે પાન્શીન આંગણામાં આવી રહ્યો હતો. "તે આટલો જલદી પોતાનો જવાબ લેવા માટે આવ્યો છે," તેણે વિચાર્યું અને તે સમજવામાં તેણે ભૂલ પણ નહોતી કરી; દીવાનખાનામાં થોડી

વાર રોકાયા પછી તેણે બહાર બગીચામાં જવાનો સૂઝાવ આપ્યો, જ્યાં તેણે પોતાના ભાવિનો ફેંસલો જાણવાની માંગણી કરી. હિંમત કરીને લીઝાએ તેને કહ્યું કે તે તેની પત્ની બની શકતી નહોતી. પાન્શીને કપાળ સુધી નીચે કરેલી હેટમાં તેની બાજુમાં ઊભા રહીને તેની પૂરી વાત સાંભળી; નમ્રતાપૂર્વક પણ બદલાયેલા અવાજે તેણે પૂછ્યું કે શું તે તેનો અફર નિર્ણય હતો કે પછી તેણે પોતાની તરફથી કોઈ એવું કારણ આપ્યું હતું જેના કારણે તેણે પોતાનો વિચાર બદલ્યો હતો. ત્યાર બાદ તેણે પોતાની આંખો પર હાથ ફેરવ્યો, ટૂંકો આવેશયુક્ત નિસાસો મૂક્યો અને પોતાના હાથ પાછા હટાવી લીધા.

"હું ઘસાયેલા રૂઢ રસ્તા પર ચાલવા ઇચ્છતો નહોતો," તેણે ખોખરા અવાજે કહ્યું. "મેં બરાબર મને ગમે તેવા જ સાથીને પસંદ કરવાનું વિચાર્યું હતું; પણ દેખીતી રીતે લાગે છે કે મારા નસીબમાં બીજું જ કંઈ લખાયેલું છે. વિદાય, મારી પ્રિય સ્વપ્ન સુંદરી," નીચા નમીને નમન કરતાં લીઝાથી વિદાય લઈને ઘર તરફ પાછો ફર્યો.

લીઝાને આશા હતી કે તે તરત જ પાછો જતો રહેશે; પણ તે માર્યા દ્મીત્રિયેવ્નાના ઓરડામાં ગયો અને તે લગભગ એક કલાક જેટલું ત્યાં રોકાયો. જતી વખતે તેણે લીઝાને કહ્યું: "તમારી મા તમને બોલાવી રહી છે. હંમેશ હંમેશ માટે વિદાય..." પોતાના ઘોડા પર સવાર થયો અને ઘોડાને છારતક ચાલે દોડાવતો ઘરનાં પગથિયાં પાસેથી નીકળી પડ્યો. લીઝાએ જોયું કે માર્યા દ્મીત્રિયેવ્નાની આંખો આંસુભીની હતી: પાન્શીને તેને પોતાના ભાવિ વિષે જણાવી દીધું હતું.

"તેં મારી સાથે આ શું કર્યું, તેં શું કર્યું?" વ્યથિત વિધવાએ વિલાપ કરવાનું શરૂ કર્યું. "તું કોની સાથે પરણવા ઇચ્છે છે? શું તે તારા માટે લાયક નહોતો? તે દરબારની નોકરી કરી રહ્યો છે! તે કોઈ શ્રીમંત પત્નીની શોધમાં પડેલો નથી! સેંટ પીટર્સબર્ગમાં જો તે ઇચ્છતો તો કોઈ પણ મોભાદાર કન્યા સાથે પરણી શકતો હતો. ઓ દીકરી, અને આ લગ્નની હું કેટલી આતુરતાપૂર્વક ઝંખના કરતી હતી! તારો વિચાર બદલાયાને શું બહુ લાંબો વખત વીતી ગયો? આવી વાતો કંઈ અચાનક આસમાનમાંથી નથી આવી ટપકી પડતી



મગજમાં ભરાયેલી આ દુષ્ટ લહેર કોઈકે ફૂંકેલી છે. ક્યાંક આની પાછળ પેલા મારાં મૂર્ખ મસીયાઈ ભાઈનો તો હાથ નથી ને? સરસ વિશ્વાસપાત્ર મિત્ર તેં શોધી કાઢ્યો છે!"

"અને તે વિચારો," માર્યા દ્મીત્રિયેવ્નાએ આગળ કહ્યું, "કેટલા સદ્‌ભાવવાળા તે છે, પોતાની આપત્તિમાં પણ કેટલો વિવેકી છે! તેણે મને છોડીને ન જતા રહેવાનું વચન આપ્યું. ઓ દીકરી, હું એ ક્ષમા નહિ ભૂલી શકું! અરે દીકરી, દર્દને કારણે મારું માથું ફાટી જાય છે! પલાશાને મારી પાસે મોકલ. જો તું તેના વિષે વિચાર નહિ બદલે તો તું મારા મૃત્યુનું કારણ બનશે—સાંભળે છે તું?" અને કર્તવ્યનિષ્ઠ દીકરી ન હોવાને માટે કેટલી વાર ઠપકો આપતાં માર્યા દ્મીત્રિયેવ્નાએ તેને રુખસદ આપી.

લીઝા પોતાના ઓરડામાં ગઈ. પાન્શીન અને પોતાની મા સાથેની મુલાકાત પછી તેણે હજી માંડ માંડ પોતાની સ્વસ્થતા પુનઃ પ્રાપ્ત કરી હતી ત્યાં જ એક નવો ઉત્પાત ફાટી નીકળ્યો, અને તે પણ ત્યાંથી કે જેની તેણે કોઈ લેશમાત્ર આશા નહોતી રાખી. માર્ફા તિમોફેયેવ્ના પાછળ ધડામ કરતું બારણું બંધ કરતાં લીઝાના ઓરડામાં મોટી ફલાંગો ભરતાં આવી પહોંચી. વૃદ્ધ મહિલાના ચહેરાનો રંગ ઊડી ગયો હતો, તેની ટોપી વાંકી થઈ ગઈ હતી, તેની આંખો ચળકતી હતી અને તેના હાથ ને હોઠ ધ્રૂજતાં હતાં. લીઝા દંગ રહી ગઈ: તેણે પોતાના સમજુ અને ઠાવકાં ફોઈબાને આવી સ્થિતિમાં કદી જોયાં નહોતાં.

"બહુ સરસ પાસું ચલાવ્યું, બાઈસાહેબ," માર્ફા તિમોફેયેવ્ના ધ્રૂજતાં અસ્ફુટ સ્વરોના તૂટક તૂટક રીતે ઝડપથી બોલ્યા. "બહુ સરસ પાસું ચલાવ્યું! અને આ બધું તું ક્યાંથી શીખી, મારી લાડલી!.. મને થોડું પાણી આપ; મારાથી તો બોલી પણ નથી શકાતું."

"શાંત થઈ જાઓ, ફોઈબા, વાત શું છે?" પાણીનો પ્યાલો તેને આપતાં લીઝાએ કહ્યું. "કેમ, હું તો વિચારતી હતી કે તમને પોતાને જ પાન્શીન જરાયે ગમતો નહોતો."

માર્ફા તિમોફેયેવ્નાએ પ્યાલો મૂકી દીધો.

"હું પી નથી શકતી—દાંત કકડી જશે. પાન્શીન ક્યાંથી અંદર આવી ગયા? પાન્શીનને શા લેવાદેવા તેની સાથે? જરા મને એ તો

કહો ભલાં બાઈ સાહેબ કે કોણે તને આ રાત્રે ચોરીછૂપી મુલાકાતો કરવાનું શીખવાડ્યું—હેં? હવે શું કહેવું છે?"

લીઝા ધોળી પૂણી જેવી થઈ ગઈ.

"હવે, તેને નકારવાનું શરૂ ન કરતી," માર્ફા તિમોફેયેવ્નાએ આગળ કહ્યું. "શુરોચ્કાએ નરી આંખે તે બધું જોયું હતું અને મને કહ્યું હતું: મેં તેને બકવાટ કરવાની મનાઈ કરી દીધી છે; પણ તે જૂઠી નથી."

"હું કોઈપણ વાતને નકારતી નથી, ફોઈબા," લીઝાએ ધીમા અવાજે કહ્યું.

"ઓહ! તો વાત એમ છે, કેમ ખરું ને બાઈસાહેબ? તો તેં પેલા ગરીબડી સિકલવાળા પાપી ડોસા સાથે મુલાકાત ગોઠવી હતી?"

"ના."

"તો પછી કેવી રીતે?"

"હું દીવાનખાનામાં ચોપડી લેવા માટે જઈ રહી હતી; તે બગીચામાં હતો—તેણે મને બોલાવી."

"અને તું જતી રહી? બહુ સરસ. તું તેને પ્રેમ કરે છે કે શું?"

"હું તેને પ્રેમ કરું છું," લીઝા ગણગણી.

"અરે ભગવાન! તે તેને પ્રેમ કરે છે!" માર્ફા તિમોફેયેવ્નાએ માથા પરથી ઝાટકો મારી ટોપી ખેંચી લીધી. "પરણેલાને પ્રેમ કરે છે! તું સાંભળે છે કે, હું! તેને પ્રેમ કરે છે!"

"તેમણે મને કહ્યું તેમની પત્ની મરી ગઈ છે."

માર્ફા તિમોફેયેવ્નાએ છાતી પર ક્રૂસનું નિશાન બનાવ્યું. "ભગવાન તેના આત્માને શાંતિ આપે;" તે અસ્પષ્ટ સ્વરે બોલી. "તે આડંબરી કુલટા હતી, ભગવાન તેને માફ કરે. સમજી. તો તે વિધુર છે. એમ લાગે છે કે તે બહુ બાહોશ ચાલાક છે. એક બાજુ એક પત્નીને મારી નાંખતાંની સાથે જ બીજીની પાછળ જાય છે. હંમેશાં છાનામાના! મને એક વાત કહી લેવા દે, ભત્રીજી: મારા જમાનામાં, જ્યારે હું જુવાન હતી ત્યારે આવાં બધાં નાખરાંઓ માટે છોકરીઓની ઊભાઊભ ઊધડી લેવામાં આવતી હતી. મારા પર ગુસ્સે ન થતી, મારી દીકરી; માત્ર મૂરખાઓ જ સાચી વાત પર ગુસ્સે થાય છે. મેં આજે તેને અંદર ન પ્રવેશવા દેવાનો આદેશ આપ્યો હતો. હું તેને ચાહું છું પણ આના



માટે હું તેને કદી માફ નહિ કરું. વિધુર ક્યાંકનો! લાવ મને થોડું પાણી આપ... જ્યાં સુધી પાન્શીનને રવાના કરી દેવાની વાત છે, તું બહુ હોશિયાર છોકરી છે; પણ પેલાં બકરાંઓની જાતનાં, પેલાં નર પ્રાણીઓ સાથે રાત રાત સુધી ઊઠબેસ ન કર; મારા ઘરડીના દિલને તોડતી નહિ! નહિ તો તું જોશે કે હું ન માત્ર લાડ લડાવવાનું અને પંપાળવાનું જ જાણું છું—હું કરડી પણ શકું છું... વિધુર ક્યાંકનો!"

માર્ફા તિમોફેયેવ્ના જતી રહી અને લીઝા ખૂણામાં બેસીને ચોધાર આંસુએ રડવા લાગી. તેણે અનુભવ્યું કે તેનું દિલ હેઠું બેસી રહ્યું હતું; આવી નામોશીને પાત્ર નહોતી. પ્રેમથી તેને કોઈ ખુશી ન મળી: ગઈ રાતથી અત્યાર સુધીમાં તે બે વખત રડી હતી. આ નવી અને અદ્ભુત લાગણીઓ હજી માંડ માંડ તેના હૃદયમાં ઊઠી હતી ત્યાં જ તેને આટલી ભારે કિંમત ચૂકવવી પડી રહી હતી અને તેનું પવિત્ર ચહેરો પારકાં હાથોનાં કઠોર સ્પર્શનું શિકાર થઈ ગયું હતું! તેણે પોતાને શરમિંદી, કડવાશ ભરેલી અને દૂભવાયેલી અનુભવી, પણ તેના મનમાં શંકા કે ભયનો છાંટો સુદ્ધાં નહોતો—લાવ્રેત્સ્કી તેને પહેલાં કરતાં પણ વધારે વ્હાલો લાગવા લાગ્યો. જ્યાં સુધી તે પોતાના જ મનને સમજી નહોતી માત્ર ત્યાં સુધી જ ઢચુપચુ થતી રહી હતી; પણ પેલી મુલાકાત પછી, પેલાં ચુંબન પછી, તે જરાપણ ઢચુપચુ નહોતી થતી; તેણે જાણ્યું કે તે તેને પ્રેમ કરતી હતી—અને તે પ્રામાણિકપણે; ખરા દિલથી, દૃઢ શાશ્વત અને તત્પર પ્રીતિ સાથે પ્રેમ કરતી હતી; તેણે અનુભવ્યું કે દુનિયાની કોઈ તાકાત આ બંધનને તોડી શકતી નહોતી.

## ૩૯

વાર્વારા પાવ્લોવ્ના લાવ્રેત્સ્કાયાના આવ્યાના સમાચાર જણાવવામાં આવ્યા ત્યારે માર્યા દ્મીત્રિયેવ્ના ખૂબ અસ્વસ્થ થઈ ગઈ; તે મૂંઝવણમાં પડી ગઈ કે તેને મળવું કે નહિ: તે ફ્યોદોર ઈવાનિચના મનને દૂભવવાથી બીતી હતી. અંતમાં જિજ્ઞાસાની જીત થઈ. "ઓહ,

ભલે," તેણે વિચાર્યું, "તે પણ એક જ કુટુંબની છે," અને પાછી આરામ ખુરશીમાં ધસતાં તેણે નોકરને કહ્યું: "તેને અંદર મોકલ." થોડીક ક્ષણો વીતી ગઈ; બારણું ઊઘડયું; વાર્વારા પાવ્લોવ્ના ઝડપથી ઓરડો પાર કરી સરકતી માર્યા દ્મીત્રિયેવ્ના પાસે આવી અને તેને ખુરશીમાંથી ઊભા થવાની તક આપ્યા વિના જ તેની સમક્ષ લગભગ ઘૂંટણીયે પડી ગઈ.

"આપનો ખૂબ ખૂબ આભાર, ફોઈબા," તેણે ધીમા કાંપતા સ્વરે રશિયનમાં બોલવા કહેવાનું શરૂ કર્યું. "ખૂબ ખૂબ આભાર; મને આશા નહોતી કે આપ આટલી દયાળુતા દાખવશો; આપ તો દેવદૂત જેટલા ભલા છો."

આટલું કહેતાં જ વાર્વારા પાવ્લોવ્નાએ અચાનક માર્યા દ્મીત્રિયેવ્નાનો એક હાથ પકડી લીધો અને પોતાના લવેંડર દસ્તાનાઓવાળા હાથ વચ્ચે હળવેથી દબાવતાં પોતાના ભરાવદાર ગુલાબી હોઠ તરફ અત્યંત નમ્રતાપૂર્વક ઊંચો કર્યો. આ ખૂબસૂરત, ઉત્કૃષ્ટપણે પરિધાન સજ્જ, તેના પગ પાસે લગભગ સાંષ્ટાંગ દંડવત કરતી સ્ત્રીના દૃશ્યથી માર્યા દ્મીત્રિયેવ્ના અપાર મૂંઝવણમાં પડી ગઈ હતી; તેને સમજણ પડતી નહોતી કે શું કરવું: તેણે ઇચ્છયું કે તે પોતાનો હાથ પાછો ખેંચી લે, તેને બેસવા માટે કહે અને તેની સાથે કોઈક વાત કરે; પણ તેના બદલે તે ઊભી થઈ અને વાર્વારા પાવ્લોવ્નાના સુંવાળા સુગંધિત માથા પર ચુંબન મઢી દીધું. વાર્વારા પાવ્લોવ્ના એકદમ ભાવવિભોર થઈ ગઈ.

"તમે કેમ છો," માર્યા દ્મીત્રિયેવ્નાએ કહ્યું, "બેશક, મેં કદી ધાર્યું નહોતું... પણ ચોક્કસ તેને મળીને મને ખૂબ ખુશી થઈ છે. તમે જાણો છો, દીકરી, પતિ-પત્ની વચ્ચે ન્યાય કરનાર હું કોણ..."

"મારા પતિ તદ્દન સાચા છે," વાર્વારા પાવ્લોવ્ના વચમાં જ બોલી પડી; "બધો દોષ તો માત્ર મારી એકલીનો જ છે."

"એ તો ખૂબ વખાણવા લાયક ભાવના છે," માર્યા દ્મીત્રિયેવ્નાએ જવાબ આપ્યો, "ખૂબ જ વખાણવા લાયક. તમે અહીં બહુ દિવસોથી છો? તમે તેને મળ્યા? પણ જરા બેસો તો ખરાં."

"હું ગઈકાલે આવી," વાર્વારા પાવ્લોવ્નાએ નમ્રતાપૂર્વક બેસતા



જવાબ આપ્યો. "હું ફ્યોદોર ઈવાનિચને મળી, મેં તેમની સાથે વાતચીત પણ કરી."

"એમ! સારું, તો પછી તે પ્રત્યે તેનું વલણ કેવું રહ્યું?"

"મારા આમ અણધાર્યા આગમનથી તે ગુસ્સે થઈ જશે એવી મને બીક હતી," વાર્વારા પાવ્લોવ્નાએ ફરીથી કહેવાનું શરૂ કર્યું, "પણ તેમણે મને મળવાની ના ન પાડી."

"કહેવાનો અર્થ છે કે તેમણે એમ ન કર્યું કે... હા, હા, હું સમજી," માર્યા દ્મીત્રિયેવ્નાએ ટીકા કરી. "તે માત્ર દેખાવમાં જ થોડો નિષ્ઠુર લાગે છે પણ વાસ્તવમાં તે બહુ માયાળુ દિલનો છે."

"ફ્યોદોર ઈવાનિચે મને માફ નથી કરી; તેમણે મારી પૂરી વાત પણ ન સાંભળી... પણ તેમણે મારા પર એટલો ઉપકાર કર્યો કે મને રહેવા માટે લાવ્રિકીનું ઘર આપ્યું."

"વાહ! બહુ ખૂબસૂરત જાગીર છે!"

"તેમના આદેશ મુજબ હું આવતી કાલે નીકળી જઈશ; પણ મેં એને મારું કર્તવ્ય ગણ્યું કે જતાં પહેલાં આપને મળી લેવું જોઈએ."

"આભાર, બહુ બહુ આભાર, દીકરી. કોઈએ પણ પોતાનાં વહાલાંને કદાપિ ન ભૂલવા જોઈએ. તમે જાણો છો. મને આશ્ચર્ય થાય છે કે તમે કેટલું સરસ રશિયન બોલો છો. બહુ વિચિત્ર વાત છે."

વાર્વારા પાવ્લોવ્નાએ નિસાસો નાખ્યો.

"હું વિદેશમાં ઘણો લાંબો સમય રહી છું, માર્યા દ્મીત્રીયેવ્ના, એ હું જાણું છું; પણ મારું હૃદય હંમેશા રશિયન જ રહ્યું છે અને હું મારી માતૃભૂમિને જરાપણ નથી ભૂલી ગઈ."

"બરાબર, તદ્દન બરાબર, તે બહુ સારી વાત છે. ગમે તેમ પણ ફ્યોદોર ઈવાનિચે તમારી આશા નહોતી રાખી... હા, એક વાત હું તમને કહી દઉં: માતૃભૂમિ સૌથી મુખ્ય વાત છે. અરે, કેવો સરસ ઝભ્ભો છે આ, જરા હું જોઈ શકું છું તે?"

"તમને તે ગમે છે?" વાર્વારા પાવ્લોવ્નાએ તેને ઝડપથી ખભા પરથી ઉતાર્યો. "બહુ સાદો છે, માદામ બુદ્રાન પાસેથી લીધેલો છે."

"એ તો જોતાની સાથે જ સમજી શકાય એમ છે. માદામ બુદ્રાન પાસેથી... કેટલો સુંદર અને અદ્યતન ફૅશનવાળો છે! મને

ખાતરી છે કે તમે પોતાની સાથે ઘણી બધી અદ્‌ભુત વસ્તુઓ લાવી હશે. જો હું તે બધી જોઈ શકતી હોત તો."

"મારા બધા જ પોશાકો આપની સેવામાં છે, વ્હાલા ફોઈબા. જો આપ અનુમતિ આપો તો કેટલીક વસ્તુઓ હું તમારી નોકરાણીને બતાવી શકું છું. મારી સાથે એક પેરીસની નોકરાણી છે—તે બહુ સરસ પોશાકો બનાવે છે."

"તમારો બહુ મોટો આભાર. પણ ખરેખર, હું તમને કોઈ મુશ્કેલી આપવા નથી ઈચ્છતી."

"મુશ્કેલી મને..." વાર્વારા પાવ્લોવ્નાએ હળવા ઠપકાભર્યા સ્વરમાં કહ્યું, "જો આપ મને ખુશી જ પહોંચાડવા ઈચ્છતા હોતો મારી દરેક વસ્તુને પોતાની ગણીને વાપરશો."

માર્યા દ્મીત્રિયેવ્નાનું દિલ ગદગદ થઈ ગયું.

"કેટલા સારા છો તમે," તે બડબડી, "પણ શા માટે તમારી હેટ અને દસ્તાના કાઢી નાખતા નથી?"

"ઓહ, હું કાઢી શકું છું?" મનને પિગળાવી દે તેવી રીતે પોતાના હાથને સામે લાવતાં વાર્વારા પાવ્લોવ્નાએ પૂછ્યું.

"શા માટે નહિ, ચોક્કસપણે; હું આશા રાખું છું કે તમે અમારી સાથે જ ભોજન કરવાનો છે, કેમ ખરું ને? હું... હું મારી દીકરી સાથે તમને પરિચય કરાવીશ." માર્યા દ્મીત્રિયેવ્ના થોડી બેચેન લાગી. "ઓહ, જવા દો, જે થશે તે જોયું જશે!"... તેણે વિચાર્યું. "આજે તે થોડી અસ્વસ્થ છે."

"ઓ, ફોઈબા, તમે કેટલાં ભલાં છો!" વાર્વારા પાવ્લોવ્ના બોલી પડી અને પોતાનો હાથરૂમાલ ઊંચો કરીને આંખો લૂછવા લાગી.

નોકરે ગેદેઓનોવ્સ્કીના આવ્યાના સમાચાર આપ્યા. તે જૂનો ગપોડિયો વારંવાર ઝૂકતો અને કૃત્રિમ હાસ્યો વેરતો અંદર આવ્યો. માર્યા દ્મીત્રિયેવ્નાએ પોતાના મહેનાન સાથે તેનો પરિચય કરાવ્યો. શરૂઆતમાં તો તે ક્ષોભમાં પડી ગયો; પણ વાર્વારા પાવ્લોવ્નાએ એટલી સુંદર રીતે આદરભાવ દાખવ્યો કે થોડી જ વારમાં તેના કાનમાં ઝણઝણાટી થવા લાગી, અને તેમની સાથે ગપ્પા મારવા લાગ્યો અને તેના મોંમાંથી ખુશામતભરી મધ જેવી સરવાણી ફૂટવા લાગી. વાર્વારા પાવ્લોવ્ના હસવું દબાવીને ધ્યાનપૂર્વક સાંભળતી રહી અને ધીમે



ધીમે વાતચીતમાં જોડાઈ ગઈ. તે અતિ નમ્રતાપૂર્વક પેરીસ વિષે, પોતાના પ્રવાસો વિષે, બોદાન વિષે બોલતી હતી, તેની બે વાતો પર માર્યા દ્મીત્રિયેવ્ના ખૂબ હસી અને દરેક વખતે તેણે પોતે હળવો નિસાસો નાખ્યો જાણે મનમાં ને મનમાં આ અજુગતાં હાસ્યવિનોદ માટે પોતાની જાતને ઠપકો આપતી ન હોય; બીજી વખત આદાને સાથે લઈ આવવાની પરવાનગી પણ તેણે પ્રાપ્ત કરી લીધી, પોતાના દસ્તાના કાઢીને સાબુ 'અ લા ગુઈમાઉવે'ની સુગંધથી સુગંધિત સુંવાળી ચામડીવાળા હાથ વડે બતાવ્યું કે ઝાલરો, પીંછાઓ, કસબની કોર જાળી અને ગુલાબના આકારના ગુચ્છા ક્યાં અને કેવી રીતે લગાવવામાં આવતાં હતાં; તેણે એક ઇંગ્લેંડનું નવું 'વીક્ટોરીયા' અત્તરની શીશી લાવવાનું વચન આપ્યું અને જ્યારે માર્યા દ્મીત્રીયેવ્ના તેને ભેટ તરીકે સ્વીકારવા સહમત થઈ ત્યારે તે બાળકની જેમ ખુશ થઈ ગઈ; જ્યારે સૌથી પહેલી વાર તેણે રશિયન દેવળનો ઘંટારવ સાંભળ્યો હતો ત્યારે તેણે જે રોમાંચ અનુભવ્યો હતો તેને યાદ કરતાં તેની આંખોમાં આંસુ ઊભરાઈ આવ્યાં; "તે ઘંટારવ સીધો મારાં હૃદય સોંસરો ઊતરી ગયો હતો," તે ગણગણી.

તે જ ક્ષણે લીઝા ઓરડામાં પ્રવેશી.

સવારથી જ જ્યારે તેણે લાવ્રેત્સ્કીએ મોકલેલ ચબરખી વાંચી હતી અને ભયથી થીજી ગઈ હતી તે ક્ષણથી જ લીઝા તેની પત્નીની સામસામે ન આવવા પોતાની જાતને સંતાડી રહી હતી. તેની દૃષ્ટિએ પોતાની પાપભરી આશાઓ માટે સજા તરીકે તેને મળવાનું ન ટાળવાનો તેણે મનમાં નિર્ધાર કર્યો હતો. તેની નિયતિમાં એકાએક આવી પડેલ સંકટ કાળે તેના સમગ્ર અસ્તિત્વના અણુએ અણુને હચમચાવી મૂક્યા હતા. કોઈક બે કલાકમાં જ તેનો ચહેરો એકદમ ઊતરી ગયેલા જેવો થઈ ગયો હતો; પણ તેણે આંસુનું એક ટીપું સુદ્ધાં નહોતું સાર્યું. "હું એ જ લાગની છું!" તેણે પોતાને ભયભીત કરતાં હચમચાવી મૂકનાર ગુસ્સાભર્યા આવેગોનાં ધસારાને મહામુશ્કેલીએ અને ઉદ્વેગપૂર્વક દબાવતાં મનમાં કહ્યું. "ભલે, મારે જવું જોઈએ!" લાવ્રેત્સ્કાયાના આગમન વિષે જ્યારે તેણે સાંભળ્યું ત્યારે તરત જ એમ વિચાર્યું અને તે નીચે ગઈ... દીવાનખાનાની બહાર તે બારણું ખોલવા માટે હિમ્મત એકઠી કરી શકે તે પહેલાં બહુ વાર સુધી ઊભી રહી;

"મેં તેની સાથે અન્યાય કર્યો છે"—આ વિચાર સાથે તે દીવાનખાનામાં પ્રવેશી અને તેની તરફ જોવા માટે પોતાની જાત પર બળજબરી કરી, પોતાની જાત પર હસવા માટે ફરજ પાડી. વાર્વારા પાવ્લોવ્ના જોતાંની સાથે જ તેને મળવા માટે આગળ આવી અને થોડાંક નમીને પણ અદબપૂર્વક અભિવાદન કર્યાં. "મારો પરિચય આપવાની રજા આપો," તેણે અતિ નમ્રતાપૂર્વક કહ્યું, "તમારી માએ મારા પ્રત્યે એટલી માયાળુતા દાખવી છે કે હું આશા રાખું છું કે તમે પણ... મારી સાથે માયાળુ વર્તાવ કરશો." જ્યારે તેણે છેલ્લા શબ્દ ઉચ્ચાર્યા ત્યારે વાર્વારા પાવ્લોવ્નાના ચહેરા ઉપરના હાવભાવ, તેના લુચ્ચાંઈ ભર્યા સ્મિત, તેની લાગણીહીન તેમ છતાં પણ કોમળ નજર, તેના હાથ અને ખભાના ચાળા, તેણે પહેરેલા ગાઉન સહિત તેના સમગ્ર અસ્તિત્વએ લીઝાના મનમાં અણગમાની એવી ભાવના જન્માવી કે તે જવાબ આપવા અસમર્થ હતી. તે માત્ર પોતાનો હાથ જ લંબાવવાનું કામ કરી શકી. "આ યુવતી મને ખમી શકવાની નથી," વાર્વારા પાવ્લોવ્નાએ લીઝાની ઠંડી આંગળીઓ દબાવતાં મનમાં વિચાર્યું. અને માર્યા દ્મીત્રિયેવ્નાની તરફ વળતાં ગણગણી: "બહુ નાજુક છે આ!" લીઝાના ચહેરા પર આછી લાલાશ આવી ગઈ: આ ઉદ્‌ગારમાં કંઈક ઉપહાસભર્યું અને અપમાનકારક હતું; પણ લીઝાએ તેની માન્યતાઓ ઉપર વિશ્વાસ ન રાખવાનો નિર્ણય કર્યો હતો, તે બારી પાસે જઈને પોતાનું જરીનું ભરતકામ કરવા બેસી ગઈ. વાર્વારા પાવ્લોવ્નાએ ત્યાં પણ તેને શાંતિથી ન રહેવા દીધી; તે તેની પાસે ગઈ અને તેને તેની રુચિ અને કૌશલ્ય માટે અભિનંદન આપ્યાં... લીઝાનું દિલ ખૂબ જોરજોરથી અને પીડાદાયક રીતે ધડક્યું; તેણે પોતાની સંપૂર્ણ તાકાતપૂર્વક મોં ઊંચું રાખવાનો પ્રયત્ન કર્યો. તેને એમ લાગ્યું કે વાર્વારા પાવ્લોવ્ના બધું જ જાણતી હતી અને દ્વેષભર્યા હરખમાં તેને હેતુપૂર્વક પજવી રહી હતી. સદ્‌નસીબે ગેદેઓનોવ્સ્કીએ વાર્વારા પાવ્લોવ્ના સાથે વાતચીત કરવાનું શરૂ કરીને તેનું ધ્યાન બીજી દિશામાં વાળ્યું ત્યારે લીઝાને છૂટકારો મળ્યો.

લીઝા પોતાના જરીના ભરતકામ પર ઝૂકીને ગુપ્તપણે બીજાઓ તરફ નજર નાખી રહી હતી. "આ છે તે સ્ત્રી," તેણે વિચાર્યું, "તેણે કોઈક વખત તેને પ્રેમ કર્યો હતો." પણ તેણે લાવ્રેત્સ્કીના



વિચારને તરત જ પોતાના મનમાંથી ખંખેરી નાંખ્યા: તેને પોતાનો આત્મસંયમ ખોવાની ભીતી હતી, તેણે અનુભવ્યું કે તેનું માથું ધીરે ધીરે ચકરાવા લાગ્યું હતું. માર્યા દ્મીત્રિયેવ્નાએ સંગીત વિષે વાત કરવાનું શરૂ કર્યું.

"મેં સાંભળ્યું છે, દીકરી," તેણે કહેવાનું શરૂ કર્યું, "કે તું ખરેખરી કલારસિક છે."

"મેં બહુ દિવસોથી કંઈ વગાડ્યું નથી," વાર્વારા પાવ્લોવ્ના તત્પરતાપૂર્વક પિયાનો પાસે બેસી પડી અને તેની કળો પર કુશળતાપૂર્વક આંગળીઓ દોડાવવા લાગી. "વગાડું?"

"જરૂર, જરૂર."

વાર્વારા પાવ્લોવ્નાએ હેર્ત્સની બહુ પ્રખ્યાત અને મુશ્કેલ ધૂન નિપુણતાપૂર્વક વગાડી. તેનામાં ખૂબ અસરકારકતા અને દક્ષતા હતા.

"અદ્‌ભુત!" ગેદેઓનોવ્સ્કી વખાણ કરતાં એકદમ માટેથી બોલ્યો.

"વિલક્ષણ!" માર્યા દ્મીત્રિયેવ્ના વચમાં જ બોલી પડી. "સરસ, વાર્વારા પાવ્લોવ્ના," પહેલી વાર તેને નામ લઈને સંબોધતાં તેણે પોતાનો અભિપ્રાય જણાવ્યો, "હું સ્પષ્ટપણે કહું છું કે તમે મને દંગ કરી દીધી છે; તમારે તો ખરેખર સંગીત જલસાઓમાં ભાગ લેવો જોઈએ. અહીં અમારે ત્યાં એક સંગીતકાર આવે છે, તે જર્મન છે અને જરા વિચિત્ર વૃદ્ધ વ્યક્તિ છે પણ ખૂબ જ્ઞાની સંગીતકાર છે; તે લીઝાને શીખવાડવા આવે છે: તમારું સંગીત સાંભળીને તે તો તમારી પાછળ ઘેલો થઈ જશે."

"વેલિઝાવેતા મિખાઈલોવ્ના પણ પિયાનો વગાડે છે?" વાર્વારા પાવ્લોવ્નાએ પોતાનું માથું થોડુંક તેની તરફ ફેરવતાં પૂછ્યું.

"હા, તે કોઈ ખરાબ રીતે નથી વગાડતી અને તેને સંગીત પ્રત્યે લગાવ છે; પણ તમારી તુલનામાં તે ક્યાં? પણ અહીં એક બીજો જુવાન છે; તે એવો માણસ છે જેને તમારે જરૂર મળવું જોઈએ. તે દિલથી કલાકાર છે અને બહુ સુંદર ધૂનો રચે છે. માત્ર તે એકલો જ તમને સંપૂર્ણપણે વખાણી શકશે."

"જુવાન?" વાર્વારા પાવ્લોવ્નાએ કહ્યું. "કોણ છે તે? કોઈ ગરીબ માણસ છે?"

"અરે ના બેટી ના, સારામાં સારી અમીરજાદીઓ તેની પર જાન

ન્યોચ્છાવર કરે છે અને તે ન માત્ર અહીં પણ સેંટ પીટર્સબર્ગમાં પણ. દરબારનો નોકર છે, જેનો સૌથી સારામાં સારાં કુલીન ઘરાનાઓમાં આવકાર કરવામાં આવે છે. કદાચ તમે તેનું નામ સાંભળ્યું હશે: પાન્શીન વ્લાદીમિર નિકોલાઇચ. તે અહીં સરકારી કામે આવ્યો છે... ભવિષ્યનો મંત્રી છે તે મારા મત પ્રમાણે!"

"અને કલાકાર છે?"

"તે દિલથી કલાકાર છે અને ખૂબ વિનયી. તમે તેને મળશો. તે અહીં ઘણી વાર આવે છે; આજે સાંજે તેને મેં બોલાવ્યો છે; મને 'આશા છે' કે તે આવશે," માર્યા દ્મીત્રિયેવ્નાએ હળવો નિસાસો મૂકતાં અને આડકતરા શોકાતુર સ્મિત સાથે ઊમેર્યું.

લીઝા તે સ્મિતને સમજી ગઈ પણ તે તેનું માઠું લગાડવાની મનોદશામાં નહોતી.

"અને જુવાન?" વાર્વારા પાવ્લોવ્ના સંગીતમય સૂરમાં બોલી.

"અઠ્યાવીસ વર્ષનો, અને ખૂબ દેખાવડો. બહુ સરસ જુવાન છે, ખરેખર.

"હું તો કહું છું કે એક આદર્શ નવ જુવાન," ગેદેઓનોવ્સ્કીએ પોતાનો અભિપ્રાય રજૂ કર્યો.

વાર્વારા પાવ્લોવ્નાએ અચાનક શ્ત્રાઉસની એક ઉલ્લાસભરી વાલ્સની ધૂન છેડી અને તેની શરૂઆત એટલી આશ્ચર્યચકિત કરનાર મોટા અને કર્કશ કંપયુક્ત અવાજે કરી કે ગેદેઓનોવ્સ્કી લથડિયું ખાઈ ગયો; વાલ્સની વચમાં તેણે અણધારી રીતે ઉદાસીભર્યો અંશ ઉમેરી દીધો અને "લુચીયા"ની ધૂન સાથે પૂરું કર્યું, થોડી જ વાર પછી... તેને સમજાયું કે ઉલ્લાસભર્યું સંગીત તેની સ્થિતિને યોગ્ય નહોતું. 'લુચીયા'ની ધૂન સાંભળીને, જેમાં ભાવુકતાપૂર્ણ અંશો પર ભાર મૂકવામાં આવ્યો હતો, માર્યા દ્મીત્રિયેવ્ના વિચલિત થઈ ગઈ.

"કેવી ભાવના છે!" તેણે દબાયેલા સ્વરે ગેદેઓનોવ્સ્કી સમક્ષ પોતાનો અભિપ્રાય પ્રગટ કર્યો.

"અદ્ભુત!" ગેદેઓનોવ્સ્કીએ આંખો ચકળવકળ ઘૂમાવતાં ફરીથી કહ્યું.

જમવાનો સમય થઈ ગયો. માર્ફા તિમોફેયેવ્ના જ્યારે સૂપ પીરસાઈ ચૂક્યો ત્યારે નીચે આવ્યા. તેમણે વાર્વારા પાવ્લોવ્નાને શુષ્કપણે



અભિવાદન કર્યાં, તેની નમ્ર વાતચીતનો હા કે નામાં જવાબ આપ્યો અને તેની તરફ નજર ઉઠાવીને જોયું પણ નહિ. વાર્વારા પાવ્લોવ્ના થોડી જ વારમાં સમજી ગઈ કે આ ડોસી પાસેથી કંઈ મળવાનું નથી. અને તેને ખુશ કરવાનું છોડી દીધું; માર્યા દ્મીત્રિયેવ્ના પોતાના મહેમાન તરફ એથી વધારે માયાળુ થઈ ગઈ: તેના ફોઈબાના અવિવેક તેના દિલને ખૂંચ્યો. ગમે તેમ પણ માર્ફા તિમોફેયેવ્ના ન માત્ર વાર્વારા પાવ્લોવ્નાને ટાળતી હતી; તે લીઝાની તરફ પણ જોતી નહોતી. જોકે તેમની આંખો સંપૂર્ણપણે ચળકતી હતી. તે પત્થરના પૂતળાની જેમ બેઠેલી હતી, તેમનો ચહેરો એકદમ પીળો અને નિસ્તેજ પડી ગયેલો હતો તથા હોઠ ભીંચેલા હતા અને કશું જ ખાઈ રહ્યા નહોતા. લીઝા શાંત દેખાતી હતી; ખરેખર તેના દિલોદિમાગમાં ઉદ્ભવેલો ઉત્પાત શમી ગયો હતો; ગુનેગાર ઠેરવવામાં આવેલી વ્યક્તિની જેમ તે બહુ વિચિત્રપણે સંવેદનશૂન્યતા અનુભવી રહી હતી. જમવાના સમયે વાર્વારા પાવ્લોવ્ના બહુ વાતચીત નહોતી કરતી; તે ફરીથી એક વાર સંકોચશીલ બની ગઈ હતી અને તેના ચહેરા પર ગંભીર વિષાદના ભાવ છવાઈ ગયા હતા. ગેદેઓનોવ્સ્કીએ એકલાએ જ વખતોવખત બેચેનીપૂર્વક માર્ફા તિમોફેયેવ્નાની તરફ જોતા અને પોતાનું ગળું ખોંખરતા, પોતાની ખરીખોટી વાર્તાઓ કહેતાં વાતચીતનો દોર ચાલુ રાખ્યો હતો—તેમની હાજરીમાં જ્યારે જ્યારે તે કોઈ જૂઠ્ઠાણું કહેવા જતો ત્યારે ત્યારે હંમેશાં તેનો અવાજ એકદમ બેસી જતો પણ તેઓ ન તો તેના માર્ગમાં આડે આવ્યા કે ન તેને વચ્ચેથી ટોક્યો. જ્યારે જમણ પૂરું થયું ત્યારે એ વાતની જાણ થઈ કે વાર્વારા પાવ્લોવ્ના વિસ્ટ રમતની બહુ શોખીન હતી; આ વાત જાણતાં માર્યા દ્મીત્રિયેવ્ના એટલી બધી ખુશ થઈ ગઈ કે તેણે પોતાના મનમાં કહ્યું: "ખરેખર, પેલો ફ્યોદોર ઈવાનિચ પણ કેવો મૂરખ હશે! જરા કલ્પના કરો આવી સ્ત્રીની કદર ન જાણી!"

તે તેની અને ગેદેઓનોવ્સ્કીની સાથે પત્તાંની રમત રમવા બેસી ગઈ અને માર્ફા તિમોફેયેવ્ના લીઝાની સાથે એમ કહેતાં ઉપર જતી રહી કે તેની તબિયત કંઈક ખરાબ લાગતી હતી અને ખરેખર તેના માથામાં દુ:ખાવો હતો.

"હા, તેના માથામાં ભયંકર દુ:ખાવો છે," વાર્વારા પાવ્લોવ્નાને

સંબોધતાં માર્યા દ્મીત્રીયેવ્નાએ પોતાની આંખો નચાવતાં કહ્યું. "મને પણ કોઈક કોઈક વખત આદાશીશીનો એવો ભયંકર હુમલો થાય છે કે..."

"સાચે જ!" વાર્વારા પાવ્લોવ્ના ગણગણી.

લીઝા પોતાના ફઈબાના ઓરડામાં ગઈ અને બેહાલપણે ખુરશીમાં ફસડાઈ પડી. માર્ફા તિમોફેયેવ્ના બહુ વાર સુધી અને ચુપચાપ તેની તરફ જોતી રહી, ત્યારબાદ તે ધીમેથી તેની સામે ઘૂંટણિયે બેસી ગઈ અને કંઈ પણ બોલ્યા ચાલ્યા વિના તેના હાથ ચૂમવા લાગી. લીઝા આગળની તરફ ઝૂકી, તેના ચહેરા પર લાલાશ આવી ગઈ અને તે રડવા લાગી, પણ તેણે માર્ફા તિમોફેયેવ્નાને ઊભી ન કરી કે ન તો તેણે તેના હાથ ત્યાંથી ખસેડયા: તેણે અનુભવ્યું કે તેને ખસેડવાનો તેને કોઈ હક્ક નથી, વૃદ્ધ મહિલાને પોતાનો તીવ્ર પ્રશ્ચતાપ અને સહાનુભૂતિ પ્રદર્શિત કરવી, એક દિવસ પહેલાં જે બની ગયું હતું તેના માટે માફી માંગતી રોકવાનો તેને કોઈ હક્ક નથી; માર્ફા તિમોફેયેવ્ના પેલા બિચારા, નિસ્તેજ નબળા હાથોને ચૂમે જતી હતી, જ્યારે તેની અને લીઝાની પણ આંખોમાંથી મૂક અશ્રુઓની ધારા વહી રહી હતી; બિલાડો માત્રોસ પહોળી આરામખુરશીમાં ગૂંથવાના ઊનની વચ્ચે બેસીને મ્યાઉં મ્યાઉં કરી રહ્યો હતો, દેવપ્રતિમાની સામેના નાનકડા દીવડાની લાંબી જ્યોત ધ્રૂજતી અને ડગમગતી હતી, જ્યારે બીજા ઓરડામાં નાસ્તાસ્યા કાર્પોવ્ના ચોરીછૂપીથી બારણાની પાછળ ઊભી હતી અને પોતાના ચોકડીવાળા હાથરૂમાલને નાના દડામાં વાળીને તેના વડે પોતાની આંખો લૂછી રહી હતી.

## ૪૦

આ દરમિયાન નીચે દીવાનખાનામાં બેઠેલી મંડળી વિસ્ટ રમી હતી. માર્યા દ્મીત્રિયેવ્ના જીતી રહી હતી અને ખુશ મિજાજમાં હતી. નોકરે આવીને પાન્શીનના આગમનનાં સમાચાર આપ્યા.

માર્યા દ્મીત્રિયેવ્નાએ પોતાનાં પત્તાં હેઠા મૂક્યાં અને ખુરશીમાં



રઘવાયી રઘવાયી આમતેમ ઊંચી નીચી થવા લાગી; વાર્વારા પાવ્લોવ્નાએ વિચિત્ર સ્મિત સાથે નજર તેની તરફ નાખીને બારણા તરફ ફેરવી. પાન્શીને ઊંચા અંગ્રેજી કોલરવાળો કાળો ફ્રોકકોટ પહેર્યો હતો જેના ગળા સુધી બટન બંધ કરેલાં હતાં. "તમારી આજ્ઞાનું પાલન કરવું મારા માટે એટલું સહેલું નહોતું, તેમ છતાં પણ જુઓ હું આવી પહોંચ્યો," તાજી જ દાઢી કરેલા સ્મિત રહિત ચહેરે તે બોલ્યો.

"સાચે જ, વાલ્દેમાર," માર્યા દ્મીત્રિયેવ્ના મોટા સ્વરે બોલી, "તમે તો હંમેશાં જાણ કર્યા વિના જ આવી જતા હતા!"

પાન્શીને માર્યા દ્મીત્રિયેવ્નાને માત્ર પોતાની આંખો દ્વારા જવાબ આપ્યો, નમ્રતાપૂર્વક ઝૂકીને નમન કર્યાં પણ તેનો હાથ ન ચૂમ્યો. માર્યા દ્મીત્રિયેવ્નાએ વાર્વારા પાવ્લોવ્ના સાથે તેનો પરિચય કરાવ્યો; તે એક ડગલું પાછળ હટી ગયો, તેની સામે એટલી જ નમ્રતાપૂર્વક પણ લાલિત્યની છાંટ સાથે અને અદબપૂર્વક ઝૂકીને નમન કર્યાં અને પત્તાના મેજની પાસે બેસી ગયો. થોડી જ વારમાં બાજી પૂરી થઈ ગઈ. પાન્શીને યેલિઝાવેતા મિખાઇલોવ્ના વિષે પૂછતાછ કરી, જાણ્યું કે તેની તબિયત સારી નહોતી, ધીમે અવાજે ગણગણતાં પોતાનું દુ:ખ પ્રગટ કર્યું. અને ત્યારબાદ દરેક શબ્દ ઉપર કુનેહપૂર્વક ભાર મૂકતાં અને માર્મિક રીતે સ્પષ્ટ ઉચ્ચારણ કરતાં વાર્વારા પાવ્લોવ્ના સાથે વાતચીતમાં ઊતરી પડયો અને તેના જવાબ ધ્યાનપૂર્વક સાંભળવા લાગ્યો. ગમે તેમ પણ તેના કુનેહબાજ સ્વરના ગાંભીર્યનો વાર્વારા પાવ્લોવ્ના ઉપર કોઈ પ્રભાવ ન પડયો. અને કોઈ તદ્દ અનુરૂપ પ્રતિક્રિયા પણ ન થઈ. એનાથી તદ્દન ઊલટું તે પાન્શીનને આનંદપૂર્વક નિહાળતાં તેનું અધ્યયન કરતી રહી, સહજ ભાવે વાતચીત કરતી રહી જ્યારે તેનાં નસકોરાં ધીરે ધીરે હાલતાં હતાં જાણે હિમ્મત દબાવવાનો પ્રયત્ન કરતી હોય. માર્યા દ્મીત્રિયેવ્નાએ તેની કલાશક્તિના ગુણ ગાવાનું શરૂ કર્યું; પાન્શીને, જ્યાં સુધી તેના ઊંચા કોલરે તેને પરવાનગી આપી ત્યાં સુધી, નમ્રતાપૂર્વક માથું નમાવી, ખાતરીપૂર્વક કહ્યું કે; "તેને એ વાતની પહેલેથી જ પૂરેપૂરી ખાતરી હતી," અને વાતચીતને એ દિશા તરફ દોરી ગયો કે જાણે તેને પોતાને લગભગ મેટરનીચ સુધી પહોંચાડી દીધો, વાર્વારા પાવ્લોવ્ના પોતાની મખમલી આંખો ઝીણી કરીને દબાયેલા સ્વરે

ગણગણી: "કેમ, તમે પણ તો કલાકાર છો, મારી જેમ," અને પિયાનો તરફ ઈશારો કરતાં દબાયેલા સ્વરે ઉમેર્યું: "જાઓ!" આ એક શબ્દ "જાઓ!" કે જે તેના મોંમાંથી અનાયાસ નીકળી ગયો હતો તેણે પાન્શીન ઉપર તત્ક્ષણ અને લગભગ જાદુઈ અસર કરી. તેની ચહેરા પરથી ગંભીરતા ગાયબ થઈ ગઈ; તેના પર મલકાટ છવાઈ ગયો, તે ઉલ્લાસિત થઈ ગયો, પોતાના કોટના બટણ ખોલ્યાં અને ફરીથી કહ્યું: "અફસોસ! હું કંઈ વધારે સારો કલાકાર નથી! પણ મેં સાંભળ્યું છે તમે સાચાં કલાકાર છો," તે વાર્વારા પાવ્લોવ્નાની પાછળ પાછળ પિયાનો તરફ ગયો.

"તેમની પાસે તેમનું પેલું ગીત ગવડાવો—તરતા ચાંદવાળું," માર્યા દ્મીત્રિયેવ્ના મોટેથી બોલી ઊઠી.

"તમે ગાવ છો?" વાર્વારા પાવ્લોવ્નાએ તેની તરફ ઝડપી હાસ્ય વેરતાં પૂછ્યું. "બેસી જાઓ."

પાન્શીને બહાનાં કાઢવાનું શરૂ કર્યું.

"બેસી જાઓ," તેણે ખુરશીની પીઠના ભાગ પર આગ્રહપૂર્વક આંગળીઓ ઠકઠકાવતાં ફરીથી કહ્યું.

તે બેસી ગયો, ખોંખારો ખાધો, પોતાનો કોલર જરા ખેંચ્યો અને પોતાનું ગીત ગાયું.

"ખૂબ સરસ," વાર્વારા પાવ્લોવ્નાએ નિશ્ચયપૂર્વક કહ્યું, "તમે બહુ સરસ ગાવ છો, તમારી પોતાની આગવી ઢબ છે, ફરીથી ગાવ."

તે પિયાનોની ગોળ ફરતે આંટો મારીને એકદમ પાન્શીનની સામે આવીને ઊભી રહી ગઈ. તેણે પોતાના સ્વરમાં નાટકીય કંપન લાવતાં પોતાનું ગીત ફરીથી ગાયું. વાર્વારા પાવ્લોવ્ના પિયાનો ઉપર પોતાની કોણી ટેકવીને અને પોતાના ગોરા હાથને હોઠની સીધમાં રાખીને સ્થિર નજરે તેની તરફ તાકતી રહી. પાન્શીને ગાવાનું પૂરું કર્યું.

"ખૂબ સરસ, ખૂબ સરસ કલ્પના છે," તેણે એક કલાના સાચા પારખુના સ્વસ્થ આત્મવિશ્વાસ સાથે કહ્યું. "મને જરા એ તો કહો કે તમે સ્ત્રીના અવાજ માટે, મધ્યમસર-ઉચ્ચતર સ્વર માટે કંઈ લખ્યું છે?"

"હું ભાગ્યે જ કોઈ સંગીતરચના રચું છું," પાન્શીને કહ્યું, "હું



તો બસ માત્ર મારા મનના આનંદ માટે જ કંઈક થોડી રચનાએ રચું છું, તમે જાણો છો... પણ તમે ગાવ છો?"

"હા."

"અરે વાહ! અમને કંઈક ગાઈ સંભળાવો, સંભળાવો ને!" માર્યા દ્મીત્રિયેવ્નાએ આગ્રહ કર્યો.

વાર્વારા પાવ્લોવ્નાએ પોતાના રતુમડા ગાલ પરથી વાળ પાછળ કર્યા અને માથું ધુણાવ્યું.

"આપણા અવાજોનો મેળ સારો હોવો જોઈએ," પાન્શીન તરફ વળતાં તે ધીમેથી ગણગણી, "ચાલો આપણે કોઈ યુગલગીત ગાઈએ. 'મને ઈર્ષા થાય છે' કે 'મને તમારો હાથ આપો' કે પછી 'જુઓ, આ પીળા ચાંદને'માંથી કોઈ ગીત આવડે છે?"

"એક જમાનામાં કોઈક વખત હું 'જુઓ, આ પીળા ચાંદ'ને ગાયા કરતો હતો," પાન્શીને જવાબ આપ્યો, "પણ તે તો ઘણા સમય પહેલાંની વાત છે, હવે હું ભૂલી ગયો છું."

"કંઈ વાંધો નહિ, આપણે ધીમા અવાજે તે તૈયાર કરી લઈશું. મને બેસવાની રજા આપો."

વાર્વારા પાવ્લોવ્ના પિયાનો પાસે બેસી ગઈ. પાન્શીન તેની બાજુમાં ઊભો રહ્યો. તેમણે આખું યુગલગીત ધીમા અવાજે ગાયું, વાર્વારા પાવ્લોવ્નાએ ઘણી વાર તેની ભૂલ સુધારી, ત્યારબાદ તેમણે તે મોટા અવાજે ગાયું અને બે વાર ફરીને ફરી ગાયું: "જુઓ આ પીળા ચાં... આં... દને." વાર્વારા પાવ્લોવ્નાના અવાજમાં તેની તાજગી નહોતી રહી પણ તેને તેણે બહુ કુશળતાપૂર્વક સંભાળી લીધું. શરૂઆતમાં પાન્શીન થોડો શરમાળ રહ્યો અને થોડોક બેસૂરો પણ. પણ થોડી જ વારમાં તે ખીલી ઊઠ્યો; તેનો અભિનય ભલે તદ્દન દોષરહિત ન રહ્યો હોય પણ તેમ છતાં તેણે પોતાના ખભા ઊંચકતા અને આખા શરીરને ઝૂલાવતાં તથા એક સાચા ગાયકની જેમ પ્રસંગાનુપાત પોતાનો હાથ ઊંચો કરતાં તેની કસર પૂરી કરી લીધી. વાર્વારા પાવ્લોવ્નાએ થાલબર્ગની બે ત્રણ રચનાઓ વગાડી સંભળાવી અને લહેકાપૂર્વક ફ્રેંચ ગીત "ગાઈ સાંભળાવ્યું". માર્યા દ્મીત્રિયેવ્નાને પોતાનો હર્ષ વ્યક્ત કરવા માટે કોઈ શબ્દો શોધ્યા જડી શકતા નહોતા; ઘણીવાર તેને લીઝાને બોલાવવાની ઇચ્છા થઈ;

ગેદેઓનોવ્સ્કી પણ યોગ્ય શબ્દો શોધવાની ઝૂંઝવણમાં પડેલો હતો અને માત્ર પોતાનું માથું ધુણાવી રહ્યો હતો. ત્યાં જ અચાનક તેણે બગાસુ ખાધુ અને મહા પરાણે તેને છુપાવી શક્યો. બગાસું વાર્વારા પાવ્લોવ્નાની નજરોથી છુપાયેલું ન રહ્યું. તેણે એકાએક પિયાનો તરફ પોતાની પીઠ ફેરવી લઈને કહ્યું: "બસ, હવે સંગીત પૂરું થયું, ચાલો આપણે વાતો કરીએ." અને તેણે અદબવાળી લીધી. "હવે સંગીત પૂરું થયું." પાન્શીનેે આનંદપૂર્વક એની સાથે ફરીથી ફ્રેંચમાં હળવી, મોજીલી ગપસપ કરવાનું શરૂ કર્યું. "તદ્દન પેરીસનાં સૌથી સારાં દીવાનખાનાઓની જેમ છે," તેમની અસંબદ્ધ એક તાંતણે ગૂંથાયેલી ગપસપ સાંભળતા માર્યા દ્મીત્રિયેવ્નાએ વિચાર્યું. પાન્શીન અતિશય આનંદ માણી રહ્યો હતો; તેની આંખો ચળકાટ મારતી હતી; તેના ચહેરા પર મલકાટની ઘૂમરીઓ છવાયેલી હતી; શરૂ શરૂમાં માર્યા દ્મીત્રિયેવ્નાની સાથે નજર મળતા તે પોતાના ચહેરા પર હાથ ફેરવતો, ભવાં સંકોરતો, અને રહી રહીને નિસાસો નાખતો; પણ પાછળથી તે સંપૂર્ણપણે તેના વિષે ભૂલી ગયો અને પોતાની જાતને આ અર્ધ સંપૂર્ણપણે દુન્યવી, અર્ધ કલાત્મક ચાલઢાલના આનંદને વશ કરી દીધી. એમ દેખાતું હતું કે વાર્વારા પાવ્લોવ્ના પૂર્ણપણે ફિલસૂફ હતી; તેની પાસે દરેક દરેક સવાલ માટે જવાબ હાજર હતો; તે કદી ખમચાતી નહોતી; કદી કોઈ પણ મુદ્દા પર કોઈ શંકા નહોતી; કોઈ પણ એ સ્પષ્ટપણે જોઈ શકતું હતું કે તેણે દરેક પ્રકારનાં અને ભલાં ચતુર લોકોની સાથે ઘણી અને અવારનવાર વાતચીત કરી હતી. તેના બધા જ વિચારો અને લાગણીઓ પેરીસની ફરતે ઘૂમતાં હતા. પાન્શીને વાતચીતનો પ્રવાહ સાહિત્ય તરફ વાળ્યો: એમ ખબર પડી કે પાન્શીનની જેમ તે પણ માત્ર ફ્રેંચ પુસ્તકો વાંચતી હતી: જ્યોર્જ સન્દને વાંચતા તેની ચીડ વધી જતી હતી, બાલ્ઝાકને માટે તેને માન હતું પણ તેની કૃતિઓ કંટાળાજનક હતી. સ્યૂ અને સ્ક્રીબને તે માનતી હતી કે માનવ પ્રકૃતિનું ગહન જ્ઞાન હતું અને દ્યુમા અને ફેવલને તે પૂજતી હતી; પણ દિલના ઊંડાણથી તે બંધામાં પોલ દે કોકને પસંદ કરતી હતી પણ બેશક તેણે તેના નામનો ઉલ્લેખ કર્યો નહોતો. ખરેખર, તો તેને સાહિત્યમાં વધારે ઊંડો રસ નહોતો. જો કોઈ પણ વાતમાં વાર્વારા પાવ્લોવ્ના પોતાની સ્થિતિની



ધૂંધળી અસ્પષ્ટ ઝલક પણ જોતી તો બહુ હોશિયારીપૂર્વક તેને ટાળી જતી હતી; તેની વાતચીતમાં પ્રેમનો કોઈ ઉલ્લેખ નહોતો, હકીકતમાં જ્યાં સુધી ભાવાવેશોની વાત હતી ત્યાં સુધી તેની વાતચીતનો પ્રવાહ મહદ્અંશે કરડાકી ભર્યો અને નિરાશા તથા નમ્રતાભર્યો હતો. પાન્શીન સમજાવવાનો પ્રયત્ન કરતો; તે વાંધો ઉઠાવતી... પણ એ વાત બહુ વિચિત્ર હતી કે જ્યારે તેના હોઠ સખત ટીકાના શબ્દો ઉચ્ચારતા, જે કેટલીક વખત સાથે સાથે નિંદાભર્યાં પણ રહેતા હતા, ત્યારે આ શબ્દોનો સ્વર જાણે પંપાળતો અને લાડ કરતો હોય તેવા રહેતો હતો અને તેની આંખો પણ બોલતી હતી... પેલી સુંદર માદક આંખો શું બોલી રહી હતી તે ચોક્કસપણે કહેવું મુશ્કેલ હતું; પણ તેમનો આશય અસ્પષ્ટ મધુર અને રુચિકારક હતો. પાન્શીને તે આંખોમાં ગુપ્ત આશયનો તાગ મેળવવાનો પ્રયત્ન કર્યો, તેણે પોતાની આંખોને બોલતી કરવાનો પણ પ્રયત્ન કર્યો, પરંતુ તેણે અનુભવ્યું કે તેના બધા જ પ્રયત્નો વ્યર્થ હતા; તે સમજી ગયો કે વાર્વારા પાવ્લોવ્ના વિદેશી સિંહણ હોવાને કારણે તેનાથી ચડિયાતી રહેતી હતી. અને તેના પરિણામે તે થોડોક બેચેન હતો. વાર્વારા પાવ્લોવ્નાને તે જેના વ્યક્તિની સાથે વાત કરતી તેના બાંયને હળવેથી સ્પર્શવાની ટેવ હતી, આ ક્ષણિક સંપર્કોની વ્લાદીમિર નિકોલાઇચ પર અત્યંત અશાંતિભરી અસર પડી. વાર્વારા પાવ્લોવ્ના લોકો સાથે એકદમ ઝડપથી હળીમળી જવાની ખાસ આવડત ધરાવતી હતી; બે કલાકની અંદર અંદર પાન્શીનને એમ લાગ્યું કે તે જાણે વર્ષોથી તેને જાણતો હતો, જ્યારે લીઝા, જે છોકરી તે ખરેખર પ્રેમ કરતો હતો અને જેની સમક્ષ તેણે હજી ગઈકાલે સાંજે જ લગ્નનો પ્રસ્તાવ મૂક્યો હતો તે જાણે કોઈ ધુમ્મસમાં ઘેરાઈ ગઈ હતી. ચા આપવામાં આવી; વાતચીત હજી વધારે નિરંકુશ બની ગઈ. માર્યા દ્મીત્રિયેવ્નાએ ઘંટડી વગાડી નોકરને બોલાવ્યો અને તેને લીઝાને એમ કહેવા માટે કહ્યું કે જો હવે તેને માથાનો દુ:ખાવો ઠીક થઈ ગયો હોય તો નીચે આવે. લીઝાના નામનો ઉલ્લેખ થતાં જ પાન્શીન આત્મ બલિદાન વિષે ચર્ચા કરવા લાગ્યો અને મુદ્દા તરીકે એ સવાલ ઉપાડયો કે પુરુષો અને સ્ત્રીઓમાંથી કોનામાં આત્મબલિદાન આપવાની ભાવના વધારે પ્રબળ હોય છે. માર્યા દ્મીત્રિયેવ્ના તરત જ ઉશ્કેરાઈ ગઈ,

તેણે દાવો કર્યો કે આત્મબલિદાનની ભાવના પુરુષો કરતાં સ્ત્રીઓમાં જ વધારે પ્રબળ હોય છે, શપથ લેતાં તેણે કહ્યું કે તે એ વાતને એ જ ઘડીએ ત્યાંને ત્યાં સાબિત કરી બતાવી શકતી હતી, તે પોતાની જ દલીલોની જાળમાં ફસાતી ગઈ અને સાવ નબળા ઉદાહરણ સાથે ચૂપ થઈ ગઈ. વાર્વારા પાવ્લોવ્નાએ સંગીતની ચોપડી હાથમાં લીધી, તેને પોતાના ચહેરા આડે રાખીને કેકના નાનાં નાનાં બચકાં ભરતાં પાન્શીન તરફ ઝૂકીને પોતાના હોઠ પર અને આંખોનાં સૌમ્ય સ્મિત સાથે દબાયેલા સ્વરે કહ્યું: "તે કોઈ એવો ચમત્કાર નહિ કરી દે," પાન્શીન થોડોક દંગ રહી ગયો અને વાર્વારા પાવ્લોવ્નાની ઉદ્ધતાઈ જોઈને વિસ્મિત થઈ ગયો, પણ આ નિખાલસતાના અણધાર્યા વિસ્ફોટમાં તેના પોતાના માટે કેટલો ઉપહાસ સમાયેલો હતો તેના માપની તે શંકા ન કરી શક્યો; અને માર્યા દ્મીત્રિયેવ્નાએ તેના પ્રત્યે દાખવેલ માયાળુતા અને અનન્યભાવને, તેને ખવડાયેલા ખાવાનાને, તેને ઉધાર આપેલા પૈસાને, એ બધાંને ભૂલીને પાન્શીને એ જ સ્મિત સાથે અને એ જ સ્વરમાં જવાબ આપ્યો: "હા, હું એમ વિચારું છું"—ના, ના, એમ પણ નહિ, પણ "હું વિચારું છું!"

વાર્વારા પાવ્લોવ્ના તેની તરફ મિત્રતાભરી નજર નાંખી ઊભી થઈ. લીઝા અંદર આવી; તેને તેમ ન કરવા સમજાવવાના માર્યા તિમોફેયેવ્નાનાં બધાં જ પ્રયત્નો વ્યર્થ ગયાં: તેણે આ અગ્નિપરીક્ષામાંથી પસાર થવાનો મક્કમ નિર્ધાર કર્યો હતો. વાર્વારા પાવ્લોવ્ના પાન્શીનની સાથે તેને મળવા આગળ વધી જેણે પોતાનો કુનેહબાજ દેખાવ ફરીથી ધારણ કરી લીધો હતો.

"તમારી તબિયત કેમ છે?" પાન્શીને લીઝાને પૂછ્યું.

"હવે કંઈક સારી છે, આભાર," તેણે જવાબ આપ્યો.

"અમે અહીં થોડું સંગીત ગાઈ સાંભળી રહ્યાં હતાં; અફસોસની વાત છે કે તમે વાર્વારા પાવ્લોવ્નાનું ગીત ન સાંભળ્યું. તે ખરેખર બહુ જ સરસ ગાય છે; જાણે અસલ કલાકાર હોય."

"અહીં આવ, મારી દીકરી," માર્યા દ્મીત્રિયેવ્નાએ તેને બોલાવી.

વાર્વારા પાવ્લોવ્નાએ બાળકની જેમ કર્તવ્યનિષ્ઠાપૂર્વક પ્રત્યુત્તર વાળ્યો અને તેના પગ પાસે નાનકડા સ્ટૂલ પર બેસી ગઈ. માર્યા



દ્મીત્રિયેવ્નાએ તેને એટલા માટે પોતાની પાસે બોલાવી લીધી જેથી કરીને તેની દીકરી પાન્શીન સાથે ઓછામાં ઓછી પળવાર માટે એકલી પડે. તેણે હજી સુધી પણ મનમાં એ આશા સંઘરી રાખી હતી કે છોકરી કદાચ સાનમાં આવી જશે. વળી તેના મનમાં એક વિચાર ઉદ્ભવ્યો હતો તે તત્કાળ જાહેર કરવા આતુર હતી.

"તમે જાણે છો," તે વાર્વારા પાવ્લોવ્નાના કાનમાં ધીરેથી કહ્યું, "હું તમારા પતિ સાથે તમારું સમાધાન કરાવવાનો પ્રયત્ન કરવા ઇચ્છું છું; હું એ તો નથી કહી શકતી કે હું સફળ થઈશ પણ હું પ્રયત્ન કરી શકું છું. તે મારો બહુ આદર કરે છે, એ તમે જાણો છો."

વાર્વારા પાવ્લોવ્નાએ ધીમે ધીમે પોતાની આંખો માર્યા દ્મીત્રિયેવ્ના તરફ ઊંચી કરી અને અત્યંત ખૂબસૂરત મુખમુદ્રા સાથે અદબ વાળી.

"તમે મારાં તારણહાર બનશો, ફોઈબા," તે કરુણાસભર સ્વરે બોલી; "તમે મારાં પ્રત્યે આટલી ભલમનસાઈ દાખવો છે તેના માટે તમારો કેવી રીતે આભાર માનવો તેની મને સમજણ નથી પડતી; પણ મેં ફ્યોદોર ઇવાનિચ સાથે બહુ ઊંડો અન્યાય કર્યો છે; તેઓ મને માફ નહિ કરી શકે."

"પણ શું તમે... ખરેખર..." માર્યા દ્મીત્રિયેવ્નાએ તપાસ કરતાં પૂછવાનું શરૂ કર્યું.

"મને ન પૂછો," પોતાની આંખો નીચી ઢાળી લેતાં વાર્વારા પાવ્લોવ્ના વચમાં જ બોલી પડી. "હું જુવાન અને મોજીલી હતી... પણ હું તેની આડ લઈને મારી જાતને માફ કરવા નથી ઇચ્છતી."

"ભલે, ગમે તેમ પણ, શા માટે આપણે પ્રયત્ન ન કરવો? નિરાશ ન થા," માર્યા દ્મીત્રિયેવ્નાએ સૂર પૂરાવ્યો અને તે તેના ગાલ પંપોળવા જવાની અણી પર જ હતી ત્યારે તેણે તેના ચહેરા તરફ અંદેશાભરી નજરે તાક્યું. "તે સારી એવી શરમાળ છે." તેણે વિચાર્યું, "પણ છે ચોક્કસપણે સિંહણ જેવી."

"તમે માંદા છો?" તે દરમિયાન પાન્શીન લીઝાને કહી રહ્યો હતો.

"હા, મારી તબિયત સારી નથી."

"હું તમને સમજું છું," લાંબા મૌન પછી તે ગણગણ્યો. "હા, હું તમને સમજું છું."

"એટલે? તમે શું કહેવા ઇચ્છો છો?"

"હું તમને સમજું છું," પાન્શીને જાણીબૂઝીને ફરીથી કહ્યું; તે કહેવા માટે માત્ર આટલાં જ શબ્દો શોધી શક્યો હતો.

લીઝા અસ્વસ્થ થઈ ગઈ, પછી તેણે વિચાર્યું: "ભલે એમ જ થવા દો!" પાન્શીન રહસ્યમય મુદ્રા ધારણ કરીને ચૂપ થઈ ગયો અને કઠોર ભાવે એક તરફ જોવા લાગ્યો.

"હું માનું છું અગિયાર વાગી ચૂક્યા છે," માર્યા દ્મીત્રિયેવ્નાએ કહ્યું.

મહેમાનો અણસારો પામી જતાં તેમનાથી વિદાય લેવા ઊભા થયા. વાર્વારા પાવ્લોવ્ના પાસેથી વચન લેવામાં આવ્યું કે બીજે દિવસે તે સાંજે જમવા આવશે અને આદાને સાથે લાવશે; એક ખૂણામાં લગભગ ઝોકે ચઢેલ ગેદેઓનોવ્સ્કીએ તેને ઘેર પહોંચાડી આવવાનો પ્રસ્તાવ મૂક્યો. પાન્શીને ગંભીરતાપૂર્વક દરેકે દરેકને નમીને અભિવાદન કર્યાં અને બહાર પગથિયા પર, વાર્વારા પાવ્લોવ્નાને ગાડીમાં ચઢવા માટે મદદ કરતાં તેણે તેનો હાથ દબાવ્યો અને પાછળથી મોટેથી કહ્યું: "ફરી મળીશું! ગેદેઓનોવ્સ્કી તેની બાજુમાં બેઠો; આખા રસ્તે તેણે પોતાનાં નાજુક સુંદર પગની ટોચ જાણે અજાણતાં જ મૂકી હોય તેમ તેના પગ ઉપર ટેકવીને મોજમાં સમય પસાર કર્યો; ગેદેઓનોવ્સ્કી મૂંઝાઈ ગયો અને તેના વખાણ કરવા લાગ્યો; તે ડોળપૂર્વક હસતી રહી અને જ્યારે ગલીની બત્તીનો પ્રકાશ ગાડીમાં પડતો ત્યારે તેની તરફ આંખ મારતી. તેણે વગાડલ વાલ્સની ધૂન તેનાં દિલોદિમાગમાં ગૂંજી રહી હતી, આવેશથી તેની કાયામાં થરથરી છૂટી રહી હતી; તે ગમે ત્યાં હોય તો પણ માત્ર પોતાની કલ્પનાની દુનિયામાં તો રોશનીના ઝળહળાટ, નૃત્યખંડ, સંગીતનાં સૂરો પર ગોળગોળ ઘૂમતી આકૃતિઓના ચિત્રો રચતાં તેનું લોહી જાણે ખળભળી ઊઠતું હતું, તેની આંખો વિચિત્ર રીતે ઝાંખી પડી જતી, તેના હોઠો પર સ્મિત રમવા લાગતું અને તેની સમગ્ર કાયામાં ભોગવિલાસી મોહિનીની લાગણીથી કંપારી છૂટી જતી. જ્યારે વાર્વારા પાવ્લોવ્ના ઘેર પહોંચી ત્યારે તે ચપળતાપૂર્વક ગાડીમાંથી સરકી—તેણે તે કામ જે રીતે કર્યું હતું તે એક સિંહણ સિવાય બીજું કોઈ કરી શકતું હતું? ગેદેઓનોવ્સ્કી



તરફ ફરી અને એકાએક સીધી તેના મોં પર જ ગમ્મતભર્યું ખડખડાટ હાસ્ય હસી.

"આકર્ષક વ્યક્તિ છે," પ્રાંતીય કાઉન્સિલર જ્યારે પોતાના ઘર બગીના પગથિયા તરફ વળ્યા ત્યારે મનમાં વિચારતા હતા, જ્યાં ચાનો પ્યાલો લઈને એક નોકર તેમની રાહ જોઈ રહ્યો હતો. "એ ના સારું છે કે હું પ્રતિષ્ઠિત વ્યક્તિ છું... જોકે તેમ છતાં મને આશ્ચર્ય થાય છે કે શા માટે તે આમ હસી?"

માર્ફા તિમોફેયેવ્ના આખી રાત લીઝાનાં પલંગની પાસે બેસી રહી.

## ૪૧

લાવ્રેત્સ્કી દોઢ દિવસ વાસીલ્યેવ્સ્કોયેમાં રહ્યો અને લગભગ બધો સમય તેણે પડોશના વિસ્તારોમાં ભમતા વીતાવ્યો. તે એક જગ્યાએ લાંબો વખત ટકી શકતો નહોતો: તેનું દિલ ભારે દુ:ખથી પીડાતું હતું; તે નિરંતર, ઉગ્ર અને શક્તિહીન ભાવોવશોની તીવ્ર વેદના ઝેલી રહ્યો હતો. તે ગામમાં આવી પહોંચ્યો તે પછીના દિવસે તેના અંતરાત્મામાં ઉભરાઈ આવેલી લાગણીઓ તેને યાદ આવી; ત્યારબાદ તેણે જે યોજનાઓ ઘડી હતી તે તેને યાદ આવી અને તે પોતાની જાત પર અતિક્રુદ્ધ થયો. જેને તેણે પોતાનું કર્તવ્ય સમજ્યું હતું, પોતાના ભવિષ્યનું એક માત્ર કાર્ય સમજ્યું હતું તેનાથી એવી કઈ વસ્તુ તેને દૂર ખેંચી જઈ શકતી હતી? સુખની લાલસા—ફરીથી એક વાર સુખની લાલસા!" એમ લાગે છે કે મિખાલેવિચ સાચો હતો," તેણે વિચાર્યું. "તું જીવનના આનંદનો સ્વાદ બીજી વાર ચાખવા ઝંખતો હતો," તે સ્વગત બબડ્યો, "તું ભૂલી ગયો છે કે જ્યારે તે એક વાર પણ કોઈ માનવીને પ્રાપ્ત થાય છે ત્યારે પણ તે તેના માટે એક ભોગવિલાસ જ હોય છે, એક એવું વરદાન જેની ઉપર તેનો કોઈ યોગ્ય અધિકાર નથી હોતો. તું કહે છે તે સંપૂર્ણ [illegible], તે બનાવટી હતું? બહુ સારી વાત છે, તો પછી સાબિત કર કે તને પૂરું અને સાચું સુખ પ્રાપ્ત કરવાનો અધિકાર છે!

પોતાની ચોતરફ જો—કોણ છે એવું જેને સુખ મળેલું છે, કોણ આનંદી છે? દાતરડું હાથમાં લઈને બીડમાં જતા પેલા ખેડૂતને લો—કદાચિત તે પોતાના નસીબથી સંતુષ્ટ છે?... ઠીક છે, તું તેની સાથે જગ્યાની ફેરબદલ કરવા તૈયાર થશે? તારી મા વિષે વિચાર: તેણે જિંદગી પાસેથી જે માંગ્યું હતું તે કેટલું અતિસૂક્ષ્મપણે ક્ષુલ્લક હતું,—અને તેને શું આપવામાં આવ્યું? એમ લાગે છે કે જ્યારે તું પાન્શીનને કહી રહ્યો હતો કે તું રશિયા જમીન ખેડવા આવ્યો હતો ત્યારે તું કેવળ બડાઈ હાંકી રહ્યો હતો; તું તારા ઘડપણમાં પણ સુંદરીઓની પાછળ પાછળ ભમવા માટે આવ્યો છે. તારી મુક્તિના સમાચાર મળતાંની સાથે જ તેં બધી જ વસ્તુઓ પડતી મૂકી, પૃથ્વી પરની દરેક દરેક વસ્તુને તું ભૂલી ગયો અને શાળાના છોકરાની જેમ પતંગિયાની પાછળ ભમવા લાગ્યો..." તેના મનમાં ચાલી રહેલ આ ગંભીર ચિંતનની વચ્ચે લીઝાની છબિ સતત રીતે ઊભરાઈ આવતી હતી; તેણે પ્રયત્નપૂર્વક તે છબિને મનમાંથી દૂર કરી, જેવી રીતે પેલી બીજી ત્રાસદાયી છબિને, પેલા જરા પણ ક્ષોભ ન પામે તેવી શઠ, સુંદર, દ્વેષપાત્ર મુખાકૃતિને દૂર કરી હતી. વૃદ્ધ અન્તોન સમજી ગયો કે તેનો માલિક કંઈક બેચેન હતો; એક કે બે વાર બારણા પાછળ ઊભા રહીને અને એક કે બે વાર પ્રવેશદ્વારમાં નિસાસો નાખ્યા પછી છેવટે તેણે માલિકની પાસે જવાની હિંમત કરી અને કંઈક ગરમાગરમ પીણું પીવાની સલાહ આપી. લાવ્રેત્સ્કી તેની ઉપર તાડૂક્યો, તેને ત્યાંથી દૂર થઈ જવા કહ્યું અને પછી તેની માફી માંગી; પણ આનાથી આન્તોન માત્ર વધારે ઉદાસ થઈ ગયો. લાવ્રેત્સ્કી દીવાનખાનામાં વધારે વાર ન રોકાઈ શક્યો; દીવાલ પર લટકતા કેન્વાસના ચિત્રમાંથી તેના પરદાદા જાણે નીચે આ નબળા વંશજ તરફ ઉપહાસભરી નજરે તાકી રહ્યા હોય તેમ લાગતું હતું. "ધત છિ! સાવ કાયર માનવ!" તેનું કટાણું મોં જાણે તેનો ઉપહાસ કરતું હોય તેવું લાગતું હતું. "ચાલ," તેણે મનમાં કહ્યું. "તે શક્ય નથી કે હું મારી જાતને આમ ભાંગી પડવા દઈશ, આ... ઉઝરડા સામે હાર માની જઈશ?" (યુદ્ધમાં બહુ ખરાબ રીતે ઘવાયેલ માણસો પોતાના ઘાને હંમેશા "ઉઝરડા" કહે છે. પોતાની જાતને છેતર્યા વિના માનવી કદી આ ધરતી પર જીવિત રહી શકતો નથી.) "છેવટે તો હું શું રોતડ છોકરો



છું? બહુ સરસ: મેં બહુ નજીકથી ઝાંખી નિહાળી, આખા જન્મારાના સુખની તક લગભગ મારા હાથમાં ઝડપાઈ ગઈ હતી—અને અચાનક તે એકદમ લોપ પામી ગઈ; લોટરીમાં પણ તો એમ જ થાય છે—પૈડું જરાક જેટલું વળે તો એક ભિખારી તવંગર બની જાય. જો તેમ ન થવાનું હોય તો તે નહિ જ થાય અને તેમાં માત્ર આટલું જ તથ્ય છે. હું દાંત ભીડીને મારા કામમાં લાગી જઈશ અને મારી જાતને શાંત સ્વસ્થ રાખવા બળજબરી કરીશ; આ કંઈ પહેલી વાર તો નથી કે મારે મારી જાતને કાબૂમાં લેવી પડી છે. એવી કઈ વસ્તુ છે જેણે મને ચોરીછૂપી છટકી જવા પ્રેર્યો, શા માટે હું અહીં ઝાડીમાં સંતાયેલા શાહમૃગની જેમ માથું ઘાલીને ચોંટી રહ્યો છું? પોતાના હાથના કરેલાનું પરિણામ ભોગવવા તૈયાર રહેવાની હિમ્મત નથી?—મૂર્ખામી! અન્તોન," તેણે એકદમ મોટેથી બૂમ પાડી, "અબઘડી ઘોડાગાડી જોડીને લઈ આવ. ...ના," તેણે ફરીથી મનમાં વિચાર્યું. "મારે મારી જાતને બળજબરી શાંત સ્વસ્થ રાખવી જ જોઈએ, મારે મારી જાત પર કાબૂ મેળવવો જ જોઈએ..."

આવા પ્રકારની દલીલો વડે લાવ્રેત્સ્કીએ પોતાની વ્યથા શમાવવાનો પ્રયત્ન કર્યો; પણ આ વ્યથા એટલી ઊંડી અને તીવ્ર હતી કે અપ્રાક્સેયા, જે જેટલી ભાવનાવિહોણી હતી એટલી અક્કલવિહોણી નહોતી, તેણે પણ પોતાનું માથું ધુણાવ્યું અને જ્યારે તે શહેર તરફ જવા માટે ઘોડાગાડીમાં ચઢવા ગયો ત્યારે ઉદાસીભરી નજરે તેની તરફ તાકતી રહી. ઘોડા છારતક ચાલે નીકળી પડયા; તે અકડાઈને નિશ્ચલ બેસી રહ્યો અને પોતાની સામેની સડક તરફ સ્તબ્ધપણે તાકતો રહ્યો.

## ૪૨

ગઈકાલે લીઝાએ લાવ્રેત્સ્કીને આજે સાંજે આવવા માટે લખ્યું હતું; પણ સૌ પ્રથમ તે પોતાના ઓરડે ગયો. તેને ઘેર ન તો તેની પત્ની મળી કે ન તો તેની પુત્રી; નોકરોએ તેને કહ્યું કે તે બાળકીને

લઈને કાલીતિન પરિવારને ત્યાં ગઈ હતી. આ ખબરે તેને દંગ અને ગુસ્સે કર્યો. "એમ લાગે છે કે વાર્વારા પાવ્લોવ્નાએ મને કૂતરાની જિંદગી જીવવા તરફ ઘસડી જવાનો મનમાં પાકો નિર્ધાર કરી લીધો છે," તેણે મનમાં વિચાર્યું. તેના દિલમાં તિરસ્કારની આગ સળગતી હતી. રસ્તામાં આવતી દરેકે દરેક વસ્તુઓને, રમકડાં, પુસ્તકો અને સ્ત્રીઓની વસ્તુઓને, લાતો મારતાં અને એકબાજુ ફેંકતાં તેણે આમ તેમ આંટા મારવાનું શરૂ કર્યું; તેણે બૂમ પાડી જુસ્તીનને બોલાવીને તે બધી "નકામી" વસ્તુઓને સાફ કરી દેવાનો આદેશ આપ્યો. "જી, હૂજૂર", તેણે મોં મચકોડતાં કહ્યું અને સુંદર રીતે વાંકા વળતા અને પોતાની દરેક હિલચાલ વડે લાવ્રેત્સ્કીને તે અણઘડ રીંછ સમજતી હતી, તેમ સ્પષ્ટપણે સમજાવતાં ઓરડો વ્યવસ્થિત કરવા લાગી. તેણે તેના દુરાચરણી પણ હજી સુધી "ક્ષુધોદ્દીપક" ચાળા કરતાં પર્શિયન ચહેરા તરફ, તેની સફેદ બાંયો, રેશમી એપ્રન અને નાની ટોપી તરફ દ્વેષપૂર્વક તાક્યું અને તેને રુખસદ આપી. બહુ વાર પછી અને ઘણી વાર સુધી મનમાં હ્યુપચુ રહ્યા પછી લાવ્રેત્સ્કીએ (કારણ કે વાર્વારા પાવ્લોવ્ના હજી સુધી પાછી નહોતી ફરી) તેણે કાલીતિન પરિવારને ત્યાં જવાનો ફેંસલો કર્યો હતો, માર્યા દ્મીત્રિયેવ્ના પાસે નહિ (તે કોઈ પણ સંજોગોમાં તેમના દિવાનખાનામાં પણ નહિ મૂકે, જે ઓરડામાં જ્યાં તેની પત્ની હતી.), પણ માર્ફા તિમોફેયેવ્ના પાસે; તેને યાદ હતું કે નોકરોના પ્રવેશદ્વાર તરફનો દાદરો સીધો તેમના રહેવાના ભાગ તરફ જાય છે. તેણે આ યોજના અપનાવવાનો નિર્ણય કર્યો. સંજોગે તેને સાથ આપ્યો; આંગણામાં તેને શુરોચ્કા મળી જે તેને માર્ફા તિમોફેયેવ્ના પાસે લઈ ગઈ. તેની હંમેશની ટેવથી વિપરીત તેણે તેને એકલી જ જોઈ; તે ટોપી પહેર્યા વિના, છાતી સરસા હાથ દબાવી લપાઈને એક ખૂણામાં બેઠી હતી. જ્યારે તેણે લાવ્રેત્સ્કીને જોયો ત્યારે તે એકદમ અસ્વસ્થ થઈ ગઈ, ઝડપથી ઊભી થઈ ગઈ અને ઓરડામાં એવી રીતે આંટા મારવા લાગી જાણે પોતાની ટોપી શોધી રહી હોય.

"અરે, તું છે, તું છે," તેની સાથે નજરો મેળવવાનું ટાળતાં અને ઓરડીમાં આમતેમ બધી વસ્તુઓ ફંફોળતા તેણે શરૂ કર્યું, "ભલે સારું, કેમ છે? અરે હા! શું કરી શકાય તેમ છે. ગઈકાલે તું ક્યાં



હતો? તો તે આવી ગઈ; હા, ચોક્કસપણે. ખેર, બીજું કરી પણ શું શકાય."

લાવ્રેત્સ્કી ખુરશીમાં ફસડાઈ પડયો.

"હા, બેસી જા, બેસી જા," વૃદ્ધાએ કહેવાનું ચાલુ રાખ્યું. "તું સીધો ઉપર આવ્યો? કેમ, હા, સાચી જ તો વાત છે. સારું? તો તું મને મળવા આવ્યો? આભાર."

વૃદ્ધા બોલતી થોભી ગઈ; લાવ્રેત્સ્કીને સમજણ નહોતી પડતી કે તેને શું કહેવું, પણ તે તેને સમજતી હતી.

"લીઝા... હા, લીઝા થોડી વાર પહેલાં તો અહીં જ હતી," પોતાના બટવાની દોરીઓ બાંધતા અને ખોલતાં તેણે આગળ કહ્યું. "તેની તબિયત સારી નથી. શુરોચ્કા, તું ક્યાં છે? અહીં આવ, દીકરી, શા માટે તું શાંત બેસી નથી શકતી? મારું પણ માથું દુઃખે છે. મને લાગે છે તે પેલા ગાવા-વગાડવાને કારણે છે."

"શું ગાવા-વગાડવાનું, ફોઈબા?"

"કેમ, તેઓ પેલું શું ક્યારનાં ગાઈ રહ્યાં છે—અરે, હવે, શું કહે છે તેને... યુગલગીતો. અને બધાં જ વળી ઇટાલી ભાષામાં: ચી ચી અને ચા—ચા, બિલકુલ મેગપાઈની જેમ. તેમણે દાંતમાં દુઃખાવો થઈ જાય તેવા સ્વરો આલાપવાનું શરૂ કરી દીધું છે. પેલો એ જ પાન્શીન અને તારી પત્ની. અને કેટલાં જલ્દી તેઓ ઘનિષ્ઠ થઈ ગયાં, કોઈ અંતર રાખીને વર્તતા નથી, બિલકુલ જાણે સગાં હોય. પણ જરા તેનો વિચાર કરો, કૂતરો પણ રહેવા માટે ઠેકાણું શોધશે. જ્યાં સુધી એવાં લોકો હાજર હોય જેઓ તેને હાંકી કાઢવા તૈયાર ન હોય ત્યાં સુધી તેના મરવાની આશા કેવી રીતે રાખી શકાય."

"તેમ છતાં, મને કદી વિશ્વાસ ન આવતો," લાવ્રેત્સ્કીએ પોતાનો અભિપ્રાય પ્રગટ કર્યો. "તેમાં બહુ હિમ્મતની જરૂર છે."

"ના, દીકરા, હિમ્મત નહિ પણ ગણતરી. ભગવાન તેને માફ કર! સાંભળ્યું છે, તું તેને લાવ્રિકી મોકલી રહ્યો છે?"

"હા, હું તે સંપત્તિ વાર્વારા પાવ્લોવ્નાને ઉપયોગ માટે આપી રહ્યો છું."

"તેણે પૈસાની માંગણી કરી?"

"હજી સુધી નથી કરી."

"સારી વાત છે, પણ તે સમય બહુ જલ્દી જ આવશે. પણ દીકરા, મેં તો માત્ર હમણાં જ તારી સામે સારી રીતે જોયું. તું માંદો તો નથી ને?"

"ના."

"શુરોચ્કા!" માર્ફા તિમોફેયેવ્નાએ બૂમ પાડી. "જા અને યેલીઝાવેતા મિખાઈલોવ્નાને કહે—ના, મારો મતલબ છે તેને પૂછ... તે નીચે છે, કેમ ખરું ને?"

"હા."

"સારું, તો પછી તેને પૂછ કે મારી ચોપડીનું તેણે શું કર્યું. તે સમજી જશે."

"બહુ સારું."

વૃદ્ધા ફરીથી ઓરડામાં આમ તેમ આંટા મારવા લાગી અને કબાટમાંનાં ખાનાં ખોલવા અને બંધ કરવાં લાગી. લાવ્રેત્સ્કી નિશ્ચલ બેઠો હતો. અચાનક દાદરા પર હળવા પગલાંનો અવાજ સંભળાયો અને લીઝા અંદર આવી.

લાવ્રેત્સ્કીએ ઊભા થઈને નમન કર્યાં; લીઝા બારણા પાસે જ રોકાઈ ગઈ.

"લીઝા, લીઝા દીકરી," માર્ફા તિમોફેયેવ્નાએ અસ્વસ્થતાપૂર્વક કહ્યું. "મારી ચોપડી ક્યાં છે? તું તે ક્યાં લઈ ગઈ અને તેં તેનું શું કર્યું?"

"કઈ ચોપડી, ફોઈબા?"

"હે ભગવાન, ચોપડી! પણ મેં તને એટલા માટે નહોતી બોલાવી... ભલે, કંઈ વાંધો નહિ. નીચે શું ચાલી રહ્યું છે? અહીં જો, ફ્યોદોર ઇવાનિચ આવ્યો છે. તારા માથાનો દુ:ખાવો કેમ છે?"

"હવે સારું છે."

"તું હંમેશા કહે છે: સારું છે. નીચે શું ચાલી રહ્યું છે—ફરીથી સંગીત?

"ના, તેઓ પત્તાં રમી રહ્યાં છે."

"સાચું કહો તો, તે બધાં જ કામમાં કુશળ છે. શુરોચ્કા, તું બગીચામાં જઈને રમવા ઇચ્છે છે કેમ ખરું ને? જા, ભાગ."



"અને ના, માર્ફા તિમોફેયેવ્ના..."

"ચાલ હવે દલીલ ન કર, ભાગ અહીંથી. નાસ્તાસ્યા કાર્પોવ્ના બગીચામાં એકલી છે; જા અને તેને સાથ આપ. ચાલ જા, કેવી સારી છોકરી છે." શુરોચ્કા જતી રહી. "અરે મારી ટોપી ક્યાં છે? હવે ક્યાંથી મળશે તે?"

"લાવો, હું શોધી આપું," લીઝાએ કહ્યું.

"તું જ્યાં બેઠી છે ત્યાં જ બેસી રહે. હજી મારા પગ ચાલે છે. હું માનું છું તે મારા શયનખંડમાં છે."

લાવ્રેત્સ્કી તરફ ત્રાંસી નજર ફેંકતા માર્ફા તિમોફેયેવ્ના બહાર જતી રહી. તેણે બારણું અધખૂલ્યું રાખ્યું પણ અચાનક પાછા આવીને બંધ કરી દીધું...

લીઝા પોતાની ખુરશીમાં પીઠ અઢેલીને બેસી ગઈ અને ધીમેથી પોતાના ચહેરા ઉપર હાથ મૂકી દીધા; લાવ્રેત્સ્કી પોતાની જગ્યાએથી હાલ્યો નહિ.

"તો ફરીથી આપણે આવી રીતે મળવાનું હતું," તેણે શાંતિ ભંગ કરી.

લીઝાએ પોતાના ચહેરા પરથી હાથ દૂર કર્યા.

"હા," તેણે ધીમા અવાજે કહ્યું: "આપણને બહુ જલદી જ સજા મળી ગઈ."

"સજા," લાવ્રેત્સ્કી ગણગણ્યો. "તને શેના માટે સજા મળી છે?"

લીઝાએ આંખો ઊંચી કરી તેની તરફ જોયું. તે આંખોમાં ન તો વ્યથા હતી કે ન તો અસ્વસ્થતા; સંકોચાયેલી અને નિસ્તેજ થઈ ગયેલી લાગતી હતી. તેના ચહેરા પર અને થોડાક ખુલેલા હોઠ પર ફીકાશ હતી.

લાવ્રેત્સ્કીનું હૃદય કરુણા અને પ્રેમથી ભરાઈ આવ્યું.

"તે મને લખ્યું હતું: બધું જ ખલાસ થઈ ગયું છે," તેણે અસ્ફુટ અવાજે કહ્યું, "હા, બધું જ ખલાસ થઈ ગયું છે—તે શરૂ થયું તે પહેલાં જ."

"આપણે તે બધું જ ભૂલી જવું જોઈએ," લીઝા ગણગણી. "મને ખુશી છે કે તમે આવ્યા; હું તમને લખવા ઇચ્છતી હતી પણ

આ પ્રમાણે જ વધારે સારું છે. બસ આપણે આ થોડી મિનિટોનો સૌથી વધુ લાભ ઉઠાવી લેવો જોઈએ. આપણે બન્નેએ આપણું કર્તવ્ય નિભાવવું જોઈએ. ફ્યોદર ઇવાનિચ, તમારે તમારી પત્ની સાથે સુલેહ કરી લેવી જોઈએ."

"લીઝા!"

"હું તમને તેમ કરવા વિનંતી કરું છું; માત્ર આ પ્રમાણે જ આપણે થઈ ગયેલી ભૂલને સુધારી શકીએ તેમ છીએ... તમે તેના ઉપર વિચાર કરશો તો તમે મારી આ વાતને નહિ નકારો.

"લીઝા, ભગવાનને ખાતર—તમે જે માંગણી કરી રહ્યાં છો તે અસંભવ છે. તમે મને આદેશ આપો તે કોઈપણ કામ કરવા હું તૈયાર છું; પણ હવે તેની સાથે સુલેહ કરવી?... હું બધું જ સહન કરી લઈશ. મેં બધું જ ભૂલાવી દીધું છે અને બધું જ માફ કરી દીધું છે પણ હું મારા દિલને એ કરવા ફરજ નથી પાડી શકતો કે... અરે શા માટે, તે કરવું બહુ ઘાતક છે!"

"હું તમને તે કરવા માટે નથી કરી રહી... જે તમે કહી રહ્યા છો; જો તમે તેની સાથે ન રહી શકતા હો તો ન રહો; પણ તેની સાથે સલાહ સમજૂતી કરી લો," લીઝાએ જવાબ આપ્યો અને ફરીથી પોતાનો ચહેરો હાથ વડે ઢાંકી લીધો. "તમારી નાનકડી દીકરીનો વિચાર કરો; મારા ખાતર આટલું કરો."

"બહુ સારું," ભીંચેલા દાંતે લાવ્રેત્સ્કી બબડ્યો, "હું ધારું છું, હું તેમ કરીશ; તે રીતે હું મારું કર્તવ્ય પૂરું કરીશ. પણ તમારા વિષે શું—તમારું કર્તવ્ય શું છે?"

"હું જાણું છું મારું કર્તવ્ય શું છે."

લાવ્રેત્સ્કી ચોંક્યો.

"તમે પેલા પાન્શીન સાથે પરણવાનો વિચાર તો નથી કરી રહ્યાં ને?" તેણે પૂછ્યું.

લીઝાના ચહેરા પરથી મ્લાન મલકાટ પસાર થઈ ગયો.

"અરે, ના!" તેણે કહ્યું.

"અરે, લીઝા, લીઝા!" લાવ્રેત્સ્કી ચિત્કાર કરી ઊઠ્યો. "આપણે કેટલાં ખુશ રહી શક્યા હોત!"

લીઝાએ ફરીથી તેની તરફ જોયું.





હા, હું તમને પ્રેમ કરું છું." તેણે પ્રયત્નપૂર્વક ઊમેર્યું, "પણ ના... ના."

તેણે પોતાનો હાથ રૂમાલ હોઠ પર દબાવી દીધો.

"ઓછામાં ઓછો મને પેલો હાથરૂમાલ આપો."

બારણાનો કડકડાટ થયો... રૂમાલ લીઝાના ખોળા તરફ સરક્યો. લાવ્રેત્સ્કીએ પડે તે પહેલાં જ તેને પકડી લીધો, ઝડપથી પોતાના ખિસ્સામાં ખોસી દીધો અને પાછળ ફરતાં તેની નજરો માર્ફા તિમોફેયેવ્નાની નજરો સાથે મળી.

"લીઝા દીકરી, હું માનું છું તારી મા તને બોલાવી રહી છે," વૃદ્ધાએ કહ્યું.

લીઝા તરત જ ઊભી થઈને જતી રહી.

માર્ફા તિમોફેયેવ્ના ફરીથી ખૂણામાં પોતાની જગ્યાએ ગોઠવાઈ ગઈ.

લાવ્રેત્સ્કી વિદાય લેવા ઊભો થયો.

"ફેદ્યા," તેણે અચાનક કહ્યું.

"જી, ફોઈબા."

"તું આબરૂદાર માણસ છે?"

"તમે શું કહેવા માંગો છો?"

"હું તને પૂછી રહી છું—તું આબરૂદાર માણસ છે?"

"હું એમ ધારું છું."

"અંહ. મને વચન આપ કે તું આબરૂદાર માણસ છે."

"જેવી તમારી આજ્ઞા. પણ આ બધું શું છે?"

"હું જાણું છું આ બધું શું છે. અને મારા દીકરા તું પણ, જો તું પોતે જરા વિચારશે તો તું પણ સમજી જશે કે મારો ઉદ્દેશ્ય શો છે—તું કોઈ મૂરખ નથી, તું જાણે છે. અને હવે, દીકરા, આવજે. મને મળવા આવવા માટે તારો આભાર; અને યાદ રાખજે, તેં આબરૂદાર માણસ હોવાનું મને વચન આપ્યું છે, ફેદ્યા; આવ, મને ચૂમી આપ. અરે મારા દીકરા, હું જાણું છું, તે સહેવું તારા માટે બહુ કપરું છે; પણ તે કોઈને માટે પણ તો સહેલ નથી. એક જમાનામાં હું માખીઓની અદેખાઈ કરતી હતી. હું વિચારતી હતી કે તેમની જિંદગી બહુ મઝાની છે. પણ તે માત્ર જ્યાં સુધી એક



માખીને કરોળિયાના સકંજામાં કણસતી સાંભળી ત્યાં સુધી જ; પણ પછી; ના, મેં વિચાર્યું, તેમની પણ પોતાની મુશ્કેલીઓ છે. તેનો કોઈ ચારો નથી, ફેદ્યા. હવે તારું વચન ન ભૂલતો. જા હવે. આવજે."

લાવ્રેત્સ્કી પાછલા દાદરેથી નીચે ગયો અને હજી ઝાંપા પાસે પહોંચ્યો હતો ત્યારે જ નોકર તેની સામે આવી ઊભો રહ્યો.

"માર્યા દ્મીત્રિયેવ્ના તમને મળવા ઇચ્છે છે," તેણે લાવ્રેત્સ્કીને કહ્યું.

"તેમને કહી દે કે હું હમણાં જ નથી મળી શકવાનો..." ફ્યોદર ઇવાનિચે કહેવાનું શરૂ કર્યું.

"માલિકણે મને એમ કહેવા જણાવ્યું હતું કે બહુ જરૂરી કામ છે," નોકરે આગળ કહ્યું, "તેમણે મને તમને એ પણ કહેવા જણાવ્યું હતું કે તેઓ એકલા જ છે."

"મહેમાનો જતાં રહ્યાં છે?" લાવ્રેત્સ્કીએ પૂછ્યું.

"હા, સાહેબ," નોકરે જવાબ આપ્યો અને મોં પહોળું કરીને હસી પડયો.

લાવ્રેત્સ્કીએ પોતાના ખભા મરોડયા અને તેની પાછળ પાછળ ગયો.

## ૪૩

માર્યા દ્મીત્રિયેવ્ના પોતાના અંગત ઓરડામાં વોલ્તેરીયન ખુરશી પર એકલી બેઠી હતી અને ઓદેકોલોન સૂંઘી રહી હતી; તેની બાજુમાં એક નાના મેજ પર નારંગીનાં ફૂલના પાણીનો પ્યાલો પડયો હતો. તે અત્યંત પ્રક્ષુબ્ધ હતી અને કંઈક અંશે અસ્વસ્થ દેખાતી હતી.

લાવ્રેત્સ્કી અંદર આવ્યો.

"તમે મને મળવા ઇચ્છતા હતા," તેણે એકદમ ટાઢાશપૂર્વક નમન કરતાં કહ્યું.

"હા," પાણીનો ઘૂંટડો ભરતા માર્યા દ્મીત્રિવ્નાએ જવાબ

આપ્યો. "મેં સાંભળ્યું કે તમે સીધા મારા ફોઈબા પાસે ગયા હતા; મેં તમને અંદર બોલાવવા માટે નોકરને આદેશ આપ્યો. હું તમારી સાથે વાતચીત કરવા ઇચ્છું છું. બેસો, કૃપા કરીને." માર્યા દ્મીત્રિયેવ્નાએ ઊંડો શ્વાસ લીધો. "તમે જાણો છો," તેણે આગળ કહ્યું, "કે તમારી પત્ની આવી ગઈ છે."

"હું તે જાણું છું," લાવ્રેત્સ્કીએ જવાબ આપ્યો.

"સારું તો પછી, હું જે કહેવા ઇચ્છતી હતી તે વાત આમ છે: તે મને મળવા આવી હતી અને મેં તેને આવકારી; હું તમારી સાથે તે વિષે વાત કરવા ઇચ્છતી હતી, ફ્યોદર ઇવાનિચ. ભગવાનની દયાથી દરેકે દરેક મારું સન્માન કરે છે અને દુનિયામાં એવી કોઈ તાકાત નથી જે મને એવું કંઈપણ કરવા માટે ફરજ નથી પાડી શકતી કે જે પ્રતિષ્ઠાને છાજે એવું યોગ્ય ન હોય. જો કે મેં એ અપેક્ષા રાખી હતી કે તમે વાતથી નારાજ થશો તેમ છતાં પણ તેને મળવાનો ઇનકાર કરવા મારું દિલ રાજી ન થયું, ફ્યોદર ઇવાનિચ; ગમે તેમ તમારા કારણે તેની સાથે સગાઈ તો છે જ; હવે મારી જગ્યાએ તમે પોતાને જ રાખીને જુઓ; તેના માટે મારા ઘરના બારણા બંધ કરવાનો મને કયો અધિકાર હતો—કેમ તમે સંમત થાવ છો ને?"

"તે વિષે તમારે ચિંતાગ્રસ્ત થવાની જરૂર નથી, માર્યા દ્મીત્રિયેવ્ના," લાવ્રેત્સ્કીએ જવાબ આપ્યો. "તમે યોગ્ય જ કર્યું હતું; હું જરાપણ નારાજ નથી થયો. વાર્વારા પાવ્લોવ્નાને તેના પરિચિતોના સમાજમાં આવતી જતી રોકવાનો મારો જરાપણ ઇરાદો નથી; હું આજે આ બાજુ કેવળ એટલા માટે જ ન આવ્યો કે હું તેને મળવા ઇચ્છતો નહોતો—બસ એટલી જ વાત છે."

"ઓહ, તમને આમ કહેતાં સાંભળીને હું કેટલી ખુશ થઈ છું, ફ્યોદર ઇવાનિચ," માર્યા દ્મીત્રિયેવ્ના મોટેથી બોલી પડી. "જોકે મારે એટલું જરૂર કહેવું જોઈએ કે તમારા ઉદાર સ્વભાવને જાણતાં મેં હંમેશાં આવી જ આશા રાખી હતી. જ્યાં સુધી મારી ચિંતા કરવાની વાત છે—તે કંઈ આશ્ચર્યકર નથી કારણ કે હું પણ એક સ્ત્રી છું અને મા છું. અને તમારી પત્ની—બેશક હું તમારી ન્યાયાધીશ તો નથી જ બની શકતી—મેં તેને પણ આ પ્રમાણે જ કહ્યું હતું; પણ તે કેટલી મિલનસાર છે, ખરેખર તે કેટલી મજાની વ્યક્તિ છે. મને



એ સમજાણ નથી પડતી કે તેને પસંદ ન કરવાનું કારણ શું હોઈ શકે."

લાવ્રેત્સ્કી વ્યંગભર્યું હસ્યો અને પોતાની ટોપી હાથમાં આમતેમ ઉછાળવા લાગ્યો.

"અને એ ઉપરાંત હું તમને જે કહેવા ઇચ્છતી હતી તે આમ છે, ફ્યોદર ઇવાનિચ," માર્યા દ્મીત્રીયેવ્ના તેની વધારે નજીક ખસી આવતાં એકદમ ઝડપથી બોલી ગઈ. "કાશ, તમે એ જોઈ શક્યા હોત કે કેટલી વિનમ્રતાપૂર્વક તે વર્તે છે, કેવી આદરભાવવાળી છે તે! તે ખરેખર તદ્દન હૃદયસ્પર્શી છે. અને જો તમે સાંભળતા કે તમારા વિષે તે કેવી વાતો કરે છે, કહે છે સંપૂર્ણ દોષી હું જ છું; મેં તેમની કદર ન જાણી, તેઓ માનવી નથી પણ માનવ રૂપે દેવદૂત છે. ખરેખર એમ કહે છે—દેવદૂત. તે એટલી તો પસ્તાય છે... મારા શબ્દ પર વિશ્વાસ કરો મેં મારી આખી જિંદગીમાં કદી કોઈને આટલો પસ્તાવો કરતું નથી જોયું!"

"મારી ધૃષ્ટતાને માફ કરશો માર્યા દ્મીત્રિયેવ્ના," લાવ્રેત્સ્કી ધીમેથી ગણગણ્યો, "મને કહેવામાં આવ્યું કે વાર્વારા પાવ્લોવ્ના અહીં ગાઈ હતી—શું જ્યારે તે ખૂબ પસ્તાવો કરી રહી હોય ત્યારે ગાઈ શકતી હતી, હેં?..."

"અરે, આવી રીતે વાત કરવી એ પણ શરમજનક છે! તેણે માત્ર મને ખુશ કરવા માટે ગાયું, પિયાનો વગાડયો, કારણ કે મેં વારંવાર તેને વિનંતી કરી હતી અને લગભગ આદેશ આપ્યો હતો. તે બહુ જ ઉદાસ દેખાતી હતી, બહુ જ ઉદાસ; હવે મેં મારા મનમાં વિચાર્યું, તેનું મન વાળવા હું શું કરી શકતી હતી—અને પછી મેં સાંભળ્યું કે તેની બુદ્ધિપ્રતિભા અદ્ભુત હતી! હું તમને ખાતરીપૂર્વક કહું છું ફ્યોદર ઇવાનિચ, તે તદ્દન ભાંગી ચૂકી છે, જો તમે ઇચ્છો તો સેર્ગેઈ પેત્રોવિચને પૂછો—ભગ્ન હૃદયવાળી સ્ત્રી, તદ્દન, ખરેખર, તમે જાણો છો!"

લાવ્રેત્સ્કીએ માત્ર પોતાના ખભા મચકોડયા.

"અને પછી પેલી તમારી નાનકડી આદા કેવી ફરિશ્તા જેવી છે, કેવી અત્યંત પ્રેમાળ છોકરી છે! તે કેટલી મીઠડી, કેટલી ચાલાક છોકરી છે; અને તે ફ્રેંચ ભાષા તો ખૂબ જ સરસ રીતે બોલે છે, રશિયન



11 383

પણ સમજે છે—મને ફોઈ કહ્યું તેણે. તમે જાણો છો, તેની ઉંમરનાં બાળકોની જેમ તે જરાપણ શરમાળ નથી, લેશમાત્ર પણ નહિ. દેખાવમાં કેટલી તમને મળતી આવે છે ફ્યોદર ઈવાનિચ, બસ સૌથી અદ્ભુત આંખો, ભ્રમરો... એટલે કે બિલકુલ તમારી પ્રતિકૃતિ જ જોઈ લો. મને નાના બાળકોનો કોઈ વિશેષ શોખ નથી, એ મારે માનવું જ જોઈએ પણ તમારી પેલી નાનકડી છોકરીએ તો બસ મારું દિલ જ જીતી લીધું છે."

"માર્યા દ્મીત્રિયેવ્ના," લાવ્રેત્સ્કીએ તેમની વાત કાપતાં કહ્યું, "હું જાણી શકું છું કે આ બધું મને કહેવા પાછળ તમારો આશય શો છે?"

"મારો આશય," માર્યા દ્મીત્રિયેવ્નાએ અદેકોલોનનો બીજો સૈડકો ભર્યો અને પાણીનો બીજો ઘૂંટડો લીધો. "સારું, હું તમને આ બધું કહી રહી છું, ફ્યોદર ઈવાનિચ, કારણ કે... છેવટે તો હું તમારી સગી છું, હું તમારામાં ઊંડો રસ લઉં છું... હું જાણું છું તમારું દિલ સૌથી શ્રેષ્ઠ છે. સાંભળો મારા ભાઈ, ગમે તેમ હું એક અનુભવી સ્ત્રી છું અને હું કોઈ ઢંગધડા વિનાની વાત નહિ કહું: તેને માફ કરી દો, તમારી પત્નીને માફ કરી દો." માર્યા દ્મીત્રિયેવ્નાની આંખો અચાનક આંસુથી છલકાઈ ગઈ. જરા તો વિચાર કરો: તેની જુવાની, તેને... કદાચ કોઈ ખરાબ ઉદાહરણ રહી હશે: તેની મા એવી નહોતી કે જે તેને સાચે રસ્તે લાવી શકે. તેને માફ કરી દો ફ્યોદર ઈવાનિચ, તેને પૂરતી સજા મળી ચૂકી છે."

આંસુ માર્યા દ્મીત્રિયેવ્નાના ગાલ પરથી ટપ ટપ ટપકવા લાગ્યાં; તેણે તે આંસુ લૂછી ન નાખ્યા: તેને રડવું ગમતું હોય તેમ લાગ્યું. લાવ્રેત્સ્કીને જાણે શૂળીએ ચઢાવ્યો હોય તેમ બેસી રહ્યો. "અરે મારા ભગવાન," તેણે વિચાર્યું, "આ તે કેવો જુલમ, આજનો દિવસ કેવો ખરાબ ઊગ્યો છે?"

"તમે જવાબ ન આપ્યો," માર્યા દ્મીત્રિયેવ્નાએ ફરીથી કહેવાનું શરૂ કર્યું, "તેનો અર્થ હું શો ઘટાવું? તમે શું ખરેખર એટલા નિષ્ઠુર બની શકો છો? ના, હું તે નથી માની શકતી. હું અનુભવું છું કે મારા શબ્દો પર તમને વિશ્વાસ બેસી ગયો છે, ફ્યોદર ઈવાનિચ,



તમારા ઔદાર્ય માટે ભગવાન તમને બદલો આપશે, અને હવે તમારી પત્નીનો મારા હાથે સ્વીકાર કરો..."

લાવ્રેત્સ્કી સહજપણે ખુરશીમાંથી ઊભો થયો; માર્યા દ્મીત્રિયેવ્ના પણ ઊઠી અને ઝડપથી પડદા પાછળ જઈને વાર્વારા પાવ્લોવ્નાનો હાથ પકડી તેને લાવતી ફરીથી સામે આવી. નિસ્તેજ અને નિષ્પ્રાણ, નીચે ઝુકાવેલી નજરોવાળી તે જાણે પોતાના બધા જ વિચાર અને સંકલ્પશક્તિ ત્યજી દીધા હોય તેવી લાગણી હતી—તેણે પોતાની સમગ્ર જાતને સંપૂર્ણપણે માર્યા દ્મીત્રિયેવ્નાના હાથોમાં સોંપી દીધી હતી.

લાવ્રેત્સ્કી પાછો હઠયો.

"તમે આ આખો વખત અહીં જ હતા!" તેણે આશ્ચર્યોદ્ગાર કાઢ્યા.

"તેના માટે દોષી તે નથી," માર્યા દ્મીત્રીયેવ્ના ઉતાવળપૂર્વક વચમાં જ બોલી પડી, "તે તો કોઈપણ બહાને રોકાતા જ નહિ, પણ મેં તેને અહીં રહેવાનો આદેશ આપ્યો; મેં તેને પડદાની પાછળ ઊભી રાખી. તેણે તો મને ખાતરીપૂર્વક કહ્યું હતું કે આથી તમે વધારે ગુસ્સે થઈ જશો; મેં તેની વાત પણ ન સાંભળી; તેના કરતાં હું તમને વધારે સારી રીતે ઓળખું છું. ચાલો, તમારી પત્નીનો હાથ મારા હાથે જ હાથમાં લો; ચાલો, વાર્યા, ગભરા નહિ, ઘૂંટણે પડ," (તેણે તેના હાથને હળવો આંચકો માર્યો) "અને મારાં આર્શીવાદ..."

"પળવાર થોભી જાઓ, માર્યા દ્મીત્રિયેવ્ના," લાવ્રેત્સ્કી ધીમા પણ ભયંકર સ્વરે તેમની વાત કાપતાં બોલ્યો. "હું દાવાપૂર્વક કહું છું કે તમે મનોવેધક દૃશ્યો ઊભાં કરવાનાં શોખીન છો" (લાવ્રેત્સ્કી ખોટું નહોતો કહેતો: માર્યા દ્મીત્રિયેવ્ના હજી પણ નાટકીય અસરો માટે એક સ્કૂલની છોકરી જેવો ગાંડો પ્રેમ ધરાવતી હતી); "તે તમને જરૂર રમૂજ પમાડતાં હશે પણ બીજાં લોકોને માટે અત્યંત પીડાદાયક હોઈ શકે છે. ગમે તેમ પણ હું તમારી સાથે ઊંડામાં વાતો કરવા નથી જવાનો: 'આ' દૃશ્યમાં તમે પ્રમુખ પાત્ર નથી 'તમે' મારી પાસેથી શું ઈચ્છો છો, બાનુ," તેણે પોતાની પત્ની તરફ ફરતાં ઊમેર્યું. "હું તમારા માટે જેટલું કરી શકતો હતો તેટલું મેં કર્યું નથી? મને એમ ન કહેતા કે આ આખી ભૂમિકા તમે તૈયાર નહોતી કરી; હું તમારી વાતમાં લેશમાત્ર વિશ્વાસ નહિ કરું—અને તમે જાણો છો કે હું

તમારા પર વિશ્વાસ નથી કરી શકતો. તો પછી તમે શું ઇચ્છો છો? તમે તો બહુ ચાલાક સ્ત્રી છો—તમે કોઈ ઉદ્દેશ વિના કશું જ નથી કરતા. તમારે એ સારી રીતે સમજી લેવું જોઈએ કે પહેલાંની જેમ તમારી સાથે રહેવાનો તો કોઈ સવાલ જ ઊઠી નથી શકતો; એટલા માટે નહિ કે હું તમારાથી ગુસ્સે છું; પણ એટલા માટે કે હવે હું તે માણસ નથી જે હતો. તમે પાછાં આવ્યાં તેના બીજા દિવસે મેં તમને આ કહ્યું હતું અને પોતાના અંતરના ઊંડાણમાં તમે અત્યારે નિ:શંકપણે મારી વાત સાથે સંમત થતા હશો. પણ તમે દુનિયાની નજરોમાં ફરીથી પોતાનું એ જ સ્થાન સ્થાપવા ઇચ્છો છો, તમારું મારા ઘરમાં રહેવું એટલું જ પૂરતું નથી, તમે એક જ છત્ર હેઠળ મારી સાથે રહેવા ઇચ્છો છો—કેમ ખરું ને?"

"હું તો માત્ર એટલું જ ઇચ્છું છું કે તમે મને ક્ષમા કરી દો," પોતાની આંખો ઊંચી કર્યા વિના જ વાર્વારા પાવ્લોવ્નાએ કહ્યું.

"તે ઇચ્છે છે કે તમે તેને ક્ષમા કરી દો," માર્યા દ્મીત્રિયેવ્નાએ પુનરુચ્ચારણ કર્યું.

"અને મારે ખાતર નહિ, પણ આદાને ખાતર," વાર્વારા પાવ્લોવ્ના અસ્ફુટ સ્વરે બોલી.

"તેને ખાતર નહિ પણ આદાને ખાતર," માર્યા દ્મીયેવ્નાએ પ્રતિધ્વનિત કર્યું.

"બહુ સરસ. તમે એટલું જ ઇચ્છો છો?" લાવ્રેત્સ્કી પ્રયત્નપૂર્વક બોલ્યો, "ઘણું સારું, હું તે પણ સ્વીકારી લઉં છું."

વાર્વારા પાવ્લોવ્નાએ તેની તરફ ભેદક નજર નાખી અને માર્યા દ્મીત્રિયેવ્ના એકદમ બોલી પડી: "એમ વાત છે, ભગવાનનો પાડ," અને વાર્વારા પાવ્લોવ્નાનો હાથ પકડીને ફરીથી ખેંચી. "હવે મારા હાથે તેને સ્વીકારો..."

"ક્ષણવાર થોભો, હું તમને કહું છું," લાવ્રેત્સ્કીએ વાત વચમાં કાપી. "હું તમારી સાથે રહેવા સહમત થાઉં છું, વાર્વારા પાવ્લોવ્ના," તેણે આગળ ચલાવ્યું, "એટલે કે હું તમને લાવ્રિકી લઈ જઈશ અને ત્યાં જ્યાં સુધી હું જીરવી શકીશ ત્યાં સુધી તમારી સાથે રહીશ, પછી હું જતો રહીશ અને વખતોવખત આવતો રહીશ. તમે સમજો છો, હું તમને છેતરવા નથી ઇચ્છતો; પણ તેના કરતાં વધારે મારી પાસે



ન માંગતા. તમે પોતે હસશો જો હું મારી આ સગી બહેનની વાત જેમની તેમ માની લઉં અને તમને મારી છાતીએ લગાડી લઉં તથા તમને એ ખાતરી અપાવવા લાગું કે... કે જે કંઈ બની ગયું છે તે બની નથી ગયું, કે પછી તૂટી પડેલું વૃક્ષ ફરીથી ખીલી શકે છે. પણ હું સમજું છું: અનિવાર્ય બનવાકાળ સામે માણસે નમવું જ જોઈએ. આ શબ્દોને હું જે રીતે સમજું છું તે રીતે તમે નહિ સમજી શકો... પણ કશો વાંધો નથી. હું ફરીથી કહું છું, હું તમારી સાથે રહીશ... ના, તેનું હું વચન નથી આપી શકતો... હું તમારી સાથે પુનઃમેળ કરીશ, હું તમને ફરીથી મારી પત્ની તરીકે માનીશ..."

"ઓછામાં ઓછા એ વાત ઉપર તો તેને તમારો હાથ આપો," માર્યા દ્મીત્રિયેવ્નાએ કહ્યું. જેનાં આંસુ તદ્દન સૂકાઈ ગયાં હતાં.

"હજી સુધી મેં કદી વાર્વારા પાવ્લોવ્નાને છેતરી નથી," લાવ્રેત્સ્કીએ વળતો જવાબ આપ્યો. "તે માટે તે મારી વાતનો વિશ્વાસ કરશે. હું તેને લાવ્રિકી પહોંચાડી આવીશ; અને યાદ રાખજો વાર્વારા પાવ્લોવ્ના જેવા તમે લાવ્રિકી છોડીને ગયાં કે તરત જ આ કરાર રદબાતલ થઈ જશે, અને હવે તમારી વિદાય સાથે હું જઈશ."

તેણે નમીને બન્ને મહિલાઓની વિદાય લીધી અને ઉતાવળે બહાર નીકળી ગયો.

"તમે તેને તમારી સાથે નથી લઈ જઈ રહ્યાં," માર્યા દ્મીત્રિયેવ્નાએ બૂમ પાડીને કહ્યું.

"તેમને જવા દો," વાર્વારા પાવ્લોવ્નાએ ધીમેથી તેને કહ્યું અને તરત જ તેને ગળે બાઝી પડી, કૃતજ્ઞતાના અઢળક શબ્દોની વર્ષા વરસાવવા લાગી, તેના હાથ ચૂમવા લાગી અને તેને તેની દાતાર કહેવા લાગી.

માર્યા દ્મીત્રિયેવ્નાએ તેની લાડભરી ખુશામત તો તૃપ્તિપૂર્વક સ્વીકારી; પણ દિલના ઊંડાણમાં લાવ્રેત્સ્કી, વાર્વારા પાવ્લોવ્ના અને તેણે ઘડી કાઢેલા આખા દૃશ્યથી તે નાખુશ હતી. તે તેણે ધારણા રાખી હતી તેવું એકદમ મર્મસ્પર્શી નહોતું બન્યું; તેણે વિચાર્યું હતું, વાર્વારા પાવ્લોવ્નાએ પોતાના પતિને પગે પડવું જોઈતું હતું.

"કેવી રીતે તમે મારી વાત ન સમજી શક્યાં?" તેણે પૂછ્યું, "હું તમને કહેતી રહી હતી: નીચે!"

"આમ જ વધારે સારું છે, ફોઈબા; ચિંતા ન કરો, બધું જ કામ અદ્ભુત રીતે પાર પડી ગયું," વાર્વારા પાવ્લોવ્નાએ તેને ખાતરી અપાવી.

"સાચી વાત છે, તે બરફ જેટલા ઠંડાગાર છે," માર્યા દ્મીત્રિયેવ્નાએ પોતાનો અભિપ્રાય પ્રગટ કર્યો. "સાચું કહો તો તમે ન રડી પણ ઊલટાની તેની સામે રડી રડીને મારી આંખો સૂજી ગઈ. તો તે તમને લાવ્રિકીમાં બંધ કરીને રાખવા ઇચ્છે છે. શું તેનો અર્થ એ પણ થાય છે કે તમે મને મળવા પણ નહિ આવી શકે? બધા જ પુરુષો કેવા પાષાણહૃદયના હોય છે," તેણે પરિચિત રીતે માથું ધુણાવતાં પોતાની વાત પૂરી કરી.

"પણ તો પછી સ્ત્રીઓ તે ભલાઈ અને ઉદારતાની કદર કરી શકે છે," વાર્વારા પાવ્લોવ્નાએ માર્યા દ્મીત્રિયેવ્ના સામે ઘૂંટણભેર બેસી પડતાં કહ્યું. તેણે પોતાના હાથ તેની ભરાવદાર કમર ફરતે વીંટાળ્યા. અને તેના પર પોતાનો ચહેરો દબાવ્યો. તેના ચહેરા પર લુચ્ચું સ્મિત રમતું હતું અને માર્યા દ્મીત્રાયેવ્નાની આંખોમાંથી ફરીથી એકવખત આંસુ વહેવાનાં શરૂ થઈ ગયાં.

જ્યારે લાવ્રેત્સ્કી ઘેર પહોંચ્યો ત્યારે તે પોતાના હજૂરિયાના ઓરડામાં પૂરાઈ ગયો, સોફા પર ફસડાઈ પડ્યો અને એમનો એમ સવાર સુધી પડ્યો રહ્યો.

## ૪૪

બીજા દિવસે રવિવાર હતો. સવારની પ્રાર્થના માટે ગૂંજતાં દેવળના ઘંટોના ઘંટારવે લાવ્રેત્સ્કીને જગાડ્યો નહિ—આખી રાત તેણે પળવાર માટે પણ મટકું નહોતું માર્યું—પણ એ ઘંટારવે પેલા બીજા રવિવારનું સ્મરણ તાજું કરાવ્યું, જ્યારે તે લીઝાની વિનંતી પર દેવળમાં પ્રાર્થના માટે ગયો હતો. તે એકદમ ઉતાવળે ઊભો થયો, તેના



અંતરાત્માની પોકારે તેને કહ્યું કે લીઝા તેને ત્યાં આજે પણ મળશે. તે ચૂપચાપ ઘરમાંથી નીકળી ગયો. અને હજી સુધી ઊંઘી રહેલી વાર્વારા પાવ્લોવ્ના માટે સંદેશો મૂકી દીધો કે તે જમવા ટાંકણે પાછો આવશે. લાંબી ફલાંગો ભરતો તે તરફ જવા લાગ્યો જ્યાંથી ઘંટોના એક સરખાં ખિન્ન ઘંટારવો જાણે તેને પોકારી રહ્યાં હોય. તે વહેલો પહોંચી ગયો હતો; દેવળમાં રડ્યું ખડ્યું કોઈ ભાગ્યે જ હતું; પાદરી એક રાગમાં કલાકોના પાઠ વાંચી રહ્યો હતો; ખાંસી દ્વારા વારંવાર રોકાતો તેનો છાતીના ઊંડાણમાંથી નીકળતો રાગડો ઉપર-નીચે જતો હતો. લાવ્રેત્સ્કી બારણા નજીક ગોઠવાયો. આરાધકો એક પછી એક અંદર આવ્યા, થોભ્યા, હાથ વડે ક્રોસનું નિશાન બનાવ્યું, દરેક બાજુ માથું નમાવ્યું; તદ્દન ખાલી દેવળમાં તેમનાં પગલાંનાં અવાજ પ્રતિધ્વનિત થતાં હતાં અને તેનો પડઘો કમાનવાળી છતની હેઠળ ખાખરી રીતે ગૂંજતી હતો. લાવ્રેત્સ્કીની નજીક તદ્દન તાર તાર થઈ ગયેલ ડગલો અને દુડ પહેરેલ એક ઠીંગણી અશક્ત સ્ત્રી ઘૂંટણભેર ઊભી હતી અને આસ્થાપૂર્વક પ્રાર્થના કરી રહી હતી; તેનો બોખલો, પીળો, સંકોચાયેલો દેખાવ પવિત્ર ભાવનાઓથી ગ્રસ્ત હતો; તેની રાતી આંખો ઉપરની બાજુ દેવ પ્રતિમાઓ ઉપરની પવિત્ર આકૃતિઓ તરફ એકી નજરે તાકી રહી હતી; વારંવાર તે પોતાના ડગલા હેઠળથી સુકલકડી હાથ બહાર કાઢતી હતી અને વધારે પડતાં ધીમાં હલનચલન સાથે પહોળું અને માપસરનું ક્રોસનું નિશાન બનાવતી હતી. ગાઢી દાઢી અને ઉદાસ ચહેરાવાળો અસ્તવ્યસ્ત અને કરચલીઓવાળો ખેડૂત દેવળમાં આવ્યો, એકદમ ઉતાવળે ઘૂંટણિયે પડ્યો અને દરેક સાષ્ટાંગ દંડવત્ પછી વેગથી પાછા ધસતાં અને પોતાના માથાને જોરથી ઝટકો આવતાં જલ્દી જલ્દી ક્રોસનું નિશાન બનાવવા લાગ્યો. તેનો ચહેરો અને તેનાં દરેકે દરેક હાવભાવ એવાં તો હચમચાવી મૂકનારા દુઃખને પ્રદર્શિત કરતા હતા કે લાવ્રેત્સ્કી તેની પાસે જવાનું અને તેની શી મુશ્કેલી હતી તે પૂછવાનું પ્રલોભન રોકી ન શક્યો. ખેડૂત ગભરાઈને ચોંક્યો, ઉદાસીપૂર્વક તેની તરફ તાકવા લાગ્યો... "મારો દીકરો મરી ગયો," તે ઉતાવળે બોલી ગયો અને પોતાની પ્રાર્થનામાં ફરીથી જોડાઈ ગયો..." આ લોકો માટે દેવળના આ દિલાસાની જગ્યા બીજું કોઈ લઈ શકે છે?" લાવ્રેત્સ્કીએ વિચાર્યું અને

પોતે પ્રાર્થના કરવાનો પ્રયત્ન કરવા લાગ્યો; પણ તેનું હૃદય ભારે થઈ ગયું હતું અને તેમાં કડવાશ પેદા થઈ ગઈ હતી, અને તેનું મગજ બીજી વાતો પર ભટકી રહ્યું હતું. તે લીઝાની રાહ જોઈ રહ્યો હતો પણ લીઝા ન આવી. દેવળ લોકોથી ભરાવા માંડયું હતું પણ તેમ છતાં હજી તે નહોતી આવી. પ્રાર્થના શરૂ થઈ ગઈ, પાદરીએ ઈશુનો ઉપદેશ વાંચી લીધો હતો, છેલ્લી પ્રાર્થના માટે ઘંટ વાગ્યો; લાવ્રેત્સ્કીએ પોતાની જગ્યા બદલી—અને અચાનક લીઝા તેની નજરે ચડી. તે પોતે દેવળમાં આવી પહોંચ્યો હતો તે પહેલાં જ તે ત્યાં આવી ગઈ હતી પણ તેનું લીઝા તરફ ધ્યાન ગયું નહોતું; દીવાલ અને ગાયક મંડળીની વચ્ચે તે લપાઈ ગઈ હતી, તે ન તો હાલી હતી કે ન તો તેણે આસપાસ જોયું હતું. લાવ્રેત્સ્કીએ આખી પ્રાર્થના દરમિયાન તેની પરથી પોતાની નજર હટાવી નહોતી: તે તેનાથી વિદાય લઈ રહ્યો હતો. એકત્ર થયેલ સમુદાય વિખરાવા લાગ્યો, પણ તે હજી ત્યાં જ ઊભેલી હતી; તે લાવ્રેત્સ્કીના જવાની રાહ જોતી હોય તેમ લાગતું હતું. બહુ વાર પછી તેણે છેલ્લી વખત ક્રોસનું નિશાન બનાવ્યું અને માથું ફેરવ્યા વિના જ બહાર જતી રહી; તેની સાથે નોકરાણી હતી. લાવ્રેત્સ્કી તેની પાછળ પાછળ બહાર આવ્યો અને ગલીમાં તેની સાથે થઈ ગયો; તે નતમસ્તકે ઝડપથી ચાલતી હતી અને તેના ચહેરા પર બુરખો ઢાંકેલો હતો.

"કેમ છે, યેલીઝાવેતા મિખાઈલોવ્ના," તે બળજબરીપૂર્વકની બેદરકારી સાથે મોટેથી બોલ્યો. "હું તમને ઘર સુધી વળાવવા આવી શકું છું?"

લીઝા કંઈપણ ન બોલી, તે તેની પડખે ચાલતો રહ્યો.

"તમે મારાથી સંતુષ્ટ છો?" પોતાનો અવાજ ધીમો કરતાં તેણે લીઝાને પૂછ્યું. "ગઈકાલે જે બન્યું હતું તે તેં સાંભળ્યું?"

"હા, હા," તેણે ધીમેથી જવાબ આપ્યો, "બહુ સારુ થયું."

અને તે વધારે ઝડપથી ચાલવા લાગી.

"તમે સંતુષ્ટ છો?"

લીઝાએ માત્ર પોતાનું માથું ધુણાવ્યું.

"ફ્યોદર ઇવાનિચ," તેણે સ્થિર પણ ધીમા અવાજે કહેવાનું શરૂ કર્યું, "હું તમને કહેવા ઇચ્છતી હતી—મહેરબાની કરીને હવે અમને



મળવા કદી ન આવતા, જેટલી જલદી સંભવ હોય તેટલી જલદી ચાલ્યા જાઓ; આપણે એક બીજાને થોડા વખત પછી મળી શકીશું—કોઈક બીજી વખત, કદાચ એકાદ વર્ષમાં. પણ અત્યારે, હમણાં મારે ખાતર આટલું કરો; હું જેમ કહું છું તેમ કરો, હું તમને કરગરીને કહું છું."

"હું દરેકે દરેક વાતમાં તમારા હુકમનું પાલન કરવા તૈયાર છું, યેલીઝાવેતા મિખાઈલોવ્ના—પણ શું આપણે આ રીતે જુદાં પડવું જોઈએ? શું તમે મને એક શબ્દેય નહિ કહો?.."

"ફ્યોદર ઇવાનિચ, હમણાં તમે મારી પડખે ચાલી રહ્યાં છો... પણ તમે મારાથી દૂર, ઘણાં, ઘણાં કોસો દૂર પહોંચી ગયા છો. અને ન માત્ર તમે..."

"બોલી નાંખો, હું તમારી સામે બન્ને હાથ જોડીને કહું છું!" લાવ્રેત્સ્કી ચિત્કાર કરી ઊઠયો. "તમે શું કહેવા ઇચ્છો છો?"

"તમે તે વિષે સાંભળશો, કદાચ... પણ જે કંઈ હોય, ભૂલી જાવ... ના, મને ભૂલી ન જતા, મારા વિષે વિચાર કરો."

"શું હું તમને ભૂલી શકું છું?.."

"બસ, બહુ થયું હવે, આવજો. મારી પાછળ પાછળ ન આવતા."

"લીઝા," લાવ્રેત્સ્કીએ કહેવાનું શરૂ કર્યું.

"આવજો, વિદાય!" પોતાનો બુરખો હજી પણ વધારે નીચે ખેંચતા તેણે ફરીથી કહ્યું. અને લગભગ દોડતી છલાંગ ભરતી આગળ નીકળી ગઈ.

લાવ્રેત્સ્કી તેની દૂર જતી આકૃતિ તરફ તાકતો રહ્યો, પછી ગલી તરફ પાછો ફર્યો. તેનું માથું ઝૂકેલું હતું. તે લેમ્મ સાથે લગભગ અથડાતાં અથડાતાં રહી ગયો, જે પણ નાક સુધી હેટ નીચી ઝૂકાવીને જમીન પર નજરો રાખી ચાલતો હતો.

તેઓ બન્નેએ ચૂપચાપ એકબીજાની સામે જોયું.

"ઠીક તો, તમારું કહેવું શું છે?" ઘણીવાર પછી લાવ્રેત્સ્કી બોલ્યો.

"હું શું કહી શકું છું?" લેમ્મે ખિન્નતાપૂર્વક જવાબ વાળ્યો. "હું

કંઈપણ નથી કહેતો. દરેકે દરેક વસ્તુ નિષ્પ્રાણ છે અને આપણે પણ નિષ્પ્રાણ છીએ. તમે જમણી તરફ જઈ રહ્યા છો?"

"હા."

"અને હું ડાબી તરફ જાઉં છું. આવજો."

* * *

બીજા દિવસે સવારે લાવ્રેત્સ્કી પોતાની પત્ની સાથે લાવ્રિકી તરફ જવા માટે નીકળી પડયો. તે આદા અને જુસ્તીન સાથે આગળ બગીમાં જઈ રહી હતી; લાવ્રેત્સ્કી પાછળ ઘોડાગાડીમાં હતો. આખી મુસાફરી દરમિયાન નાનકડી સુંદર છોકરી બારી પાસેથી જરાપણ દૂર હટી શકતી નહોતી; દરેકે દરેક વસ્તુ તેને આશ્ચર્યસભર લાગતી હતી: ખેડૂત લોકો, ઝૂંપડીઓ, કૂવા, ઘોડાઓના માથા પરની ધૂંસરીઓ, ખડખડતી ઘંટડીઓ અને અસંખ્ય કાગડીઓ; જુસ્તીન તેના આશ્ચર્યમાં ભાગ પડાવતી હતી; વાર્વારા પાવ્લોવ્ના તેમની ટિપ્પણીઓ અને આશ્ચર્યોદ્‌ગારો તરફ ગંમતપૂર્વક હસતી હતી. તે ખુશમિજાજમાં હતી; નીકળતાં પહેલાં તેણે પોતાના પતિ સાથે બધી પરિસ્થિતિ સ્પષ્ટ કરી લીધી હતી.

"હું તમારી સ્થિતિ સમજું છું," તેણે તેને કહ્યું, અને તેની ત્રાટક નજરોમાં જોતાં લાવ્રેત્સ્કી સમજી ગયો કે તે તેની સ્થિતિ સંપૂણપણે સારી રીતે સમજતી હતી, "પણ મારા વિષે તમારે ઓછામાં ઓછાં એટલા વખાણ કરવા જોઈએ કે મારી સાથે રહેવું સહેલું છે. હું ન તો મારો બોજ તમારી ઉપર નાખીશ કે ન તો તમારા રસ્તામાં તમારી આડે આવીશ; હું તો માત્ર આદાનું ભવિષ્ય સુરક્ષિત કરવા ઇચ્છતી હતી; બસ એટલું જ."

"ખેર, તમારાં તો બધાં જ ઉદ્દેશ્યો તમે પૂરાં કરી લીધાં," ફ્યોદર ઈવાનિચે પોતાનો અભિપ્રાય પ્રગટ કર્યો.

"હવે તો હું માત્ર એક જ સ્વપ્ન જોઉં છું: હંમેશાં હંમેશાં માટે મારી જાતને એકાંતવાસમાં સમાવી લઉં; હું તમારા ઔદાર્યને હંમેશ હંમેશ માટે યાદ રાખીશ ..."

"છિ! બસ, બહુ થયું હવે ..." તેણે તેની વાત કાપતાં કહ્યું.



"અને તમારી સ્વતંત્રતા અને મનની શાંતિને કેવી રીતે જાળવવા તે હું ધ્યાનમાં લઈશ," તે તેણે તૈયાર કરેલા વાક્યને પૂરું કરતાં આગળ બોલી.

લાવ્રેત્સ્કીએ એકદમ નીચા નમીને અભિવાદન કર્યાં. વાર્વારા પાવ્લોવ્ના સમજી કે તેનો પતિ અંત:કરણપૂર્વક તેના પ્રતિ કૃતજ્ઞ હતો.

બીજા દિવસે સાંજે તેઓ લાવ્રિકીમાં આવી પહોંચ્યા; એક અઠવાડિયા પછી લાવ્રેત્સ્કી પોતાની પત્ની માટે પાંચ હજાર રૂબલ ખિસ્સા ખર્ચી છોડીને મોસ્કો જતો રહ્યો—અને તેના ગયાના બીજા જ દિવસે પાન્શીન, જેને વાર્વારા પાવ્લોવ્નાએ તેના એકાંતવાસમાં તેને ભૂલી ન જવા કહ્યું હતું, પડદા પર આવી ગયો. તેણે તેનું અત્યંત ભાવભીનું સ્વાગત કર્યું અને મોડી રાત સુધી ઘરના ઊંચા ઊંચા ઓરડાઓ અને બગીચો સંગીત, ગીતો અને ઉલ્લાસભર્યા ફ્રાંસીસી વાર્તાલાપોથી ગૂંજતા રહ્યા. ત્રણ દિવસો સુધી પાન્શીને વાર્વારા પાવ્લોવ્નાની પરોણાગતનો આનંદ માણ્યો; જ્યારે તે વિદાય લઈ રહ્યો હતો ત્યારે તેણે વાર્વારા પાવ્લોવ્નાના સુંદર નાજુક હાથ પોતાના હાથમાં લઈ દબાવ્યા અને ફરીથી ટૂંક સમયમાં જ આવવાનું વચન આપ્યું. તેણે પોતાનું વચન એટલી જ બરાબર રીતે પાળ્યું પણ હતું.

## ૪૫

પોતાની માના ઘરમાં બીજે માળે લીઝાનો પોતાનો એક નાનકડો ઓરડો હતો, તે એક સ્વચ્છ હવાઉજાસવાળા એકાંત ખૂણામાં હતો જેમાં સફેદ પલંગ પાથરેલો હતો, ખૂણાઓમાં ફૂલોના હુંડા હતા અને બારીની સામે નાનું લખવાનું ઢાળિયું, ચોપડીઓ માટેનો ઘોડો હતો અને દીવાલ પર ક્રોસ હતો. આ એકાંત ખૂણો ઘરુવાડી તરીકે ઓળખાતો હતો; લીઝા આ ઓરડામાં જન્મી હતી. લાવ્રેત્સ્કીને મળ્યા પાછી દેવળેથી પાછાં ફરતાં તેણે પોતાનો ઓરડો હંમેશ કરતાં પણ

વધારે સારી રીતે સાફ કરી વ્યવસ્થિત કર્યો, પોતાની બધી નોટબુકો અને પોતાની બહેનપણીઓના કાગળો સારી રીતે તપાસ્યાં અને તેમને રીબન વડે બાંધી દીધા; બધાં જ ખાનાઓને તાળુ માર્યું, ફૂલોને પાણી આપ્યું, દરેક કળીઓને પોતાની આંગળીઓ વડે સ્પર્શ કર્યો. આ બધું જ કામ તેણે નિરાંતપૂર્વક, ચૂપચાપ અને ચહેરા પર તલ્લીન અને હળવી ચિંતાના દેખાવ સાથે કર્યું. પછી તે ઓરડાની વચ્ચોવચ ઊભા રહી ધીમેધીમે ચોતરફ નજર નાખી. અને જે ઢાળિયા પર ક્રોસ લટકતો હતો તેની પાસે જઈ ઘૂંટણભેર બેસી ગઈ, પોતાના વળેલા હાથ ઉપર માથું ટેકવ્યું અને નિશ્ચલ બેસી રહી.

માર્ફા તિમોફેયેવ્ના અંદર આવી અને તેને આ સ્થિતિમાં બેઠેલી જોઈ. લીઝાનું ધ્યાન તેના પ્રવેશ તરફ નહોતું ખેંચાયું. તે વૃદ્ધ માહિલાએ ચોર પગલે બહાર નીકળી જઈને કેટલીક વાર મોટેથી ખોંખારો ખાધો. લીઝા ઝડપથી ઊભી થઈ ગઈ અને પોતાની આંખો લૂછી લીધી જે વણવહ્યાં ચમકીલાં આંસુથી ઝળહળતી હતી.

"અરે, લાગે છે કે તેં તારો નાનકડો એકાંતવાસ ફરીથી વ્યવસ્થિત કર્યો છે," માર્ફા તિમોફેયેવ્નાએ પોતાનો મત પ્રગટ કર્યો અને નાના ગુલાબના છોડ પર નીચી નમી. "કેટલી સરસ સુગંધ છે આની."

લીઝાએ વિચારમગ્નતાપૂર્વક પોતાની ફોઈબા તરફ જોયું.

"પેલો કયો શબ્દ તમે કહ્યો હતો?" તે અસ્ફુટ સ્વરે બોલી.

"કયો શબ્દ, હેં?" વૃદ્ધ મહિલા ઝડપથી વચમાં જ બોલી પડી.

"તું શું કહેવા ઇચ્છે છે? આ લક્ષાણો ખૂબ ભયંકર છે." એકાએક પોતાની ટોપી દૂર ફંગોળતા અને લીઝાના નાના પલંગ પર બેસતાં તે મોટે સાદે બોલી પડી, "હવે આ બધું હું વધારે સહન નથી કરી શકતી! હવે ચાર ચાર દિવસોથી મારો જીવ ઉચાટમાં છે; હું હવે એવો ઢોંગ કરવાનું વધારે ચલાવી નથી શકતી કે મેં કંઈ જ મારા ધ્યાનમાં નથી આણ્યું—તારું દિન-બદિન વધારે ને વધારે ફિક્કા પડવું, ક્ષીણ થવું અને રડતા રહેવું હું સાંખી નથી શકતી, ના હું નથી સહી શકતી, નથી સહી શકતી!"



"કેમ, શી વાત છે ફોઈબા?" લીઝા ગણગણી, "હું તદ્દન સારી છું..."

"તદ્દન સારી!" માર્ફા તિમોફેયેવ્ના ચિત્કાર કરી ઊઠી. "તે તું બીજા કોઈને કહેજે, મને નહિ! હમણાં જ કોણ ઘૂંટણભેર બેઠું હતું? કોની પાંપણો હજી પણ આંસુભીની છે? તદ્દન સારી છું! જરા તારી પોતાની તરફ એક નજર નાખીને જો, તેં તારી જ હાલત કેવી કરી લીધી છે—તારા ચહેરા તરફ જો, તારી આંખો તરફ જો! તદ્દન સારી છે, કેમ ખરું ને! શું હું એ નથી જાણતી કે આ બધું શા માટે છે?"

"બધું જ ઠીક થઈ જશે, ફોઈબા, થોડા જ સમયમાં."

"ઠીક થઈ જશે, પણ ક્યારે? અરે ભગવાન! (શું તને તેના પ્રત્યે એટલો બધો પ્રેમ હતો?) પણ લીઝા દીકરી, તે મોટી ઉંમરનો છે. ભલે, હું માનું છું તે સારો-ભલો માણસ છે, તે કોઈને છેતરતો નથી; પણ તેનાથી શું? આપણે બધાં સારાં લોકો છીએ; દુનિયા બહુ મોટી છે, તેવાં પ્રકારનાં લોકો પણ ઘણાં બધાં છે."

"હું તમને કહું છું તે બધું જ વીતી જશે, પણ ખરેખર તો વીતી જ ગયું છે."

"મારી વાત સાંભળ, લીઝા દીકરી," માર્ફા તિમોફેયેવ્નાએ એકદમ લીઝાને પોતાની પાસે બેસાડતાં કહ્યું, તે ક્યારેક તેના વાળ તો ક્યારેક તેના રૂમાલ ઉપર હાથ ફેરવતી હતી, "પળવારના ઉન્માદમાં માત્ર અત્યારે તને એમ લાગે છે કે તારું દુઃખ સાંત્વના મેળવી શકે નવું નથી. અરે મારી વ્હાલી દીકરી, માત્ર મૃત્યુ જ એવી વસ્તુ છે જેની કોઈ દવા નથી! તું માત્ર પોતાની જાતને એ કહે: "હું હાર નહિ માનું, મને કોઈ ભય નથી, પછી ભલે ને જે થવાનું હોય તે થાય!" અને તારી છાતી પરથી બધો ભાર એવી રીતે હળવો થઈ જશે કે તને પોતાને આશ્ચર્ય થશે. માત્ર થોડું દાંત પીસીને સહી લે."

"ફોઈબા," લીઝાએ જવાબ આપ્યો, "તે બધું જ વીતી ચૂક્યું છે, બધું જ પૂરું થઈ ગયું છે."

"બધું જ પૂરું થઈ ગયું! ખરેખર! અરે, જરા તારા પોતાના

બિચારા નાનકડા નાક તરફ જો કેટલું અણિયાળું થઈ ગયું છે, અને તું કહે છે બધું જ પૂરું થઈ ગયું છે! તેનાથી ભાગી છૂટવાનો સારો રસ્તો છે આ!"

"આ, બધું જ પૂરું થઈ ગયું છે, ફોઈબા, બસ જો માત્ર તમે મારો સાથ આપવા રાજી થઈ જાવ તો," લીઝાએ માર્ફા તિમોફેયેવ્નાના ગળા ફરતે પોતાના હાથ વીંટાળતા અણધાર્યા ઉત્સાહપૂર્વક કહ્યું, "વ્હાલાં ફોઈબા, મારી સાથે મૈત્રી નિભાવો, મને સહાય કરો, ગુસ્સે ન થતાં, સમજવાનો પ્રયત્ન કરો..."

"કેમ, શી વાત છે એવી, શી વાત છે, મારી દીકરી? મહેરબાની કરીને મને આમ ભડકાવ નહિ; હું ચીસો પાડવાનું શરૂ કરી દઈશ, મારી તરફ એવી રીતે ન જો, જલદીથી મને કહે, શી વાત છે એ?"

"હું... હું ઇચ્છું છું..." લીઝાએ માર્ફા તિમોફેયેવ્નાની છાતીમાં પોતાનો ચહેરો છુપાવી લીધો. "હું મઠમાં જવા ઇચ્છું છું." તે અસ્ફુટ સ્વરે બોલી.

વૃદ્ધ મહિલા પલંગ પરથી લગભગ ઊછળી પડી.

"તોબા કર, લીઝા મારી દીકરી, તું નથી જાણતી કે તું શું કરી રહી છે! અરે ભલા ભગવાન, કહી કહીને કેવી વાત કહી!" છેવટે જ્યારે તે બોલવાના હોશમાં આવી ત્યારે અચકાતાં અચકાતાં આટલું બોલી. "સૂઈ જા, દીકરી, એક ઝોકું લઈ લે; આવા બધા વિચારો રાત રાત સુધી ન ઊંઘવાને કારણે આવે છે, મારી દીકરી."

લીઝાએ પોતાનું માથું ઊંચક્યું. તેના ગાલ તમતમતા હતા.

"ના, ફોઈબા," તેણે કહ્યું, "આવી રીતે વાત ન કરો; મેં મનમાં પાકો નિર્ધાર કરી લીધો છે, મેં પ્રાર્થના કરી છે, મેં ભગવાનની સલાહ લઈ લીધી છે; તે બધું પૂરું થઈ ગયું છે, મારી તમારી સાથેની જિંદગી પૂરી થઈ ગઈ છે. આવી શિખામણ કંઈ તદ્દન નકામી નથી ગઈ અને આ કંઈ પહેલી વાર નથી કે હું આમ વિચારું છું. મારા જીવનમાં ખુશી કદી આવી જ નહોતી; અને વળી જ્યારે મને ખુશીની આશા હતી ત્યારે પણ મારું હૃદય અશુભ શંકાઓથી ભારે હતું. હું બધું જ જાણું છું—મારાં પોતાનાં અને



બીજાઓનાં પાપો તથા પિતાએ કેવી રીતે અઢળક સંપત્તિ એકઠી કરી; હું તે બધાં વિષે જાણું છું. પ્રાર્થનાઓ, પ્રાર્થનાઓ વડે આ બધાં જ પાપો ધોવા જોઈએ. મને તમારા વિષે, મા વિષે, લેનોચ્કા વિષે વિચારતાં દુઃખ થાય છે; પણ તેનો બીજો કોઈ ચારો નથી; હું અનુભવું છું કે અહીંનું સાંસારિક જીવન તે મારા માટે નથી; મેં બધાં પાસેથી અને ઘરમાંની દરેક વસ્તુથી છેલ્લી વારની વિદાય લઈ લીધી છે; હું ફરમાનનું પાલન કરી રહી છું; મારું હૃદય પીડાથી થાકી કંટાળી ગયું છે; હું હંમેશ હંમેશને માટે પોતાને આ બધી વસ્તુઓથી દૂર કરવા ઇચ્છું છું. મને રોકશો નહિ, મને સમજાવવા મનાવવાનો પ્રયત્ન ન કરતાં, પણ મને મદદ કરો, નહિ તો પછી હું એકલી જ ચાલી જઈશ..."

માર્ફા તિમોફેયેવ્ના પોતાની ભત્રીજીને હેબતાઈને સાંભળતી રહી.

"તે માંદી છે, તે લવારે ચઢી છે," તેણે વિચાર્યું, "અમારે ડાક્ટરને બોલાવવો જોઈએ, પણ કોને? ગેદેઓનોવ્સ્કી તે દિવસે કોઈનાં વખાણ કરી રહ્યો હતો, પણ તે એવો તો જૂઠ્ઠો છે—કદાચ આ વખતે તે સાચું કહી રહ્યો હોય?" પણ જ્યારે તે તેમની સમજણમાં આવ્યું કે લીઝા ન તો માંદી હતી અને ન તો લવારે ચઢેલી હતી અને જ્યારે લીઝાએ તેમનાં બધી જ શિખામણો અને ઠપકાઓનો એકધાર્યો એક જ જવાબ આપ્યો ત્યારે માર્ફા તિમોફેયેવ્નાની ભયગ્રસ્તતા અને પીડા શબ્દોથી પર હતાં.

"પણ તું એ સમજતી નથી, મારી દીકરી," તેણે તેનો વિરોધ કરવાનું શરૂ કર્યું, "પેલાં મઠોમાં જિંદગી કેવી હોય છે! મારી દીકરી, ત્યાં તે લોકો તને લીલા શણાનાં ભયંકર તેલનું બનેલું ખાવાનું ખાવા આપશે, તેઓ તને જાડા, બરછટ કપડાં પહેરવા આપશે, તને કડકડતી ઠંડીમાં બહાર મોકલશે; તું આ બધા સામે ટકી નહિ શકે, લીઝા દીકરી! આ બધાં અગાફ્યાનાં કરતૂત છે—તે જ તને આ આડે માર્ગે દોરી ગઈ છે. પણ સૌથી પહેલાં તો તેણે પણ જિંદગીનો સ્વાદ માણ્યો હતો, તે પોતાના સુખને માટે જીવી ચૂકી હતી; તારે પણ જિંદગી મઝેથી વિતાવવાની છે. ઓછામાં ઓછું મને શાંતિથી મરી જવા દે; ત્યારબાદ તું જેમ ઇચ્છે તેમ કરી શકે છે. અને એ વળી

તે ક્યાં કદી જોયું કે કોઈ બકરાના કારણે — ભગવાન આપણને માફ કરે — કોઈ પુરુષને કારણે મઠમાં ચાલ્યું જાય? ઠીક છે, જો તને તે વિષે એટલું જ અનુચિત લાગતું હોય તો તીર્થયાત્રા પર ચાલી જા, કોઈક સંતની પ્રાર્થના કરી લે, દેવળમાં પ્રાર્થના ગવડાવી લે, પણ તારા માથા પર કાળી હૂડ મૂકવા ન જા, મારી વ્હાલી, મારી મીઠડી દીકરી ..."

અને માર્ફા તિમોફેયેવ્ના ચોધાર આંસુએ રડી પડી.

લીઝાએ તેમને દિલાસો આપ્યો, તેનાં આંસુ લૂછયાં, પોતાનાં આંસુ લૂછયાં પણ તે પોતાના નિર્ણયમાંથી જરાપણ વિચલિત ન થઈ. ચોતરફથી નિરાશ થતાં માર્ફા તિમોફેયેવ્નાએ ધમકીઓનો આશ્રય લીધો — તેણે કહ્યું તે તેની માને બધું જ કહી દેશે, પણ બધું જ વ્યર્થમાં ગયું. લીઝા વૃદ્ધ મહિલાના હાર્દિક વિનવણીઓ તરફ છેવટે ઝૂકી અને પોતાનો ઈરાદો છ મહિના સુધી મુલતવી રાખવા સંમત થઈ; પણ બદલામાં માર્ફા તિમોફેયેવ્ના પાસેથી વચન લેવામાં આવ્યું કે જો તે સમય દરમિયાન લીઝાએ પોતાનો વિચાર ન બદલ્યો તો તે તેની મદદ કરશે અને માર્યા દ્મીત્રિયેવ્નાની મંજૂરી મેળવી આપશે.

* * *

ઠંડીની પહેલી લહેરની સાથે જ વાર્વારા પાવ્લોવ્ના, પોતાને એકાંતવાસમાં સમાવી લેવાનું વચન આપ્યા છતાં પણ સેંટ પીટર્સબર્ગ ચાલી ગઈ જ્યાં પોતાના માટે પૈસાનો પહેલેથી જ પૂરતો બંદોબસ્ત કરીને તેણે એક નાનું પણ આકર્ષક ઘર ભાડે લીધું, જે પાન્શીને તેના માટે શોધ્યું હતું, જેણે *** પ્રાંત તેની પહેલાં જ છોડી દીધો હતો. *** નામક પ્રાતમાં પોતાના મુકામનાં પાછલાં કેટલાંક વખત દરમિયાન તે માર્યા દ્મીત્રિયેવ્નાની કૃપાદૃષ્ટિમાંથી સંપૂર્ણપણે ઊતરી ગયો હતો; તેણે અચાનક તેને ત્યાં જવાનું બંધ કરી દીધું હતું અને લગભગ કાયમ માટે લાવ્રિકીમાં જ ચોંટેલો રહેતો હતો. વાર્વારા પાવ્લોવ્નાએ તેને પોતાનો ગુલામ બનાવી લીધો હતો; તેનાથી જરાપણ



વધારે નહિ કે ઓછું નહિ; તેની ઉપર તેનો જે અપાર, અફર અને સંપૂર્ણ કબજો હતો. તેનું વર્ણન બીજાં કોઈ શબ્દો દ્વારા કરવું અશક્ય છે.

લાવ્રેત્સ્કીએ શિયાળો મોસ્કોમાં ગાળ્યો અને બીજા વસંતમાં એ સમાચાર તેની પાસે પહોંચ્યા કે લીઝાએ રશિયાના કોઈએક દૂર દૂરનાં પ્રાંતોમાંથી એક *** પ્રાંતના મઠમાં સંન્યાસ લઈ લીધો હતો.

# ઉપસંહાર

આઠ વર્ષો વીતી ગયાં. ફરીથી વસંત ઋતુ આવી... પણ સૌથી પહેલાં તો આપણે મિખાલેવિચ, પાન્શીન અને માદામ લાવ્રેત્સ્કાયાની નિયતિને સંબંધિત કેટલાંક શબ્દો કહીને તેમનાથી વિદાય લઈ લઈએ. મિખાલેવિચને ઘણીબધી ચડતી પડતીઓ પછી પોતાનો સાચો વ્યવસાય મળી ગયો: તેને સરકારી શાળામાં વડા નિશાળિયા તરીકે નોકરી મળી ગઈ. તે પોતાની નિયતિથી સંતુષ્ટ છે અને પોતાની દેખરેખ હેઠળના વિદ્યાર્થીઓ તેને આદરભાવે પૂજે છે, જોકે તેની પીઠ પાછળ તેની નકલ પણ કરે છે. પાન્શીન સરકારી નિસરણી પર ઊંચે પહોંચી ગયો છે અને નિયામકનો હોદ્દો પ્રાપ્ત કરવાનો ઉદ્દેશ રાખે છે: તે થોડોક નમીને ચાલે છે, નિશંકપણે તેનું કારણ તેણે પહેરેલ વ્લાદીમિર ક્રોસનું વજન છે. કલાકાર ઉપર તેની અંદરના ઓફિસરે અણનમ વર્ચસ્વ પ્રાપ્ત કરી લીધું હતું; તેનો હજી પણ જુવાન દેખાતો ચહેરો પીળાશ પડતો થઈ ગયો હતો, તેના વાળ પાતળા થઈ ગયા હતા, તે હવે ગાતો નથી, કે ન તો રેખાચિત્રો બનાવે છે, પણ ચોરીછૂપી સાહિત્યમાં માથું મારી લે છે: તેણે કહેવતની શૈલીમાં એક હાસ્ય નાટક લખ્યું છે, અને આજકાલ સામાન્યપણે બધાં જ લેખકો જેવી રીતે કોઈક વસ્તુ કે કોઈક વ્યક્તિનું 'વર્ણન' કરે છે તેવી જ રીતે તેણે પણ તેમાં એક લટકાળીનું વર્ણન કર્યું છે અને પોતાની ઓળખાણની બે કે ત્રણ બાનુઓની સામે ખાનગીમાં તે વાંચે છે. આ બાનુઓ તેની ભક્ત છે. ગમે તેમ પણ તેણે હજી લગ્ન નથી કર્યાં, જોકે તેની સમક્ષ આમ કરવા માટે ઘણીબધી સરસ તકો હતી. આના માટે દોષી વાર્વારા પાવ્લોવ્ના છે. જ્યાં સુધી તેની વાત છે, તે પહેલાંની જેમ સ્થાયી રૂપે પેરીસમાં વસે છે. ફ્યોદર ઈવાનિચે પોતાની તરફથી તેને વાયદા ચિઠ્ઠી આપી દીધી હતી અને તેમ કરીને બીજાં અણધાર્યા આક્રમણથી પોતાની ખંડણી અને મુક્તિનો પાકો બંદોબસ્ત કરી લીધો છે. તે દેખાવમાં વધારે ઉંમરલાયક અને શરીરે ભારે થઈ ગઈ છે, પણ તેમ છતાં હજી આકર્ષક અને રસીલી છે. દરેકે દરેક વ્યક્તિમાં આદર્શ હોય છે; વાર્વારા પાવ્લોવ્ના પોતાનો આ આદર્શ દ્યુમા-પુત્રની નાટયાત્મક કૃતિઓમાં સાકાર થતો ભાળ્યો.



તે નિયમિતપણે થિયેટરમાં જાય છે, જ્યાં રંગમંચ પર ક્ષયરોગી અને પ્રેમથી ઝૂરતી બારેમાસ લીલાછમ રહેતા કમીલિઆ જેવી સ્ત્રીઓનું ચિત્રણ કરવામાં આવે છે; માદામ દોશ થવું તે તેને માનવ પરમ સુખની ચરમસીમા જેવું ભાસે છે; એકવખત તેણે સ્પષ્ટપણે કહ્યું હતું કે તે પોતાની દીકરી માટે આનાથી વધારે બીજું કંઈ નહિ વાંછે. આપણે માત્ર એ આશા જ રાખી શકીએ છીએ કે નસીબ આદાને આવા પરમસુખથી ઉગારશે: ગોળમટોળ ગુલાબી બાળકીમાંથી તે નબળી છાતીવાળી નાનકડી ફિક્કી છોકરી બની ગઈ છે; તેનો સ્વભાવ અત્યારથી જ ખરાબ છે. વાર્વારા પાવ્લોવ્નાના પ્રશંસકોની સંખ્યા ઘટી ગઈ છે પણ તેમ છતાં હજી દેખાડો કરવા આવે છે; તેમનામાંથી કેટલાંકને કદાચ તે પોતાના અંતિમ દિવસો સુધી કબજામાં રાખશે. આ દિવસોમાં તેઓમાંથી સૌથી વધુ ઉત્સુક કોઈક ઝાકુર્દાલો-સ્કુબીનીકોવ છે. તે આડત્રીસ વર્ષનો અસાધારણપણે ચપળ કાઠાંવાળો, કલ્લા રાખનારી જમાતનો નિવૃત્ત સિપાઈ છે. માદામ લાવ્રેત્સ્કાયાના દીવાનખાનામાં હંમેશાં આવનારાં ફ્રેંચ લોકો તેને "ઉક્રાઇનનો મોટો બળદ" કહે છે; વાર્વારા પાવ્લોવ્ના તેને કદી પોતાની ભદ્ર સમાજની સાંજની મિજબાનીઓમાં નથી બોલાવતી પણ નિશંકપણે તે તેની સદ્ભાવનાનો આનંદ માણે છે.

અને આમ... આઠ વર્ષો વીતી ગયાં. એક વખત ફરી આસમાન વસંતનાં તેજસ્વી ઉલ્લાસો ફેલાવે છે; એક વખત ફરી વસંત ધરતી પર અને માનવીઓ પર પોતાના સ્મિતે રેલાવે છે; એક વખત ફરી તેના લાડ હેઠળ સમગ્ર દુનિયા પાંગરવા, પ્રેમ કરવા અને ગાવા લાગી છે. ***શહેર આ આઠ વર્ષોમાં થોડુંક બદલાઈ ગયું છે; પણ માર્યા દ્મીત્રિયેવ્નાનું ઘર વધારે તરુણ થઈ ગયેલું લાગે છે; તેની નવી રંગેલી દીવાલોમાં આનંદદાયક ચમક છે અને ખુલ્લી બારીઓની કાચની તકતીઓ આથમતાં સૂર્યનાં કિરણોમાં ઝબૂકતાં કિરમજી રંગો પરાવર્તિત કરે છે; આ બારીઓમાંથી સ્પષ્ટ જુવાન સ્વરોનો હળવો અને આનંદી ધ્વનિ અને અવિરત હાસ્ય ગલીમાં તરતાં પ્રસરાય છે; આખું ઘર જિંદગીથી ખળભળતું અને આનંદથી છલોછલ ભરેલું લાગે છે. ઘરની માલિકણ ઘણા લાંબા સમય પહેલાં જ કબરમાં પોઢી ગઈ છે: માર્યા દ્મીત્રિયેવ્ના લીઝાએ સંન્યાસ લીધો તેનાં બે વર્ષે પછી અવસાન પામી

અને માર્ફા તિમોફેયેવ્ના તેની ભત્રીજીના મર્યા પછી લાંબુ ન જીવી; શહેરના કબ્રસ્તાનમાં તેઓ એકબીજાની અડખેપડખે પોઢેલાં છે. નાસ્તાસ્યા કાર્પોવ્ના પણ હવે હયાત નથી; નિષ્ઠાવાન વૃદ્ધ સ્ત્રી કેટલાંક વર્ષો સુધી દરેક અઠવાડિયે પોતાની બહેનપણીની કબર પર પ્રાર્થના કરવા માટે જતી રહી… તેનો પણ વખત આવી ગયો અને તેનાં અસ્થિઓ પણ ભીની ધરતીમાં આરામ કરવા પધરાવવામાં આવ્યાં. પણ માર્યા દ્મીત્રિયેવ્નાનું ઘર અપરિચિતોના હાથોમાં નહોતું આવી પડ્યું, તે ઘરાનામાંથી બહાર નહોતું જતું રહ્યું, તેનો માળો પીંખાઈ ગયો નહોતો: લેનોચ્કા મોટી થઈને પાતળી ખૂબસૂરત છોકરી બની હતી અને તેનો પરણેતર—હુસ્સારોનો સોનેરી વાળવાળો ઓફિસર હતો; માર્યા દ્મીત્રિયેવ્નાનો દીકરો જેણે હાલમાં જ સેંટ પીટર્સબર્ગમાં લગ્ન કર્યાં હતાં તે પોતાની જુવાન પત્ની સાથે વસંતના દિવસો ગાળવા આવ્યો હતો; તેની સાળી, ગુલાબી ગાલો અને નિર્મળ આંખોવાળી સોળ વર્ષની સ્કૂલની છોકરી; શુરોચ્કા પણ મોટી અને આકર્ષક થઈ ગઈ હતી—આ હતો યુવા માળો કે જેનું આનંદી હાસ્ય અને વાતચીતથી કાલીતિન પારવારના ઘરની દીવાલો ગૂંજતી હતી. ઘરમાંની દરેકે દરેક વસ્તુ બદલાઈ ગઈ હતી; દરેક વસ્તુ તે ઘરનાં નવાં રહેવાસીઓને અનુરૂપ હતી. દાઢી મૂંછ વગરનાં હસતાં નોકરો—જે કટાક્ષો અને તરંગોથી ભરપૂર હતાં, તેમણે ભૂતપૂર્વ સમયનાં ગંભીર ઘરડાં નોકરોની જગ્યા લઈ લીધી હતી; જ્યાં રોસ્કા ગૌરવભર્યા સ્થૂળપણામાં ડોલતી ફરતી હતી તેની જગ્યાએ બે સેટર કૂતરાંઓ સોફાઓ પર ગાંડાતૂર થઈને ઉછળકૂદી કરી રહ્યાં હતાં; તબેલાઓમાં હવે દૂબળા પાતળા સવારીના ઘોડાઓ, વધારે સ્ફૂર્તિલા ગાડીના ઘોડાઓ, ગૂંથેલી વેણીવાળી કેશવાળી વાળા પાણીદાર સવારી ઘોડાઓ અને દોનના જીનવાળા ઘોડાઓ રાખવામાં આવતાં હતા; નાસ્તો, જમણ અને વાળુના સમયે બધા ભેળસેળ અને ગૂંચવાયેલા થઈ ગયા હતા અને પડોશીઓ જેવી રીતે કહેતા હતાં તેમ દરેકે દરેક વસ્તુ "નવી નિરાળી ઢબે" ચાલતી હતી.

જે સાંજની આપણે ચર્ચા કરી રહ્યાં હતાં, તે સાંજે કાલીતિન પરિવારના ઘરનાં રહેવાસીઓ (જેમનામાં સૌથી મોટો લેનોચ્કાનો પરણેતર, ચોવીસ વર્ષનો હતો) તેમનાં ઉલ્લાસિત હાસ્ય પરથી



અનુમાન લગાવતાં કોઈક સાદી સીધી અત્યંત રમૂજી રમતમાં વ્યસ્ત હતા: તેઓ એકબીજાને પકડી પાડવાનો પ્રયત્ન કરતાં ઓરડાઓમાં ભાગાભાગી કરી રહ્યાં હતાં; કૂતરાંઓ પણ તે પ્રમાણે કરતાં હતાં અને આવેશપૂર્વક ભસતાં હતાં. બારીઓ પર લટકતાં પાંજરાઓમાં બંધ કેનરીઓ પોતાની ઝનૂની કિલખિલનાં ભેદક શોરબકોર વડે સામાન્ય ઘોંઘાટમાં ઉમેરો કરતી હતી. આ ગગનભેદી વિનોદની ચરમ સીમા પર કાદવથી ખરડાયેલી ઘોડાગાડી ઝાંપા પાસે આવી અને પીસ્તાળીસ વર્ષનો મુસાફરીનો ડગલો પહેરેલો માણસ તેમાંથી ઊતર્યો. તે અચંબામાં થાંભલાની જેમ સ્થિર ઊભો રહ્યો. તે હાલ્યા ચાલ્યા વિના એમનો એમ થોડીવાર ઊભો રહ્યો, ઘર પર એક નિરીક્ષક નજર નાખી, ઝાંપામાં થઈને આંગણામાં ગયો અને ધીમેધીમે પ્રવેશદ્વારનાં પગથિયાં ચઢવા લાગ્યો. હોલમાં તેનો કોઈની સાથે ભેટો ન થયો; અચાનક બેઠક ખંડનું ધડાક કરતું ખૂલ્યું અને રતૂમડા ચહેરાવાળી શુરોચ્કા બહાર ધસી આવી, જ્યારે આખી ભીડ ચીસો પાડતી ને બૂમાબૂમ કરતી તેનો પીછો કરતી આવી અજાણી વ્યક્તિને જોતાં જ શાંત થઈ ગયેલ તેઓ એકદમ રોકાઈ ગયાં; પણ તેનું સર્વેક્ષણ કરી રહેલ તેજસ્વી આંખો એટલી જ ભલી લાગતી હતી અને તેમના તાજગીભર્યા ચહેરા હજી પણ હસતા હતા. માર્યા દ્મીત્રીયેવ્નાનો દીકરો આગંતુકની પાસે ગયો અને મૈત્રીપૂર્ણ સ્વરે તેને પૂછ્યું કે તે શું ઇચ્છતો હતો.

"હું લાવ્રેત્સ્કી છું," આગંતુકે કહ્યું.

તેના જવાબમાં ચારે તરફથી બૂમરાણ મચી ગઈ—એટલા માટે નહિ કે આ જુવાન લોકો દૂર દૂરના, લગભગ તદ્દન ભૂલાઈ ગયેલાં સગાના આગમનથી એટલા આનંદિત થઈ ગયાં હતાં, પણ કેવળ એટલા માટે કે તેઓ કોઈપણ ઉશ્કેરાટ પર શોરબકોર મચાવવા અને આનંદ મનાવવા તલપી રહ્યાં હતાં. લાવ્રેત્સ્કીને તરત જ ઘેરી લેવામાં આવ્યો: જૂનાં પરિચિત તરીકે લેનોચ્કાએ સૌથી પહેલાં પોતાનો પરિચય આપ્યો અને કહ્યું કે થોડી જ વારમાં ચોક્કસપણે તે તેને ઓળખી ગઈ હોત. ત્યારબાદ તેણે બાકીની મંડળીનો, પોતાના પરણેતર સહિત દરેકે દરેકને તેમનાં હુલામણા નામ વડે બોલાવતાં પરિચય કરાવ્યો. તેઓ બધાં જ જમવાના ખંડમાં થઈને દીવાનખાનામાં આવી ગયાં. બન્ને ઓરડાઓમાં દીવાલ પરનાં કાગળ નવા હતા પણ ફર્નીચર

જેમનું તેમ જ હતું. લાવ્રેત્સ્કી પિયાનોને ઓળખી ગયો; બારી પાસેની ભરતકામવાળી ફ્રેમો પણ તે જ હતી અને એ જ સ્થિતિમાં ઊભેલી હતી અને તે આઠ વર્ષો પહેલાં જે અધૂરા ભરતકામવાળી હતી તેવી જ લાગતી હતી. તેમણે તેને આરામદાયક ખુરશી પર બેસાડ્યો, બધાં જ તેની ફરતે ગોળ કુંડાળું વળીને શિષ્ટતાપૂર્વક બેસી ગયા. ઝડપથી એક પછી એક ક્રમશઃ સવાલો, આશ્ચર્યોદ્‌ગારો અને વિવરણોની ઝડી વરસવા લાગી.

"ઘણા લાંબા વખતથી અમે તમને મળ્યાં નથી," લેનોચ્કાએ ભોળપણમાં કહ્યું, "અને વાર્વારા પાવ્લોવ્નાને પણ."

"સ્વાભાવિક છે!" તેનો ભાઈ ઉતાવળે જ વચમાં બોલી પડ્યો. "હું તેને લઈને સેંટ પીટર્સબર્ગ ચાલ્યો ગયો હતો અને ફ્યોદર ઈવાનિચ આ આખો સમય ગામમાં રહે છે."

"હા, અને ત્યારથી મા પણ મરી ગઈ."

"અને માર્ફા તિમોફેવ્ના," શુરોચ્કા ગણગણી.

"અને નાસ્તાસ્યા કાર્પોવ્ના," લેનોચ્કાએ કહ્યું, "અને શ્રીમાન લેમ્મ..."

"શું? લેમ્મ પણ મરી ગયો છે?" લાવ્રેત્સ્કીએ પૂછ્યું.

"હા," જુવાન કાલીતિને જવાબ આપ્યો, "તેઓ ઓદેસ્સા ચાલ્યા ગયા હતા; લોકો કહે છે કે કોઈક તેમને લાલચ આપીને ત્યાં લઈ ગયું હતું અને ત્યાં જ તેઓ મરી ગયા."

"તેણે કોઈ સંગીતરચના પોતાની પાછળ છોડી છે કે નહિ તે તમે જાણો છો?"

"હું નથી જાણતો, મને તો તેમાં શંકા જ છે."

બધાં જ ચૂપ હતા અને નજરોની આપ લે કરતાં હતા. નૌજવાન ચહેરાઓ ઉપર વિષાદના વાદળ છવાઈ ગયા.

"માત્રોસ જીવતો છે, તમે જાણો છો," એકાએક લેનોચ્કાએ કહ્યું.

"અને ગેદેઓનોવ્સ્કી પણ," તેનાં ભાઈએ ઊમેર્યું.

ગેદેઓનોવ્સ્કીના નામ પર એક ખડખડાટ હાસ્ય ગૂંજી ઊઠ્યું.

"હા, તેઓ જીવે છે અને હજી પણ એવાં જ પુરાણાં જૂઠ્ઠા છે," માર્યા દ્મીત્રિયેવ્નાના દીકરાએ આગળ કહ્યું, "અને તમે એ



કલ્પના પણ કરી શકો છો, આ અહીં ઘેલી છોકરીએ" (તેણે શાળાની વિદ્યાર્થીઓની તરફ, પોતાની સાળી તરફ ઈશારો કર્યો) "તેમની છીંકણીની દાબડીમાં ગઈકાલે થોડું મરચું મેળવી દીધું હતું."

"તમે તેમને છીંકતા સાંભળતા!" લેનોચ્કા એકદમ મોટેથી બોલી પડી અને તેનો અવાજ બેકાબૂ હાસ્યની ગૂંજમાં ડૂબી ગયો.

"હાલમાં જ અમને લીઝાનાં સમાચાર મળ્યાં છે," જુવાન કાલીતિન બોલ્યો અને ફરીથી બધાં ઉપર શાંતિનું સામ્રાજ્ય છવાઈ ગયું, "તેઓ તદ્દન સારાં છે, તેમનું સ્વાસ્થ્ય હવે વધારે સારું છે."

"તે હજી એ જ મઠમાં છે?" લાવ્રેત્સ્કીએ ઘણા પ્રયત્નપૂર્વક પૂછ્યું.

"હા."

"તે કાગળ લખે છે?"

"ના, કદાપિ નહિ; પણ અમને બીજાં લોકો મારફત તેમના સમાચાર મળે છે." એકાએક ગૂઢ સન્નાટો છવાઈ ગયો; "કોઈ પ્રિય દેવદૂત ગુજરી રહ્યો છે," દરેકે વિચાર્યું.

"બગીચામાં જવું તમને ગમશે?" કાલીતિને પૂછ્યું. "હવે તે બહુ સરસ છે જોકે અમારી બેદરકારીને કારણે તેમાં થોડાં ઘણાં ઝાડીઝાંખરા ઊગી આવ્યાં છે."

લાવ્રેત્સ્કી બગીચામાં ગયો અને સૌથી પહેલી તેની નજર જે વસ્તુ પર પડી તે હતી બગીચાનો બાંકડો, પેલો એ જ બગીચાનો બાંકડો, જેની ઉપર એક વખત તેણે લીઝા સાથે પેલાં અવિસ્મરણીય આનંદની ક્ષણિક પળો વીતાવી હતી; તે કાળો પડી ગયો હતો અને વિકૃત બની ગયો હતો, પણ તે તેને ઓળખી ગયો અને તેનું હૃદય એવી લાગણીઓની પકડમાં આવી ગયું કે જે અતિશય મીઠાશભરી અને સાથે સાથે કડવાશભરી હતી. વીતી ગયેલી પેલી જુવાની માટે એક વખત જે ખુશી ધરાવતો હતો તેના માટે હચમચાવી મૂકનાર ઉદાસીની લાગણી. તે યુવા મંડળી સાથે વિથિઓમાં આમતેમ ભટકતો રહ્યો; લીંબુડીનાં વૃક્ષો ભાગ્યે જ વધારે ઘરડાં થયેલાં કે ઊંચા થયેલા લાગતાં હતાં; પણ તેમની છાયા વધારે ઘેરી બની ગઈ હતી: ગમે તેમ બધી જ ઝાડીઓ ખીલી ઊઠેલી હતી, રાસબરિની ઝાડીઓ મજબૂત થઈ ગઈ હતી, હેઝલની ઝાડીઓ ખૂબ પ્રમાણમાં ફેલાઈ ગઈ

હતી અને દરેકે દરેક વસ્તુ જંગલની તાજગીની, ઘાસ અને લાઈલાકનાં ફૂલોની તીવ્ર મહેકથી મહેકતી હતી.

"આ 'બિલાડી બેઠી ખૂણામાં' રમવા માટે સરસ જગ્યા છે," જ્યારે તેઓ લીંબડીનાં વૃક્ષો વચ્ચે ઘેરાયેલ નાનકડી ઘાસવાળી જગ્યામાં પ્રવેશ્યા ત્યારે લેનોચ્કા એકદમ બૂમ પાડી ઊઠી, "આપણે પૂરાં પાંચ જણાં પણ છીએ."

"ફ્રોદર ઈવાનિચ વિષે શું?" તેના ભાઈએ કહ્યું. "કે પછી તું પોતાની જાતને નથી ગણી રહી?"

લેનોચ્કાનો ચહેરો થોડો લાલ થઈ ગયો.

"પણ શું ફ્રોદર ઈવાનિચ, આ ઉંમરે..." તેણે કહેવાનું શરૂ કર્યું.

"અરે, તમે લોકો રમો," લાવ્રેત્સ્કીએ ઉતાવળે વચમાં જ હસ્તક્ષેપ કર્યો; "મારા પ્રત્યે લક્ષ ન આપો. મને એ જાણીને વધારે સારું લાગશે કે હું તમારા રસ્તામાં આડે નથી આવતો અને વળી મને ખુશ કરવાની તમારે કોઈ જરૂર નથી; અમારા જેવાં ઘરડાં લોકોનો એક જ ધંધો હોય છે જેના વિષે તમે હજી કંઈપણ નથી જાણતાં અને જેની જગ્યા કોઈપણ જાતનું મનરંજન લઈ નથી શકતી અને તે છે—સંસ્મરણો."

યુવા લોકો લાવ્રેત્સ્કીને આનંદ મિશ્રિત સભ્ય નમ્રતાપૂર્વક ધ્યાનથી સાંભળતા હતા—જાણે કોઈ શિક્ષક તેમને પાઠ ભણાવી રહ્યો હોય—અને પછી એકાએક વિખરાઈને લીલીછમ જગ્યા તરફ દોડી ગયા; તેમનામાંના ચારે વૃક્ષોની હેઠળ જગ્યા લીધી, એક વચમાં ઊભો રહ્યો અને ગંમત શરૂ થઈ.

અને લાવ્રેત્સ્કી વળતે પગલે ઘર તરફ પાછો ગયો, જમવાના ખંડમાં ગયો, પિયાનો પાસે પહોંચીને તેની કળોમાંથી એકને સ્પર્શ્યો: ધીમો પણ સ્પષ્ટ સ્વર વાતાવરણમાં ગૂંજી ઊઠયો અને આના પ્રત્યુત્તરમાં તેના હૃદયના તાર પણ ઝંકૃત થઈ ઊઠયાં; તે પેલી પ્રેરાયેલી ધૂનનો પહેલો સ્વર હતો કે જેના વડે લેમ્મે, બિચારા લેમ્મે પેલી ચિરસ્મરણીય અને સુખમય રાતે એટલી લાંબી વાર સુધી તેને આનંદિત કર્યો હતો. ત્યારબાદ લાવ્રેત્સ્કી દીવાનખાનામાં ગયો અને ત્યાં બહુ વાર સુધી રોકાયો: અહીં, જ્યાં તે ઘણીવાર લીઝાને મળતો હતો ત્યાં, તેની છબી તેની આંખો સમક્ષ વધારે તાદૃશ્યપણે તરવરવા લાગી; તે જાણે



પોતાની આસપાસ લીઝાનું અસ્તિત્વ અનુભવી રહ્યો હોય તેમ લાગતું હતું; પણ તેના માટેનું તેનું દુઃખ અત્યંત પીડાદાયક હતું અને સાંખવા માટે સહેલ નહોતું; તેમાં એવી કોઈ નિરાંત નહોતી જે મૃત્યુમાં હોય છે. લીઝા જીવતી હતી, દૂર સૂદૂર કોઈક ઠેકાણે, તેની પહોંચની બહાર; તે તેના વિષે જીવતાં લોકો વિષે જેમ વિચારવામાં આવે છે તેમ વિચારતો હતો અને તે ધૂપલોબાનનાં ધૂમરાતાં ધૂમાડાઓની વચ્ચે હરતી ફરતી, નનનો પોશાક પહેરેલી પેલી ઝાંખા નિસ્તેજ ચહેરાવાળી છોકરીમાં પોતાની એક વખતની પ્રેમિકાની એક પણ મુખમુદ્રાનું નિશાન શોધી શકતો નહોતો. લાવ્રેત્સ્કી જે આંખો વડે લીઝાને પોતાની કલ્પનામાં જોતો હતો, જો તે પોતાની જાતને એ જ રીતે જોઈ શકતો હોત તો તે પોતાને પણ ઓળખી શકતો નહોતો. આ આઠ વર્ષો દરમિયાન છેવટે તે પોતાની જિંદગીના એક એવા વળાંક તરફ વળી ગયો હતો જેને ઘણાં માણસો વગર વળ્યે જ પસાર કરી જાય છે, પણ જેના વિના કોઈપણ માણસ સંપૂર્ણપણે પ્રામાણિક નથી રહી શકતો: તેણે પોતાની ખુશી અને સ્વાર્થના વિષે વિચારવાનું વાસ્તવમાં બંધ કરી દીધું હતું. તેનો ઉત્સાહ શમી ગયો હતો અને સાચી વાત કહો તો—તે ન માત્ર ચહેરે મોહરે અને કાયાથી જ ઘરડો થઈ ગયો હતો પણ હૃદયમાંય ઘરડો થઈ ગયો હતો; ઘડપણમાં જુવાન હૃદય રાખવું, એ કેટલાંક લોકો કહે છે તે પ્રમાણે બહુ મુશ્કેલ અને લગભગ હાસ્યાપદ છે; કદાચ તે માણસ બહુ સંતુષ્ટ રહી શકે છે જેણે ભલાઈમાં પોતાનો વિશ્વાસ, ઉદ્દેશ્યની ધારણશક્તિ અને કામ કરવાની સંકલ્પશક્તિ ગુમાવ્યાં નથી. લાવ્રેત્સ્કીને સંતુષ્ટ રહેવાનો હક્ક હતો: તે ખરેખર સારો ખેડૂત બની ગયો હતો, તે વાસ્તવમાં જમીન જોતતાં શીખી ગયો હતો અને તે માત્ર પોતાના એકલાના જ લાભ માટે પરિશ્રમ નહોતો કરતો; તેણે પોતાના ખેડૂત ભાઈઓનાં કલ્યાણને સુરક્ષિત અને મજબૂત કરવામાં કોઈ કસર છોડી નહોતી.

લાવ્રેત્સ્કી બગીચામાં ગયો, બગીચાના પરિચિત બાંકડી ઉપર બેઠો અને આ ઘરની સામે પડતી પોતાની બેહદ પ્રિય જગ્યા પર, જ્યાં તેણે છેલ્લી વાર આનંદ અને ઉલ્લાસની સ્વર્ણિત મદિરાથી ચળકતાં અને છલકતાં ચિરવાંછિત જામના પ્યાલાને પકડવાનો વ્યર્થ પ્રયાસ કર્યો

હતો ત્યાં, તે, તદ્દન એકલો અટૂલો ઘરબારવિનાનો ભટકેલ, પોતાની જિંદગીમાં પાછા વળીને ડોકિયું કરી રહ્યો હતો, જ્યારે યુવા પેઢીની ઉલ્લાસભરી બૂમરાણો, કે જેમણે તેની જગ્યા પહેલાં જ લઈ લીધી, બગીચામાંથી પસાર થતી તેના કાનમાં તરતી ગૂંજતી આવતી હતી. તે દિલમાં ઉદાસીનતા અનુભવી રહ્યો હતો પણ કોઈપણ જાતની કડવાશ કે પીડા વિના: પસ્તાવો કરવા માટે તેની પાસે ઘણું બધું હતું, પણ શરમિંદા થવું પડે તેવું કશું જ નહોતું. "રમો, આનંદ માણો, ફૂલો-ફ્લો, જોશીલી જુવાની," તેણે વિચાર્યું. તેના આ વિચારમાં કોઈ ખીજ નહોતી; "તમારી સામે તમારી આખી જિંદગી પડેલી છે, અને તમારા માટે જિંદગી વધારે સરળ થશે; તમારે અમારી જેમ તમારા માટે રસ્તાઓ શોધવા નહિ પડે, ન તો કોઈ સંઘર્ષ કરવો પડશે કે ન તો અંધકારની વચ્ચે ફરીથી ઊઠવું અને પડવું નહિ પડે; અમને અમારા અસ્તિત્વને ટકાવી રાખવાના પ્રયત્નમાં હંમેશાં ઝઝૂમતાં રહેવું પડ્યું હતું—અને અમારામાંનાં કેટલાં બધાં ટકી શક્યાં નહોતાં! પણ તમારે એક કર્તવ્ય નિભાવવાનું છે, કામ કરવાનું છે—અને અમે વૃદ્ધ લોકોનાં આર્શીવાદ તમારી સાથે છે. મારા માટે, આ દિવસ પછી, આ અનુભવો પછી બીજું કંઈ નહિ પણ માત્ર તમારાથી છેલ્લી વિદાય લેવાનું જ બાકી રહી જાય છે—અને નિકટ આવતાં અંત અને પ્રતીક્ષા કરી રહેલ ઈશ્વરને ધ્યાનમાં રાખતાં ઉદાસ ભાવ સાથે પણ કોઈ અદેખાઈ કે કોઈ ખરાબ લાગણીઓ વિના માત્ર એટલું જ કહેવાનું છે: 'આવ, મારા એકાકી ઘડપણ! ભસ્મ થઈ જા, નિરુપયોગી જિંદગી!'"

લાવ્રેત્સ્કી ચૂપચાપ ઊભો થયો અને ચૂપચાપ ચાલ્યો ગયો; કોઈએ તેની તરફ ધ્યાન ન આપ્યું; કોઈએ તેને રોક્યો નહિ; લીંબુનાં ઊંચાં વૃક્ષોની લીલી છમ દીવાલો પાછળ બગીચામાં મોજમજાના અવાજો પહેલાં કરતાં પણ વધારે જોરથી ગૂંજી રહ્યા હતા. તે પોતાની ઘોડાગાડીમાં ચઢ્યો અને ગાડીવાનને ઘર તરફ હાંકી જવાનો અને ઘોડાઓને ઉતાવળ ન કરાવવાનો આદેશ આપ્યો.



* * *

"અને અંત?" કદાચ નિરાશ થયેલ વાચક પૂછશે. "ત્યાર પછી લાવ્રેત્સ્કીનું શું થયું? અને લીઝા?" પણ તેવાં લોકોના વિષે કહેવાનું શું બાકી રહી જાય છે જેઓ હજી સુધી જીવતાં તો છે પણ આ સંસારથી અને તેના સંઘર્ષથી વિરક્ત થઈ ગયાં છે? શા માટે તેમના વિષય પર પાછા આવવું? એમ કહેવામાં આવે છે કે લાવ્રેત્સ્કી દૂર દૂરના એ મઠમાં ગયો હતો જ્યાં લીઝાએ શરણ લીધું હતું અને તેને મળ્યો હતો. એક પછી એક ગાયકમંચની સામેથી પગથિયાં ઊતરતાં તે તેની એકદમ નજીકમાંથી પસાર થતી નીકળી ગઈ; તે નનની એકસમાન, નમ્રપણે ઉતાવળી ચાલે પસાર થઈ ગઈ હતી અને તેની તરફ નજર સુદ્ધાં ઊંચી નહોતી કરી; માત્ર તેની પાંપણો થોડીક ધ્રૂજી અને ગળાઈ ગયેલો ચહેરો હજી વધારે નીચો ઝૂકી ગયો અને જળમાળા વડે વીંટળાયેલ વાળેલા હાથની આંગળીઓ હજી વધારે કસીને દબાવી દીધી. તેઓ બન્ને શું વિચારી રહ્યાં હતાં? તેઓ બન્ને કેવી લાગણી અનુભવી રહ્યાં હતાં? કોણ જાણી શકે છે? કોણ કહી શકે છે? જિંદગીમાં એવી કેટલીક ક્ષણો આવે છે, એવી લાગણીઓ... જેમના પ્રત્યે કોઈ આંગળી ચીંધી શકે છે—અને આગળ વધી જાય છે. બસ.

૧૮૫૮

### વાચકોને

આ પ્રકાશન વિશે આપણે જરૂરી લાગે તે ટિકાટિપ્પણો તથા સલાહસૂચનો આપ મોકલશો તો અમે આભારી થઈશું.

અમને આશા છે કે આપની માતૃભાષામાં રૂસી તથા સોવિયેત સાહિત્યનું વાંચન આપને અમારી જનતાની સંસ્કૃતિ અને જીવનરીતિનો વધારે ઊંડો પરિચય મેળવવામાં સહાયભૂત થશે.

'રાદુગા' પ્રકાશન
ઝૂબોવ્સ્કી બૂલવર, ૧૭
મોસ્કો, સોવિયેત સંઘ

# આન્તોન ચેખોવ

## લઘુનવલો અને નવલિકાઓ

વિખ્યાત રશિયન લેખક આન્તોન ચેખોવ (૧૮૬૦-૧૯૦૪)ના આ સંગ્રહમાં ૧૮૮૩થી ૧૯૦૦ની સાલની વચ્ચે લખાયેલી વાર્તાઓનો સમાવેશ કરવામાં આવ્યો છે. આન્તોન ચેખોવનું નામ લેખકોની દુનિયાના લેવ તોલ્સ્તોય અને ફ્યોદોર દોસ્તોયેવ્સ્કી જેવા મહાન વિદ્વાનોની હરોળમાં આવે છે. જુવાન ચેખોવની કેટલીક હાસ્યરસપ્રધાન વાર્તાઓ છે જેવી કે 'દુષ્ટ છોકરો', 'સ્વીડિશ દીવાસળી', 'અતિરેક્ત', કટાક્ષાત્મક લખાણોના સુંદર નમૂનાઓ છે 'જાડો માણસ અને પાતળો માણસ', 'મુખૌટું', 'આન્ના', અને 'મોડાં ખીલેલાં પુષ્પો'. ગમે તેમ પણ એવી કૃતિઓને પણ ગર્વભર્યું સ્થાન આપવામાં આવ્યું છે જે ચેખોવનો સામાન્ય જનતા અને કામદાર લોકો માટેનો ઊંડો દયાભાવ દર્શાવે છે. ઉદાહરણ તરીકે 'ધી દન્ટર', 'મીઝરી', 'પેન્ડેમોનીયમ', 'એનેમીસ', અને દૃઢપણે દાર્શનિક અને સામાજિક વાર્તાઓ 'લાઈટ્સ', 'ધી બ્લેક ફ્રાયર' અને 'ઈન ધી ગલ્લી'.

# નિકોલાઈ ગોગોલ
## સેંટ પીટર્સબર્ગની વાર્તાઓ

નિકોલાઈ ગોગોલ (૧૮૦૯-૧૮૫૨), પૂશ્કિન અને દોસ્તોયેવ્સ્કીના સમકાલીન, રાશિયન સાહિત્યમાં પ્રકૃતિવાદની સ્કૂલના સંસ્થાપક હતા. અને તેમણી કટાક્ષયુક્ત સાહિત્યકૃતિની શૈલીમાં કોઈ બરાબરીનું સમોવડિયું નહોતું. તેમણે ગંભીર વાસ્તવાદનાં વિકાસ પર નિર્ણાયત્મક પ્રભાવ અને રશિયન સાહિત્યમાં માનવતાવાદી અને લોકશાહીત્મક સિદ્ધાંતોના નિશ્ચિત વિધાનનો ઉપયોગ કર્યો.

આ સંગ્રહમાં સમાવિષ્ટ કરવામાં આવેલી વાર્તાઓ ગોગોલની અદ્‌ભુત બુદ્ધિપ્રતિભાને પ્રગટ કરતી જુદી જુદી શૈલીઓની છે.

આ પુસ્તકને ગોગોલ, તેમના મિત્રો અને સહકાર્યકરોના ફોટાઓ અને વિખ્યાત કલાકારોના ચિત્રો વડે સુશોભિત કરવામાં આવ્યું છે.

# તુર્કમેન લોક વાર્તાઓ

આ સંગ્રહની ઘણીબધી વાર્તાઓ રોજિંદા જીવનને લગતી અને શ્રીમંત માલિકો, વેપારીઓ અને પાદશાહ તથા પાદરીઓની ઈચ્છાઓને અનુસરનારા એવા બધાં જ લોકોના લોભવૃત્તિ અને જૂઠ્ઠાણાવૃત્તિ પ્રત્યે જોરદાર રમૂજ ભરી છે. સૌથી જાણીતી વાર્તાઓમાંથી એક છે 'માલિક અને તેના મજૂરો', માલિક મૃત્યુ પામે છે અને તેની પત્ની, જે એટલી જ લોભી હતી તે, પોતાની બધી જ સંપત્તિ ગુમાવી બેસે છે અને ભગ્ન હૃદયે મૃત્યુ પામે છે. રોજિંદા જીવની વાર્તાઓમાં પ્રચલિત નાયક યાર્તીગુલાકની વાર્તાઓને સમાવિષ્ટ કરવામાં આવી છે, જે ચપળ બુદ્ધિવાળા તરીકે અને શોધક તરીકે પ્રખ્યાત છે.

આ પુસ્તક આકર્ષક રીતે સુશોભિત કરવામાં આવ્યું છે.

# સ્ત્રુગાત્સ્કી

## કિશોર

સ્ત્રુગાન્સ્કી ભાઈઓ આર્કાદી અને બોરીસ સોવિયેત વૈજ્ઞાનિક નવલકથાના લેખકો છે, જેમની સૌથી પહેલી કૃતિ 'ધી લેન્ડ ઓફ્ પર્પલ ક્લાઉડ્સ' ત્રીસ વર્ષ પહેલાં પ્રકાશિત થઈ હતી. વ્યવસાયે આર્કાદી પૂર્વા દેશોના નિષ્ણાત હતા અને બોરીસ ખગોળવેત્તા. તેમનાં પુસ્તકો સ્વદેશમાં અને વિદેશમાં પણ ખૂબ જ પ્રચલિત હતા, વિશેષ કરીને 'એટેમ્ટેડ એસ્કેપ', 'અ ડીસ્ટન્ટ રેઈનબૉ, થીન્ગ્સ ઓફ્ પ્રે', 'ઈટ ઈઝ હાર્ડ ટુ બી ગોડ', 'ધી ઈનહેબીટેડ આલેન્ડ' અને 'પીકનીક બાય ધી રોડ સાઈડ'.

બંને ભાઈઓ વૈજ્ઞાનિક નવલકથાથી ઘણી શૈલીઓમાં કામ કરે છે પણ તેમનાં લખાણોનો મુખ્ય વિષય છે સંપર્કનો વિષય. તેઓ પોતાના નાયકોને બધાં જ પ્રકારની પરિસ્થિતિઓમાં મૂકે છે અને સ્તાનીસ્લવ લેમના નાયકોમાંથી એકનો ઉલ્લેખ કરતા તેઓ તેમને "આખી માનવજાત માટે નૈતિક ઈલાજ શોધી કાઢવા" પ્રયત્ન કરવાની ફરજ પાડે છે.

ઈવાન તુર્ગેનેવે (૧૮૧૮-૧૮૮૩)
અને વિશ્વ સાહિત્યના
ાસમાં ગદ્યના એક કુશળ
ના રૂપમાં પ્રવેશ કર્યો.
નવલકથા 'કુલીન ઘરાનું'નું કેન્દ્ર
ીઝા અને લાવ્રેત્સ્કીની અત્યંત
પ્રેમકથા. તેની સાથે સાથે
આ નવલકથા નૈતિક કર્તવ્ય
આત્મત્યાગ વિષે, સુખ વિષે,
ની અર્થ વિષે પણ છે.
'તુર્ગેનેવની બધી કૃતિઓ વિષે
ક રૂપે શું કહી શકાય? શું એ
ા અનુભવી શકાય છે કે તેમને
પછી આપણે વધારે સહેલાઈથી
લઈ શકીએ છીએ, વધારે
ઈથી વિશ્વાસ કરી શકીએ છીએ
સુખદ ઉષ્માનો અનુભવ કરી
છીએ? તમે સ્પષ્ટ રીતે એ
વ કરી શકો છો કે તમારું નૈતિક
કેવી રીતે ઊંચું ઊઠી રહ્યું છે,
ારાં વિચારોમાં તમે લેખકને
ાદ આપો છો અને તેને ચાહો
આ પારદર્શી, જાણે વાયુનાં
બિંબ, દરેક પંક્તિમાં સ્પંદિત
ને જ્યોતિના આ વસંત આજ
ોડે છે."

**મ. ઈ. સાલ્તિકોવ-શ્ચેદ્રિન**

ઈવાન તુર્ગેનેવ • કુલીન ઘરાનું

ઈવાન તુર્ગેનેવ

# કુલીન ઘરાનુ